# ઉપોદ્ઘાત.



ગુજરાતીનો અભ્યાસ ગુજરાતી જાણનારાઓમા વધારે ને વધારે આદર તો જાય છે, તેથી ત્હેરા ઉત્સાહથી પ્રેરાઇનેજ આ આવૃત્તિનું કામ માં લેવાયુ છે.

આ પહેલાં, સંશોધક વૃત્તિથી એડીટ થયેલાં કવિ પ્રેમાનન્દના કાવ્યો– નવલરામભાઇનું 'મામેરૂં', રા. મોદી તથા રા. મહેતાના 'નળાખ્યાન'નાં કડવાં, તથા રા. અંબાલાલ જાનીનું 'સુભદ્રાહરણ' પછી, એ દિશામાં આ | જ પ્રયત્ન છે.

એમા એક અભ્યાસકની દૃષ્ટિએ જેટલું જરૂરનું લાગ્યું, તેટલું બધું યે કનું કરીને મૂકયું છે. મ્હને ભય રહે છે કે કેટલુંક વધારે પડતું યે આ આવૃત્તિમા પેંશી જવા પામ્યુ હોય અને કેટલુંક અગત્યનું રહી યે ગયું હોય. આ આવૃત્તિનું ભવિષ્યમાં ફરીથી ચાળણું (sifting) કરવાનો યોગ આવશે, ઉપયોગનુંજ લખાણુ રહેવા પામશે, એમ આશા બતાવીને હમણાં તો સન્તોષ માનવો પડે છે. સુધારા વધારાને પુષ્કળ અવકાશ છે એમ જાણવા છતા આ બાલકને હમણા રમતુ મૂકયું છે.

'સુદામા ચરિત્ર'ની, સ્કુલોમા ચલાવવા પ્રસિદ્ધ થયેલી ત્રણ આવૃત્તિ–એક જકોટના મંગળજી હરજીવન ઓઝાની, બીજી એમ-સી. કોઠારીની અને ત્રીજી હ્લસુખરામ મહેતાની–એ ત્રણ છતા, આ આવૃત્તિનો એમા ઉમેરો કરવાનું ાહસ ખેડવા જેવું, આમા શું શું નવું દાખલ કર્યું છે તે ટૂંકમા જણાવીયે –

(૧) મૂલકાવ્યનો પાઠ હાથપ્રતો ઉપરથી સંશોધન કરેલો છે. અને સં ૧૭૯૫ ની પ્રતના સમયની જોડણી કાયમ રાખી છાપ્યો છે ભાવાર્થ રફ લક્ષ રહે એ હેતુથી બાજુ ઉપર અર્થસંક્ષેપ (marginalia) આપેલો છે. સ્તુત કાવ્યના નાયકનું વિદ્યાર્થી જીવન તથા શ્રીકૃષ્ણ મૈત્રિનો પૂર્વ સંબંધ ાપનારી સુદામા-પૂર્વકથા પ્રેમાનન્દે દશમ અ. ૪૫ માં આપેલી છે ત્હેનો રિચય મૂલ કાવ્ય વાચનારને ઇષ્ટ થશે એમ માની તે દાખલ કરી છે. પ્રસ્તુત ાવ્ય સાથે આ ભાગ શાળાઓમા ચલાવવા ઉપયોગી થશે એમ ધારીએ છીએ.

(૨) કવિનું કવિ-હૃદય, ત્હેમનો જમાનો, અને ત્હેમનો સમાજ આંખે-ખ વાંચકની આખ આગળ ખડાં થાય તોજ કાવ્યની ખૂબીઓની યથાયોગ્ય દર થાય. જેમ કોઇ દેવકથાનો પાઠ કરતા પહેલા એ દેવનું કવચ, ન્યાસ, અર્ગલા, કીલક, ધ્યાન વિગેર પ્રારંભક ક્રિયાઓ રાખેલી હોય છે તેમ કવિના વ્યરસનો આસ્વાદ લેતા પહેલા પણ કેટલુંક જાણી લેવું અગત્યનું છે. આ તુ ધ્યાનમાં રાખીને પ્રસ્તાવના યોજાઇ છે.

(૩) ટીકા-વિસ્તૃત વિવરણ વાળી સંસ્કૃત-ટીકા તથા અંગ્રેજી નોં મળતી ધાટીથી લખાય છે છતાં ટીકાક આધાર, મૂલ સંસ્કૃતમાં આપવાથી સ ન્ય વાચકને એ અગમ્ય થઇ જશે એવી બ્હીકથી શાસ્રાર્થ ગુજરાતીમાં અ છે સામાન્ય શબ્દાર્થ ઉપરાંત શબ્દસિદ્ધિ-વ્યુત્પત્તિ, રસ અલંકારનું નિદર્શન નિ, કથા પ્રસંગોની સમય વાતો, કવિના બીજાં ગ્રન્થો સાથે ? વતાવતા ( parallel )વિચારો-એ બધું આપવા ઉપર ખાસ ધ્યાન અપાયું

(૪) પરિશિષ્ટો-આ આવૃત્તિની ખાસ વિશેષતા છે એમાં ચાર પ્રસિદ્ધ અને ચાર અપ્રસિદ્ધ 'સુદામા' સબંધી આખ્યાનો આપ્યા છે, જે આ સની તુલનાત્મક દૃષ્ટિને કેળવવામાં ઉપયોગી થયા વગર નહી રહે આઠ વિયોનો પરિચય પ્રસ્તાવનાના ( ૪ ) ભાગમાં કરાવ્યો છે.

(૫) ભાષાની ઉત્ક્રાન્તિના ઇતિહાસ તરફ નજર રહે એ હેતુથી સ તથા પ્રાકૃતમાંથી શબ્દો દેશી ભાષામાં ઉતરી આવતા જે જે વિકાર પામે બતાવવા શબ્દ-સિદ્ધિનો વિષય પૂર્તિમાં ઉમેર્યો છે; ભાષાના ઇતિહાસમાં રે કરવા જેવો અભ્યાસકનો ઉદ્દેશ, આથી સધાશે એમ ધારણા છે

( ૬ ) કવિની મનોગત ભાવનાને રંગની પીંછીથી પ્રત્યક્ષ કર ચિત્રકાર છે સુન્દર શબ્દચિત્રોનો ભાવ મનમાં ઉતારી, સહૃદયી ચિત્રકાર ભાવને પીંછીથી પ્રત્યક્ષ કરી શકે છે. આ વાત ધ્યાનમાં રાખી, રા રાવ સૂચના નીચે રા રવિશંકર પંડિત બી એ એ ચાર ચિત્રો દોર્યા ચિત્રોના ઉમેરાથી ધારેલો હેતુ પાર પડયો હોય તો સારૂં.

ચિત્રોથી આવૃત્તિની કિંમતમાં ૦-૪-૦ જેટલો વધારો થયો છે, એટલું અંગ અધુરૂં રાખવાનું ન ગમ્યાથી આ ચે જોખમ વ્હોર્યું છે

આ આવૃત્તિમાં આટઆટલી વીગતો ભેગી કરવા છતાં સામાન્ય સમાજ, તેમજ શાળા, પાઠશાળા કે મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવું સાહિત્ય રજૂ કરવા પ્રયત્ન થયો છે.

આ પ્રયાસને ગૂજરાતના સહૃદયો વધાવી લે, તો કવિના બીજા કાવ્ય પણ આવી આવૃત્તિ કાઢવાનું મન થાય એ સ્વભાવિક છે હવે કેટલે અ શિષ્યવર્ગની તેમજ ગૂજરાતી તરફ પક્ષપાત ધરાવનાર વાચકોની જરૂરીઆ આ પુસ્તકથી પૂરી પડી શકે છે તે જોવાનું કામ અનુભવી સાક્ષરોનું કારણ કે ગમે તેટલું લખ્યા છતાં પણ કવિકુલગુરુ કાલિદાસની જેમ, ર પણ ઘડી ઘડી થાય છે કે—

'आपरितोषाद् विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् ।'

આ આવૃત્તિને આ ઉતરના રૂપમાં તૈયાર જોવાનું, કેટલાક મિત્રો સહાય વગર બની શકયું ન હોત. 'સુદામા ચરિત્ર'ની પ્રતો, પોતાની તેમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાંથી મેળવી આપીને, તથા જગન્નાથ

મા'ની પ્રતોનો પરિશિષ્ટમા પહેલી જ વાર ઉપયોગ કરવા દઇને રા. ાલ પારેખ બી એ એ મ્હારા કાર્યમા મ્હને બહુજ ઉત્સાહ આપ્યો છે. ઇનો તથા હાલીલક્ષ્મી લાયબ્રેરીમાથી ત્રણ પ્રતો લાવી આપવામા મ્હારા પ્રો. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક એમ. એ એ બધુકૃત્ય કર્યુ છે ા આભાર માનવાની આ તક હુ લઉ છુ

સેન્ટ્રલ લાયબ્રેરીના સગ્રહમાથી સં. ૧૭૮૯ ની પ્રત જોવા દીધા બદલ પરિશિષ્ટ ૧ તથા ૫ મા છાપેલી પ્રતો, ઉપયોગમા લેવા દીધા બદલ મે. ર સાહેબનો ઉપકાર માનવાની હુ રજા લઉ છુ. ઉપલા બે પરિશિષ્ટો રવાનગીથી જ પહેલી વાર પ્રસિદ્ધિમા આવે છે તે માટે પણ એમનો : માનવો ઘટે છે

પુસ્તકના સબધમા પ્રો કેશવલાલભાઇ તથા પ્રો. નરસિંહરાવભાઇએ હી સૂચનાઓ વખતો વખત આપી પોતાના સંગીન અભ્યાસનો મ્હને આપ્યો છે તે બદલ હુ ત્હેમનો ઋણી છુ. પ્રો અતિસુખશકર ત્રિવેદીની થી શબ્દ સિદ્ધિનો સમાવેશ પૂર્તિમા કરી શકાયો છે તે માટે ત્હેમનો ભારી છુ રા. ભાનુસુખરામ મહેતા, રા. અંબાલાલ જાની બી એ. રા. લાલ ઇચ્છારામ દેસાઇ બી એ. તથા મ્હારા મિત્રો પ્રો. પ્રિન્સીપાલ ાલ ઑફ રા. જગજીવન દયાળજી મોદી, છોટાલાલ પુરાણી એમ. વા રા નાનુકલાલ નંદલાલ ચોકશી એ સજ્જનોને આ પ્રસંગે ન સભારું નગુણો જ કહેવાઉ.

ચિત્રોના બ્લૉક સબધી પ્રો. પુરાણીની મહેનત ભૂલાય તેમ નથી

ટીકા લખવામા રસભેર મદદ કરનાર મ્હારા સહાધ્યાયી મિત્ર રા. નાથ બદરીનાથ શાસ્ત્રી. બી એ. નો જૂદો ઉપકાર હુ અહી માની લઉ છુ.

ઉપકારની યાદી લાબી થવા છતા, અંતમા મ્હારા ભાઇઓની સદાય સહાનુભૂતિ સભાર્યા સિવાય આ ઉપોદ્ઘાત મ્હારાથી બંધ થઈ શકે નહી.

છાપવાનુ કામ ઉતાવળથી થયેલુ હોવાથી છાપની મુખ્ય ભૂલોની યાદી પડી છે, તે જોઇ જવા વિજ્ઞપ્તિ છે.

ીઆગ, વડોદરા,
ાદ શુકલ એકાદશી
મ. ૧૯૭૯

મંજુલાલ મજમુદાર

## નીચેની ચોપડીઓ ઉપયોગમાં લીધી છે:—

૧. સા. ગોવર્ધનરામભાઇનો
Classical Poets of Gujarat નો નિબંધ.

૨. સા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીકૃત
Milestones in Gujarati Literature.

૩. કવિ નર્મદાશંકરનો ' નર્મકથા કોષ '.

૪. સા. નવલરામભાઇનું ' આનેર '.

૫. પ્રો. કેશવલાલ ધ્રુવનો
' પ્રેમાનન્દના જીવનના પાંચ પ્રસ્તાવ ' નો નિબંધ.

૬. રા. અંબાલાલ જાનીએ લખેલી
' સુભદ્રા હરણ ' ની પ્રસ્તાવના.

૭. રા. અંબાલાલ જાનીના ' સુદામા ચરિત્ર ' ઉપર
સમાલોચક પુ. ૮-૯ માં છપાયલા ચાર લેખો.

૮. પ્રો. આનંદશંકર ધ્રુવની
' હિન્દુ ધર્મની બાળપોથી '

૯. રા. બ. કમળાશંકર ત્રિવેદીનું ' બૃહદ્ વ્યાકરણ '

૧૦. પ્રો. નરસિંહરાવ દીવટીયાનો
' પ્રેમાનન્દનાં નાટકો ' નો નિબંધ.

૧૧. રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળાનો
ભાલણનો ' દશમસ્કંદ '

૧૨. ભાલણકૃત ' કાદમ્બરી પૂર્વ-ભાગ '
પ્રો. કેશવલાલ ધ્રુવની આવૃત્તિ.

૧૩. રા. ભાનુસુખરામ મહેતાનો ' પ્રેમાનન્દ. '

૧૪. રા. રામલાલ ચુનીલાલ મોદીનો 'પ્રેમાનન્દના સમયની ભાષા'નો
લેખ. વસન્ત પુ. ૧૪, અંક ૨.

૧૫. પહેલી બે સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખોનાં ભાષણ.

१६. वामन पंडित कृत प्रकरणें-
संशोधक; जनार्दन बालाजी मोडक. बी. ए.

---

# અનુક્રમણિકા.

૭ ચિત્રોની યાદી —

# મેળવી જોયેલી હાથ-પ્રતોની યાદી.

| | ક્યાંની પ્રત | લિપિ | લખ્યાસાલ | લખનાર |
|---|---|---|---|---|
| પ્ર. ૧ | સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરા. | ગુજરાતી | સં. ૧૭૮૧ શ્રાવણ સુદ ૧૧ | પ્રગણા ટવા મધ્યે ગામ સીમળીના સામળદાસ |
| પ્ર. ૨ | ડાહી લક્ષ્મી લાયબ્રેરી, નડીયાદ. | બાળબોધ | સં ૧૭૬૫ શ્રાવણ વદ ૧૨ | ભિખારીદાસ રતનજી નાગર પેટલાદી |
| પ્ર. ૨અ | મ્હારી પ્રત,-ઉપરની પ્રત ઉપરથીજ ઉતારેલી જણાય છે | ગુજરાતી | સં. ૧૮૭૨ શ્રાવણ સુદ ૧૧ પવિત્રા ધર્યાની | દેસાઇ માણેકચંદ મૂળચંદ પેટલાદકર |
| પ્ર. ૩ | ગુજરાતી પ્રેસ મુંબાઇ | ,, | સં. ૧૭૯૬ ચૈત્ર વદ ૩૦ | મદનદાસ રતનજી |
| પ્ર. ૪ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ | , | સં. ૧૮૨૨ ચૈત્ર સુ ૧૪ બુધ | વ્યાસ રાન્તરામ જનજીવન |
| પ્ર. ૫ | ,, | ,, | સં ૧૮૬૪ ભાદરવા વદ ૯ | — |
| પ્ર. ૬ | ,, | ,, | સં. ૧૮૬૭ અષાડ સુદ ૬ | રૈનાગદર નરસૈરામ |
| પ્ર. ૭ | ડાહીલક્ષ્મી લાયબ્રેરી, નડીયાદ. | બાળબોધ | સં. ૧૮૬૭ કાર્તક વદ ૫ | દવે વલ્લભરામ ગોવિંદરામ |
| પ્ર. ૮ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ | શિલાછાપ | સં. ૧૯૧૯ | લલ્લુભાઇ કરમચંદ |
| પ્ર. ૯ | ડાહીલક્ષ્મી લાયબ્રેરી, નડીયાદ. | બાળબોધ | — | — |
| પ્ર. ૧૦ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, નડીયાદ. | — | — | — |

કા. દો. પ્ર. બૃહત્કાવ્યદોહન ભા. ૧ મા છાપેલી પ્રત.

# ધૂળધોયાના બે બોલ.

---

જૂની હાથ-પ્રતો ઉપરથી સંશોધન કરવાનું કાર્ય જેટલું અઘરૂં છે તેટલું કંટાળાભર્યું પણ છે. 'સુદામાચરિત્ર' જેવા લોકપ્રિય આખ્યાનની હાથ-પ્રતો મેળવવી એ બહુ મહેનત આપે એવું ન ધારીએ તો રહેજ એમાં વસ્તુસ્થિતિ વિસર્યા જેવું લાગે છે. 'સુદામાચરિત્ર'નો દારિદ્ર ટાળવાનો મહિમા, શ્રદ્ધાળુ લોકોમા પરંપરાથી ખબર પડવાને લીધે ભાવિકો એ આખ્યાનને મોંઢે કરી લેવા મંડયા ખરા; પરંતુ એમના વખતમાં કાવ્ય સંબંધી બીજા આનુષંગિક સવાલો તરફ ઉપેક્ષા બુદ્ધિ હોવાથી, અને અંધારામા પણ ગોળ તો ગળ્યોજ લાગે એમ સ્હમજી, ગોળ ખાધા સંગાથે એમને કામ હોવાથી-કાવ્ય ક્યારે લખાયું, કોણે લખ્યું, કયા લખ્યું વિગેરે બાબતોની સહેજ પણ પૂછપરછ કર્યા વગર કાવ્યનો ઉપયોગ કરી લેતા થયા. તેથી જ આપણને લોકપ્રિય આખ્યાનોની પણ, ઠેરઠેર પ્રતો મળી આવતી છતાં, જૂનામાં જૂની પ્રત સંબંધી નિરાશ જ થવું પરે છે.

'સુદામાચરિત્ર'ની મેળવી જોયેલી પ્રતો, લહીઆના લખ્યા પ્રમાણે ઉપરની યાદીમા સંવતવાર ગોઠવી છે. સંવત ૧૭૩૮ માં લખાયલા અને લોકપ્રિય થયેલા આખ્યાનની સં. ૧૭૮૨ થી વહેલી પ્રત ન મળી આવે ત્યાં સુધી એનેજ જૂની પ્રત તરીકે અમારે સ્વીકારવી પડી છે. સરખાવેલી પ્રતોમાં ખાસ વિશેષતા કઇ હતી તે જણાવી દઇયે.

જેને પ્ર ૧ કહી છે તે સેન્ટ્રલ લાયબ્રેરીના સંગ્રહમાં છે. પ્રત કોઇ સામળદાસે લખી છે. આ પ્રતમાં એ વિશેષતા છે કે આખાએ કાવ્યમાં લઘુતા બતાવનાર દીર્ઘ 'ઉ'-ક્રિયાપદ તથા નામને છેડે યથેચ્છ લગાડાયું છે. જેથી કાવ્યને જૂની ગૂજરાતીનો પટ દેવાયો છે; નમૂના તરીકે 'રખી સુદામૂ વહુ વિદ્યાર્થી' 'સીતલાએ અમી છાંટ્ર નાખ્યું, ઘૂરૂ અંને ઉછરીયૂં' 'રૂખમણીએ જઇ સાહુ હાથ, અમો અન્યા સુ કીધૂ નાથ.' એ લહીઆ ખાટ જાતિનો હશે એમ એકંદર જોતાં લાગે છે.

સં. ૧૭૯૫ ની પ્રત, નાગરે લખેલી હોવાથી સ્વાભાવિક રીતે શુદ્ધ લખાયલી છે, અને લિપિ બાળબોધ.છે. (એ લહીઆનું સં. ૧૮૩૫ મા લખેલું 'વિષ્ણુદાસનું મહાભારતનું 'સ્રીપર્વ' મ્હારી પાસે છે.) આ પ્રતને અમે મૂલ પ્રત ગણી છે; અને એમાના પાઠ, પ્ર. ૧ સાથે બધી રીતે મળતા આવે છે તેથી પ્રાન્તિક અને દેશ્ય પ્રયોગોવાળી જોડણીનો ઉપયોગ ન કરતાં આ બીજી પ્રતનેજ આધારભૂત ગણી, એને મૂલ જોડણીમાં છાપી છે; જેથી તે વખતના શિક્ષિત વર્ગની ભાષા અને જોડણી ઉપર કંઇક પ્રકાશ પડી શકે. છતાં કેટલાક શબ્દો ઉપર આવતાં અનુસ્વાર-પ્રાંણ,

સુદામા, જાંણી, વિગેરે-કાઢી નાખવાની, અને લહીઆઓને ખૂંચતા અને નેથી સાદી રીતે લખેલા જોડાક્ષરો-('સમુદર', 'સકંધ', 'પ્રતે', 'વજર',) ને મૂલરૂપમાં લખવાની, અને કેટલાંક ક્રિયાપદોનાં ('ચાંપા', 'આદેશાં' 'બરાક' 'મુંમ,') અર્વાચીન રૂપો લખવાની છૂટ લીધી છે, એમ જણાવીયે છીયે. મ્હારી પોતાની પ્રત, લખ્યા સાલ જોતાં વિશ્વાસપાત્ર ન ગણી શકાય; પરંતુ એ પણ એક નાગરે અને તે પણ ઘણું કરીને પ્ર. ૨ ના લહીયાની નકલ ઉપરથી લખેલી હોવાથી જ્યાં જ્યા પાઠ સ્પષ્ટ ન થયો ત્યાં એની મદદ લીધી છે.

પ્ર. ૩-ગુજરાતી પ્રેસમાથી મળેલી હતી. પ્રત લખ્યા સાલ જોતાં જૂની છતાં બહુ અશુદ્ધ છે. બીજી અને ત્રીજી પ્રત લખવા વચ્ચે છ મહિનાનું અંતર છે છતાં પ્રાન્તિક લહીઆઓની કેટલીક ભૂલો એમા થયેલી નજરે પડે છે એ પ્રત સૂરત તરફની લાગે છે.

પ્ર. ૪,૫, ૬, ૮, તથા ૧૦ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંગ્રહમાંથી મળેલી છે. જ્યા જ્યાં પાઠ વિશદ ન થયા ત્યાં અથવા તો કેટલાક પાઠના સમર્થન માટે એ પ્રતો બહુ કામ લાગી છે.

ડાહીલક્ષ્મી લાયબ્રેરીની પ્ર. ૭ તથા ૯ ઘણીજ સ્પષ્ટ હતી ત્હેનો પણ ઉપયોગ થયો છે.

બૃહત્કાવ્યદોહન ભાગ ૧ લો છપાતી વખતે કઇ પ્રત હાથમાં આવી હશે તે કહી શકાતું નથી; છતાં એ પ્રત બીજી કરતાં જૂદી પડે છે તેથી, તથા, હમણાં જે પાઠ પ્રસિદ્ધ છે ત્હેમાં મુખ્યત્વે કરીને આજ પાઠ બધાને પરિચિત છે તેથી એમાંના જૂદા પાઠ પણ નોંધ્યા છે.

આમ જૂદી જૂદી દશ પ્રતોના સંશોધનને અંતે સારોદ્ધાર થયેલો પાઠ મૂલ તરીકે છાપ્યો છે.

# પ્રેમાનન્દ-યુગ.

**સાહિત્ય એટલે શું ?**

સાહિત્ય એ પ્રજાજીવનનું પ્રતિબિંબ છે, લોકોનો ઇતિહાસ છે, સમાજનો અક્ષર-દેહ છે. જે યુગમાં જીવતા હોઇયે તે યુગની છાપ જેવી ને ત્હેવી કોઈ ઠેકાણે સાચવી રખાની હોય તો તે એ યુગના સાહિત્યના ભંડારોમા જ. પ્રજાની પ્રતિભા, આશાઅભિલાષ, ત્રુટિઓ, પરિવર્તનો-એકંદરે પ્રજા શરીરનું આરોગ્ય છે કે અનારોગ્ય તે એના સાહિત્યની નાડીના ધબકારામાંથી કહી શકાય છે.

પ્રજાજીવનના આવા ગહનમૂલ્ય તેમજ સાચાં પ્રતિબિંબો, કલાવિધાનથી પાડી લેનારો વર્ગ લેખકોનો છે વેદકાળના ઋષિઓ પોતાના અનુભવને 'જોનારા' હતા, પોતાના એ અનુભવોને સૂક્તોમાં ગૂંથી સાચવી રાખનારા હતા. જેમ પ્રતિબિંબ પડવામાં તેજકણો ઉપર ખાસ આધાર રહે છે, તેમજ લેખકોના સમયનું વાતાવરણ તેમજ ત્હેમનું અંગત વલણ સાહિત્યની દિશાને કંઇને કંઇ અસર કરી જ રહે છે જેમ વીણાના તાર બીજા તારમાં અનુકમ્પ થતાં પોતાનો સ્વયંભૂ ઝણઝણાટ ઉમેરે છે તેમ, લેખકો પણ, સમાજ જીવનના લોકસ્વર્યો વહેણમા પોતાના રસઝરણા ઉમેરે છે.

**લેખકો-સાહિત્ય સેવકો.**

આ'વો વર્ગ, અને ત્હેમનુ જીવનકાર્ય પૂરેપૂરં સ્હમજી લેવા, ત્હેમની પિછાન થવા, અને પછી ત્હેમનું ઝવેરાત આંકવા એમની સમાજ-સ્થિતિનો ખ્યાલ હોવો જરૂરનો છે. સાહિત્ય-મંદિરના બુરજ ઉપર, સુવર્ણ-કલશ ચડાવવા કોણે કેટલું કર્યું છે, ત્હેની યોગ્ય કદર તોજ થઇ શકે. બધા લેખકો સાહિત્યસેવક ખરા; પણ જૂદા જૂદા પ્રકાશ ( magnitude ) ના તારાઓમાં કયો તારો કેટલો ઓજસવન્તો છે ત્હેના સૂક્ષ્મ ભેદ દૂરદર્શક યંત્રની ઝીણવટથી તપાસાય, તોજ એમનું સ્થાન સાહિત્ય-આકાશમા ચોકકસપણે બતાવી શકાય.

અંગ્રેજી સાહિત્યમાં દરેક સૈકાના આગળ પડતા લેખકના નામથી એની પ્રતિભાના પ્રકાશથી આવરી લીધેલા તેટલા સમયને ' એ લેખકનો યુગ ', એમ કહી ઓળખાવવામાં આવે છે. ' Age series '

જેવાં પુસ્તકોમાં સામાજીક, સાહિત્ય વિષયક, રાજકીય, ધાર્મિક વિગેરે પ્રવાહનાં વ્હેણુથી સાહિત્યનો ભેક અને લોક-રુચિનું વલણ એ અરસામાં કેવા પલટા લેતાં થયાં ત્હેનો ઇતિહાસ આપેલો છે. ગૂજરાતીમાં દરેક યુગના કવિઓનાં જીવનચરિત્રો આ'વા લક્ષ્યબિંદુથી આલેખવામાં આવે તો અભ્યાસકોને રસભર્યું વાંચન પૂરું પડી શકે ખરું.

જૂની ગુજરાતીનો યુગ:

સાહિત્યના ઉત્કર્ષ સાથે દેશનો ઉત્કર્ષ સંકળાયલો છે. કારણ કે જે કાળમાં જેવી દેશની સ્થિતિ, ત્હેવું ત્હેનું તે કાળનું સાહિત્ય હોય છે વિક્રમની બારમી, તેરમી અને ચોદમી સદીમાં ગૂજરાતના ગુર્જર ભડવીરોની વીરહાક આબૂના માન્તો સુધી ગાજી રહી હતી. તેથી આ યુગનું પ્રાચીન ગુજરાતી સાહિત્ય નિર્મળ પ્રેમભાવના તથા ઉજ્વલ દેશભક્તિથી ઉભરાતું ઉત્સાહપૂર્ણ છે. આ'વા સમયના સાહિત્યમાં શૂરાતનની જ્વાલા અને સ્વદેશ-પ્રીતિની જ્યોતિ ભભૂકી રહે એ સ્વાભાવિક છે

ઉત્કર્ષકાલનું સાહિત્ય પણ ઉત્સાહપૂર્ણ હોય છે. પરંતુ રાજ્યની અવનતિ સાથે, એટલે સ્વરાજ્યના લોપ સાથે જ્વલંત પ્રતિભા કે પરમોજ્જ્વલ ભાવનાભર્યું સાહિત્ય પણ સાથે સાથે લોપ પામતું જાય છે.

પંદરમું શતક ઉતરતાં જૂના સાહિત્યે આપેલો વેગ જૂદે માર્ગે વહ્યો; અને કવિતાનો પ્રવાહ ભક્તિ-શૃંગારના પ્રદેશમાં સ્વચ્છન્દ ઘૂમવા માંડયો. દેવકથા, દેવરહસ્ય તથા અધ્યાત્મજ્ઞાન એ ત્રણુની રમણીય ફૂલગૂંથણી થઇ.

વિક્રમનું સોળમું-સત્તરમું સૈકું.

આમ જૂના સાહિત્ય-વ્હેણે, જ્યારથી પ્રવાહની દિશા બદલી, ત્યારથી આપણે પ્રકાશમાં આવેલા ગૂજરાતી સાહિત્યમાં પ્રવેશ કરીએ છીયે. નરસિંહ, ભાલણ, ભીમ, ભાલણસુત ઉદ્ધવ, પદ્મનાભ, વિષ્ણુદાસ, મીરાંબાઇ અને નાકર એટલાં નામો આ યુગમાં ખાસ ધ્યાન ખેંચે છે.

લખવાની ખાતર નહી, પણ ભક્તિરસમાં મગ્ન રહી, મસ્ત થઇ નરસિંહ મહેતાએ પોતાના હૃદયના સ્વયંભૂ વિચારોને કવિતારૂપે-'શ્લોકરૂપે' બહાર કાઢયા. વિદ્વાન ભાલણે સંસ્કૃત 'કાદમ્બરી' તથા 'ભાગવત'ને દેશીબદ્ધ ગૂજરાતીમાં ઉતારી, પોતાની રસવૃત્તિને કૃતાર્થ કરી; ભીમે ભાગવતમાંથી 'હરિલીલા-પોડશકલા' ને ગૂજ-રાતીમાં બદલાવી; ઉદ્ધવે વાલ્મિકીના રામાયણની છાયા ઉતારી; આશ્રિત નાગર કવિ પદ્મનાભે આશ્રયદાતાના પૂર્વજનાં પરાક્રમનું

યશોગાન 'કાન્હડદે પ્રબન્ધ 'માં ગાયું'. વૈશ્ય કવિ 'નાકરે પુરાણીઓને મ્હોંએથી સંસ્કૃત કથા સાંભળી લોકહિતને અર્થે ભારતનાં પર્વો લખ્યાં; વિષ્ણુદાસે ધર્મથી વિમુખ સમાજને પુરાણકથા ભેગો ભક્તિનો ઉપદેશ પાયો; ગિરધર નાગરના ગુણ ગાતાં મીરાંબાઇએ સ્ત્રીની કોમળતા તથા મોહકરી નરમાશ લૂખી ભક્તિમાં ભેળવ્યાં. મસ્તાએ આખ્યાન-શૈલીમા વાર્તાની-માનુષીકથાની, વિનોદશૈલી મેળવી 'શુકદેવ-આખ્યાન' રચ્યું. તુલસીએ ભક્તિના શુદ્ધ આખ્યાનોમા વાર્તા-વિસ્તારનુ અંગ ઉમેર્યું. કબીરપંથી વછરાજે દેવકથા મૂકી દઇ 'રસમંજરી' તથા 'સ્રી ચરિત્ર' જેવાં વાર્તાદ્વારા રૂપકો રચ્યા.

આ યુગ ધર્મમૂલક હતો, છતા જ્ઞાનભક્તિનાં પદો ઉપરાંત બીજા રસના ગ્રાહક શ્રોતા પણ હતા, એમ ભાલણની 'કાદમ્બરી' પદ્મનાભનો 'કાન્હડદે પ્રબંધ' તથા વછરાજની રચેલી કેવલ માનુષી કથાઓ ઉપરથી કહી શકાય છે. આમ આ યુગની, એકંદર કાવ્યસમૃદ્ધિનું મૂલ્ય ધ્યાનમા રાખી કહીએ તો, કેટલાકે પોતાના હૃદયની પાતાલગંગાનાં રસઝરણા રેલાવ્યાં છે ખરાં; બાકી ભીમકવિની ભાષામાં લખીયે તો, ઘણાએ 'સરોવર કાંઠેના કુવાનું જ પાણી પાયું છે.'

તેથી ગુજરાતી ભાષાનું કલેવર ધારણ કરેલાં, ફક્ત કથાભાગ તરફ દૃષ્ટિ રાખનારા આખ્યાનોની આ યુગમાં ખોટ નથી. પરંતુ કાવ્યનો આત્મા જે રસ, અને રસ-દેહના શણગાર જેવા જે અલંકારો અને કલા-લ્હેની એમાં ઝાંખી થતી નથી. આમ ઉછરતા ગુજરાતી સાહિત્યનો સત્તરમા શતકના પૂર્વાર્ધમા અપકર્ષ થયો.

સંક્રાન્તિ યુગના ઇતિહાસ-માં દૃષ્ટિ.

સતરમા સેકા પહેલાં સાહિત્યની સૃષ્ટિમા છેકજ વેરાન જેવુ શાથી રહ્યુ તે હવે તપાસીયે. ગુજરાતમાં બાદશાહી ઉથલપાથલના વાઝોડામાં કવિતાનો કુમળો છોડ ઉંડા મૂળ ઘાલે, તથા નવપલ્લવ પાંગરે અને ફુલફલ બેસી લચી પડે એ તો ક્યાથી સંભવે ? અકબરે ઇ. સ. ૧૫૭૩ માં ગુજરાત જીત્યું; છતા કવિતાને અનુકૂલ વાતાવરણ હજી દેશમાં પ્રસર્યું ન્હોતું. સોળમા સૈકાના અંતમાં જેમ જેમ શાન્તિ જામતી ગઇ તેમ તેમ વસ્તો, વછરાજ અને તુલસી જેવાં ન્હાનાં કવિરત્નો ચમકવા માંડ્યા. છતા, આખુયે નક્ષત્રમંડળ પ્રકાશવાને તો થોડા વર્ષ લાગ્યા. કારણ કે વિદેશી અને વિધર્મી રાજ્યકર્તાના અમલમાં રાજકીય કે ધાર્મિક ઉન્નતિની આશા ક્યાથી રાખી શકાય ?

સાહિત્યની સૃષ્ટિનો સંહારી સારસ્વત-પ્રવાહ હિમાલયમાંથી

'ઝરતો,' આમ જાણે કુમારિકા ક્ષેત્રમાં 'અદ્રશ્ય થયો લાગ્યો. બે ત્રણ પ્રાકૃત ઝરણ એમાંથી ફૂટી નિકળ્યાં. છતાં કવિની કવિતા કયારે કહેવાય કે શ્રોતાઓને રસના તાનમાં ગુલતાન કરી ભીને વાને બહાર કાઢે ત્યારેજ–એવું કશું આ ઝરણમાં દેખાયું નહી. એક તરફ " પશ્ચિમના ઘાટના વહેળીયાની ચપળતાથી સામળની વાર્તાનો ઘોધ ઘોંઘાટ મચાવતો ચેકડા મારતો હતો: પેલી તરફ કચ્છની ખારી નદી-તુલ્ય તત્વજ્ઞાનના ક્ષારયુક્ત અખાની વાણીનું વ્હેણ નિઃશબ્દ વ્હેતું હતું. "

આ'વી શુષ્કતાના સમયમા, આકાશ ગંગાના અખંડ પ્રવાહ જેવો પ્રેમાનન્દનો કાવ્યનદ રસની રેલછેલ કરતો ગુજરાતની ચારેગમ ફરી વળ્યો, અને કાવ્યની ફલદ્રુપતાથી ગુજરાતને એવું લીલું કુંજાગાર બનાવ્યુ કે ત્યાર પછીના કવિઓએ રસની રેલ વ્હેવડાવી ખરી, પણ રસનું જે પૂર આ સૈકામાં ચડ્યું ત્હેની સરખામણી તો થઇ શકીજ નહી. ઓગણીસમા શતકમાં દયારામભાઇને ગણાવી, વીસમી સદીના કોઇપણ લેખકની લેખસામગ્રી જોઇયે તો, પ્રેમાનન્દે એકલે હાથે, જીવનભર સંચેલી કાવ્યસંપત્તિ કોઇ બતાવી શકે એમ લાગતું નથી.

**જીંદગી-ભર સાહિત્ય સેવાઃ**

જીવનભર સાહિત્ય સેવાનું વ્રત લઇ, ત્હેનું અખંડ પાલન કરનાર જેમ થોડા તેમ સાહિત્યની સંગીન સમૃદ્ધિ વધવાની આશા પણ થોડીજ. વીસમી સદીમાં ગુજરાતમાં દલપત–નર્મદ, દક્ષિણમાં આપ્ટે-કેલકર, હિન્દુસ્થાનમાં કવિ મૈથિલીશરણ ગુપ્ત, બંગાળમાં રવીન્દ્રનાથ ટાગોર–વિગેરે જેવા આ-જીવન ભાખી-ભક્તો તો આંગળીને વેઢે ગણીયે તેટલાજ હશે. સાહિત્યને જીવનમા ગૌણસ્થાન આપવાથી જ આપણને Second-rate-ઉતરતી જાતનું સાહિત્ય મળે જાય છે.

ખરું છે કે સ્કૉટ કવિ કહે છે તેમ ' Literature is not a staff to walk upon, but a stick to lean with ', છતા મગજની સર્ગશક્તિ અને કલ્પનાશક્તિ સંસારના પ્રાકૃત વ્યવહારમાં ખર્ચાઇ જવાથી સાહિત્યવૃક્ષનાં ડાળપાખડામાંથી રસ સૂકાતો જાય છે. આ ક્ષયરોગની ચિકિત્સા સવેળા થવી ઘટે છે.

આખી જીંદગીમાં રડયાં ખડયાં પુસ્તકો લખી કેટલા બધા લેખકો શાહિર કહેવરાવવા મથી રહ્યા છે! પરંતુ એમને માટે ઍરીસ્ટોટલનું એક વચન છે કે–જીવનમાં પુણ્યનાં રડયાંખડયા કામ કરે છે તે સન્ત નહીં; કારણ કે પાપી પણ એવું કરી શકે: તેમ આખા જીવનમાં રડયાં ખડયાં પુસ્તકો લખે તે સાક્ષર નહીં; કારણ કે કોઇ બહુશ્રુત માણસને પણ એકાદ પુસ્તક લીતરી 'કાઢવું' અઘરૂં નથી.

**વિક્રમનું અઢારમું મેરું.**

પ્રેમાનન્દે સત્તરમા સૈકાના પાછલા ભાગમાં મુખ્ય મુખ્ય કાવ્યો રચ્યાં, પણ એની કીર્તિએ અઢારમા શતકના પૂર્વાર્ધને એવો પ્રકાશવન્તો બનાવ્યો કે અતિપ્રૌઢ્ત સો વરસનું આયુષ્ય ભોગવનાર કવિ બીજા શતકની ચરણુવામા એકએક પગ ગોઠવી, 'ભાષા' તરીકે જ ભૂલ ન કરાવલી એવી ગૂજરાતીનો મજબૂત પક્ષવાદ સ્વીકારી એની અવગણના કબૂલ ન કરનારની સ્હામે-હલદીઘાટની સાકડી ખીણ ઉપર એક એક મોગલને વીંધી નાખવા સજ્જ રહેલા પ્રતાપ જેવો-રસના દ્રૌપદીને પતિભાવપી બાહુબળથી જીતી લેવાનું 'પણ' પૂરું કરવા, લોકરૂચિના સ્થલ ઉપર ચક્કર ચક્કર ફરતા યશ-મત્સ્યને વીંધી નાખવા ઉભેલા બાણાવલી જેવો-ખડો થયો લાગે છે. નવલરામભાઇના શબ્દોમા લખીએ તો 'રસની બાબતમા કોઇ પણ ગૂજરાતી કવિ એના પેગડામા પગ ઘાલે એવો નથી તાકયું તીર મારનાર તો પ્રેમાનન્દજ '

પ્રેમાનન્દે જ્યારે 'ઉદર કાજે સેવ્યું નંદરબાર' ત્યાર મોગલાઇ રાજ્ય ચડતીની ટોચે પહોચ્યું હતું આલમગીરની હાક હિન્દુસ્તાનની ચારે ગમ વાગી હતી. એક તરફ મરેઠાઓમા નવચેતન રેડી, શિવાજી ગુજરાત પર હાથ અજમાવવા તાકી રહ્યો હતો. સુરત લૂટી મરેઠાઓ ગુજરાતના ગામોમાથી જે આવ્યું તે લૂટવા ટોળાબધ ફરતા હતા. આવા રાજકીય ઉદ્વેગના વખતમા લોકોના મનને ધાર્મિક શ્રવણુ જ શાન્તિનું તથા આરામનુ સ્થાન હતું, કારણ કે બીજી રસિકતાનો ઉપભોગ કરવાનો તો અવકાશ ક્યાથી લાવે? ગુજરાતની આવી ડામાડોળ સ્થિતિમા રાજાઓના રણયજ્ઞની સાથે સાથે પ્રેમાનંદ અને શામળે પોતપોતાના સાહિત્યયજ્ઞ આરંભ્યા હતા એ યજ્ઞના ચિરંજીવ સ્મારક જેવી એ બે કવિઓની કાવ્યસંપત્તિ આપણી પાસે મોજૂદ છે

**પ્રેમાનન્દ યુગ**

વિક્રમ સંવત્ ૧૭૦૦ થી ૧૮૨૫ ના પ્રેમાનન્દ યુગને કોઇક યૂરોપીય-'ઑગસ્ટન યુગ' સાથે સરખાવે છે કારણ કે નરસિંહ-વડના ટેટાઓમાથી, પ્રેમાનન્દરૂપી ઘર ગભીર ઘટાવાળો જે મહાવડ ફાલ્યો ફૂલ્યો, ત્હેમાથી અનેક વડવાઇઓ ફૂટી મૂળ ઘાલી બેઠી, અને કબીરવડ પેઠે મૂળ કયુ અને થડ કયુ તે શોધવું અઘરૂં પડે એમ ફાલી રહ્યો. એ મહાવડની મીઠી છાયમા પ્રેમાનન્દે પ્રેમ અને આનન્દના રસની પરબ માડી, રસ-તરસ્યા આબાલવૃદ્ધ ગૂજરાતીઓની તરસ છીપાવી

સાહિત્યને તનમનાટભર્યું કરી મૂકે એવા ચેતનવન્તાં આંદોલનોથી જ આ યુગ તરવરી રહ્યો હતો 'પાખંડખંડક અખાભક્તે વર્તમાન રંગઢંગને હસી કાઢી, અદ્વૈત બ્રહ્મનો ઉપદેશ કીધો પ્રેમા

નન્દે દેવકથામાં માનવભાવને અને સંસારને સુન્દર રીતે ઉતારી હરિગુણ ગાયા; પાત્ર, સમય અને સ્થિતિને યથાયોગ્ય સમજનાર, રંગીલા સામળે નીતિ અને લોકવ્યવહારની ભાવનાને અનુકૂલ વાર્તાઓ રચી ધંધાદારી લોકોને રીઝવ્યા, અને વલ્લભ મેવાડાએ વિપરીત કાળબળનું ભાન ઊંડક સાથે, ઉછળતા અને બળતા હૃદયે કરાવ્યું— આમ આ ચાર કવિવરોએ જાણે પોત પોતાના ગ્રાહક ગણની પરિસ્થિતિને ઉજળે એવા લોકસાહિત્યની ઘટનાનો નિરનિરાળો જ ઉપક્રમ ઘડ્યો હોય, એવો ભાસ આ યુગના સાહિત્યનું અવલોકન કરનારને થયા વિના રહેતો નથી”

**ભાષા-ભક્તિની સ્ફુરણા**

‘ પંદરમા સૈકામા ધર્મભાવનાના મહાન સંક્ષોભથી જેમ, પૂર્વમાં વિદ્યાપતિ, વિસ્તૃત ઉત્તરમા કબીર ને તુલસીદાસ, દક્ષિણમાં તુકારામ અને પશ્ચિમમા નરસિંહ મહેતા જેવા પ્રજાના હૃદયરૂપ કવિઓ ઉત્પન્ન થયા ’—તેમ સત્તરમા સૈકાના લગભગ પહેલાં પચાસ વર્ષ સુધી રાષ્ટ્રભાવના કે ધર્મભાવનાને ઉત્તેજનાર અને પોષનાર કશુંયે બન્યું નહી. અને તેથી જ રાષ્ટ્રજીવનને રસનાર વીર સાહિત્ય આપણે જોયું નથી. તેથીજ સામળે જીજ્ઞાસારસને દ્રવતો રાખી, વાર્તારૂપે પોતાના સમયનાં સંસારચિત્ર, કેટલાંક સંભવિત અને કેટલાંક કલ્પી લેવા જેવાં આપવાનો સંપ્રદાય દાખલ કરી, લોકોની અદ્‌ભુતપ્રિયતાને ખીલવવામાં ચિત્ત લગાડયું: સમાજધર્મની ચિકિત્સા કરતાં અખો ભક્ત ‘ લોકોના મનને સોના સરખા વ્હાલા જે પરાપૂર્વના ઢોંગ, ત્હેને હથોડો લઇ તોડવામાં ’ ત્રણ સીટીના છપ્પા ઉપર છપ્પા લખવામાં રોમાયો. રાષ્ટ્રભાવનાના અભાવે ‘ કુટુંબ તે જ બ્રહ્માંડ–’ માનનારની કુટુંબવત્સલતા વલ્લભ મેવાડાના ‘ બહુચરીના ’ ગરબામાં ગાજી રહી, અને એથીજ દેશભક્તિના અભાવે પ્રેમાનન્દ જેવા વિરલ નરનો અંતરનો જુસ્સો ભાષાભક્તિમાં સંક્રાન્ત થઇ રહેલો આપણે જોઇયે છીયે

અખા ભકતની કવિતા ઉપર આંખ ફેરવતાં ભાષાની ઉન્નતિના પ્રશ્ન ઉપર કંઇક અજવાળું પડી શકે છે. ‘જ્ઞાની’ને કવિમા ન ગણીશ’ લખનાર જ્ઞાની કવિને પણ કઇ ભાષામાં પોતાના અનુભવ અને જ્ઞાનનો સાક્ષાત્કાર લખવો ત્હેનો વિચાર પડ્યો લાગે છે, ત્હેના વખતમા પણ સંસ્કૃતની સર્વંકષ મોહિનીએ લોકરુચિને વશ કરી હશે તેથીજ એ લખે છે કે —

‘ ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃતમા શું આવી ગયું, પ્રાકૃતમા શું ન્હાસી ગયું.’

જ્ઞાનીની ઉદાસીનતાથી નહીં, પણ ભાષાભક્તની જ્વલંત લાગણીથી પ્રેમાનન્દે ભાષા-ઉન્નતિનો પ્રશ્ન હાથમાં લીધો હતો, તે આ ઉપરથી સહજ જણાશે.

ગુજરાતી ભાષાને પ્રેમાનન્દ સરખો મહિમા વધારનારો ભાવિક ભક્ત મળ્યો તે પ્રતાપ સદ્ગુરુ રામચરણનો, 'પંજાબમાં લડાયક શિષ્યભક્તિ જેમ ગુરુ ગોવિન્દે સ્ફુરાવી; મહારાષ્ટ્રમાં રાષ્ટ્રભક્તિ જેમ રામદાસ સ્વામીએ પાગરાવી તેમ પ્રેમાનન્દમાં ભાષાભક્તિનું બીજ ગુરુ રામચરણે રોપ્યું.'

સારહીણા ગુજરાતી સાહિત્યમાં રમકડું લાગવાની લાગણી પ્રેમા-
ગરીબડી નન્દમાં જ્યારે જન્મ પામી ત્યારે ગુજરાતીની ગણના 'સુસા પૈસા
ગુજરાતી ચાર' જેટલી હતી. વિદ્વાનોની ભાષા તો સંસ્કૃત જ ગણાતી અને નવરસની કવિતા તો હિન્દીમાં જ થાય એવી મજબૂત માન્યતા લોકોમાં સ્વીકારાઇ હતી. નમ્ર ભક્તિભાવ દર્શાવવા, કોમળતા, દીનતા અને હૃદયના ઉદ્ગારોને વ્યક્ત કરવા, બોલાતી ભાષા જ વધારે અનુકૂલ લાગવાથી નૂતનરૂપે હરિગુણની કીર્તનગંગા તો ગરીબડી ગુજરાતીમાં જ વહેવા પામી.

આ શતકમાં હિન્દુસ્તાની, રાજભાષા અને લોકભાષા હતી. જ્યારે બીજી ભાષાઓ માત્ર ના નામથી ઓળખાતી, ત્યારે હિન્દુસ્તાની ખાસ કરીને 'ભાષા' એવું ગૌરવવન્તુ નામ પામી હતી. આમ શિષ્ટમંડલમાં સંસ્કૃત જે પ્રતિષ્ઠા પામતી અને અર્વાચીન સમયમાં અંગ્રેજી પામે છે તે પ્રતિષ્ઠા મધ્યકાળમાં હિન્દુસ્તાની પામી હતી. તેથી હિન્દી સાહિત્યનું જ રસપાન કરવાને ટેવાયલા, ગુજરાતના સુબાઓ તથા રાવરાણાઓ-જેમ ધાવને ધાવી ઉછરેલા, સ્વમાતા તરફ અણઘટતી અવજ્ઞા બતાવે-તેમ કરતા જોઇયે છીયે.

આમ ગુજરાતીના રસગ્રાહકોની છેક જ બેદરકારી છતાં, પ્રેમાનન્દે 'સાંગોપાંગ સુરંગ અંગ અતીશે, ધારો ગિરા ગુર્જરી પાદેપાદ રસાળ ભૂષણવતી થાઓ સખી ઉપરી'—એવી અભિલાષા બતાવી, ગિરા ગુર્જરીને ગરવું સ્થાન અપાવવા જે બીડું ઝડપ્યું તેટલાથી જ એમને ભાષાના ભડવીર મહારથીનું માન મળી ચૂક્યું છે. જે કાર્ય માટે પ્રેમાનન્દે એકલે હાથે કમ્મર કસી તે ન્હાનું સૂનું ન્હોતું, તે ત્હેમના સમાજની પરિસ્થિતિ જોતાં સહજ ધ્યાનમાં આવવા જેવું છે.

પ્રેમાનન્દ-સૂર્યના ગુરુત્વાકર્ષણને લીધે જે જે ગ્રહ-ઉપગ્રહો એની આસપાસ ફરવા લાગ્યા, તે બધાની ગતિને ચોકકસ નિયમમાં રાખ-

વાનું કાર્ય પણ પ્રેમાનન્દેજ હાથમાં લીધું હતું. પોતાના શિષ્યગણને સૌસૌની યોગ્યતા તથા શક્તિ જોઇ, ભાષાની સમૃદ્ધિ માટે જૂદી જૂદી દિશાઓ બતાવી, એક કુશલ સેનાપતિની ફુનેહથી દરેક ભાષા માટે મોરચાઓ બાંધી દરેક શિષ્ય–નાયકને તે તરફ અટંગા નાખવાનું પ્રેમાનન્દે સુપરત કરી દીધું હતું.

ગુજરાતીનો નવો ફાલ

એવી ભક્તિનાં ગાનમાં ધીમે ધીમે દેવકથાનો ઉમેરો થયો, અને આવી રીતે, ભક્તિરસથી ભીંજવેલા, દેવોના પરાક્રમ અને વર્ણનના આખ્યાનનો યુગ બેઠો. કવિતાનો પ્રદેશ પણ કંઇક વિસ્તાર પામ્યો લખાણમા કંઇક કલા આવવા લાગી, અને હવે ભક્તિ સાથે આખ્યાનનું માધુર્ય વાળનાથી, ત્હેમા દર્શાવાતા અનેક રસ, અનેક ભાવ, ભાષામાં દર્શાવવા સહજ થઇ પડયા. ભાષાનો શબ્દસંડોળ વધ્યો. હિન્દી, ફારસીમાથી સારા પ્રમાણમા શબ્દો દાખલ થયા, અને ગુજરાતીનો નવો ફાલ બેઠો.

ભક્તિનાં એકધારા પદો, અને શુષ્ક કથાવર્ણનોના માર્ગ વટાવી, હવે ભાષાનુરાગથી પ્રેરાયલા વિલક્ષણ ઉત્સાહના વેગે કવિતાનો પ્રવાહ આગળ વધ્યો, અને જનસમાજનાં મનને ઉચ્ચ અભિલાષાથી બદલાવવાનો અને નિત્યના પામર વ્યવહારના બંધનોને નિવારવાને કવિતાનો ઉચ્ચ અને ઉન્નત આશય ઉદય પામ્યો.

કવિ જેમ સહૃદયી અને સમાજની બદલાયલી રૂચિઓને સમજી શકે એવો થયો, તેમ ત્હેની કવિતામાં પોતાના જમાનાના સંસાર અને નીતિના વ્યવહારોનો રસભર ઓપ ચડતો ગયો. કવિતા સર્વાનુભવરસિક થઇ; સામળે આ વખતની કવિતાનું લક્ષણ ઠીક બાંધ્યું છે કે ' કવિતા કહીયે કલ્પના, જનમનરંજન જાણ. ' શ્રોતાજનને રસનાં રસીયાં બનાવવા, ત્હેમને આનન્દ આપવો આનન્દ સાથે જ્ઞાન આપવું, જ્ઞાન સાથે ભાષા તરફનો અણગમો દૂર કરાવી પ્રીતિ ઉત્પન્ન કરાવવી, વિગેરે વિગેરે હેતુઓ કવિઓએ ધ્યાનમાં લેવા માંડયા.

પહેલાં સ્વાનુભવનાં જ્ઞાનભક્તિનાં પદો, લખનાર અથવા ગાનાર માટે જ, અને બહુ તો સમાનગુણી ભક્તોને માટે લખાતાં, અપવાદરૂપ ' કાદમ્બરી ' અને ' કાન્હડદે પ્રબન્ધ ' જેવાં લોકભોગ્ય કાવ્યો રચાયાં. છતાં તખ્ખી ભક્તિમાં આખ્યાનોનો રસ ભળવાથી, સીધા ઉપદેશ કરતાં, પાત્રોના ભાવ–આલેખન દ્વારા બોધ ધ્વનિત કરી, લોકરૂચિને એકદેશીય મટાડી, સર્વદેશીય બનાવવા પ્રયાસો આ યુગમાં થવા માંડયા.

**લોકાનુરંજક કવિઓ.**

સામાન્ય કોટિના સમાજ કરતાં કવિ, પોતે વિશેષ સંસ્કારી હોવાથી, લોકરુચિને ઉંચી કક્ષાએ ચડાવી, એમના ક્ષુદ્ર હૃદયને ઇષ્ટ વલણે વાળી, શુદ્ધ રસ ઝીલનાર બનાવવામા જ સારા કવિની કલા, પ્રતિભા, રસપ્રેરણા વિગેરે ઉચ્ચ શક્તિઓનો ઉપયોગ થવો ઘટે છે. છતા આ યુગમા, કવિઓએ સમાજની ગ્રહણશક્તિ અને રસવૃત્તિઓનો જેટલો કાળજી ભર્યો વિચાર કર્યો છે તેટલો કલાવિધાનનો કર્યો નથી, તેથી જ કવિઓના બધા પાત્રો સંપૂર્ણ યથાયોગ્ય થઇ શક્યા નથી.

રસની નિષ્પત્તિ, અને ત્હેને પોષવા વસ્તુસંકલનાની ખીલવણી ઉપર કવિઓએ જેટલી સભાળ લીધી છે, તેટલી સંભાળ પાત્રની પાત્રતાનો એક સરખો ટકાવ રહે તે માટે રાખી નથી. લોકરંજનનો આશય કવિઓના મનમા એવો તો જામેલો દેખાતો કે કવચિત્ કવચિત્ પામર અને અધમ લોકવૃત્તિને પોષવા પણ એ દોરાઇ ગયા છે.

ખરૂં છે કે મુખ્યત્વે કરીને પ્રેમાનન્દ, મહાભારતાદિના પાત્રો અને પ્રસંગોને જીવતા જાગતા અને આંખ આગળ તરવરી રહે એવા જીવન્ત–' ઘરગતુ ' કરવામા એકકો નિવડયા છે, છતા કાવ્યશાસ્ત્ર અને કલા, તેમજ રસનિષ્પત્તિની દૃષ્ટિથી વિચારતા, ત્હેમા કેટલેક અશે કંઇક ન્યૂનતાઓ અને અતિક્રમણો પણ જણાય છે ખરા

જગન્ના શિષ્ટ સાહિત્ય ( classics ) નું લક્ષણ એ છે કે સર્વ કાળના સર્વ સ્થિતિના લોક એને વધાવી લે કાલિદાસ અને શેક્સપીયરની જેમ પ્રેમાનન્દ આખા હિન્દુસ્તાન માટે–અખિલ જનસમાજ માટે નથી પ્રેમાનન્દ જાતે ગુજરાતી હોવાથી, ગુજરાતીઓને પસદ પડે એવી જ કવિતા એમણે કરી છે ભૂતકાલના ઐતિહાસીક અને કઇક અશે અમાનુષિક, પરતુ પ્રસિદ્ધ પાત્રોને વર્તમાનકાલના માનુષભાવ-વાળા પાત્રોરૂપે ચીતરવાથી, નવા વાતાવરણમા જૂના વિચારો પ્રગટ કરવા જેવું–new wines in old bottles–જેવુ લાગે એ સ્વાભાવિક છે આથી જ પાત્રોમા સન્દરતા અને વિસવાદ જણાઇ આવે છે કેટલાક ચિત્રકારો કરે છે તેમ, ઐતિહાસિક કે દિવ્ય પાત્રોને પોતાના પ્રાન્તિક રગઢગમા સજવાથી આવું જ કઇ વિસવાદી ચિત્ર આપણને મળી રહે છે, અને એવા ચિત્રોમા બધા સ્થલકાલના બધા લોકોને રસ પડે એવુ ન યે લાગે તો નવાઇ જેવુ નથી

આ યુગના કવિઓ લોકની અધ્યાત્મતત્ત્વ અને દેવરહસ્યની જીજ્ઞાસા આબાદ કળી ગયા અને ત્હેને યથાયોગ્ય સંતોષવા મથ્યા, ત્હેમણે પુરાણો, રામાયણ અને મહાભારતના દેવી પાત્રોને પોતાના સમયના માનુષભાવમા ઉતારી, પોતાના સમયના સામાજિક રગે રગી લોકગમ્ય કર્યા, આથી દિવ્ય પાત્રોને દિવ્ય ભૂમિથી પૃથ્વી ઉપર

ઉતારતાં, અને પ્રાકૃત મનુષ્યો પેઠે, રાગદ્વેષ, સુખદુઃખ વિગેરે મૃત્યુ લોકના માનવીની નબળાઇ સાથે ત્હેમનો યોગ કરવાથી, ત્હેમના સંબંધની મનોહર અને અમાનુષી કલ્પનાને વખતે સખત ધક્કો વાગ્યો હશે; પરંતુ ત્હેમને સામાન્ય મનુષ્યો પેઠે હસતાં રડતાં નિહાળી, શ્રોતાઓને તો પોતાની જીંદગીને નિભાવી લેવાનો દિલાસો ખોળી લેવાની પરમ હોંસ થઇ જ હશે

**ધાર્મિક (૧)કવિતા**

ધર્મ, જેને નર્યો ધર્મ અથવા નગદ ધર્મ કહીયે ત્હેને પ્રધાનપણે શિખવનાર કવિતા આ યુગમાં લખાવી બંધ થઇ; અને સામાજિક નીતિધર્મની કથામાં માત્ર ધર્મની છાંટ જ દેખાવા મંડી. સામળે તો પુરાણ કથાનાં ટાબલામાં ધર્મની વાતો ગુંથી લેનારને પૂછયું છે કે 'હવું કથે તે શાનો કવિ ?' અને એમ લખીને, એક રીતે કવિઓની નિરંકુશતાનો દાવો કર્યો છે.

તોપણ છેક સામળની પેઠે ધર્મ, વેદાન્ત અને પુરાણ કથા—એ ત્રણ, કવિતાનાં આવશ્યક મનાતાં અંગો પ્રેમાનન્દથી છેક તરછોડી હડાયાં નહી કારણ કે એમનો શ્રોતાગણ મુખ્યત્વે કરીને નાગરિકોનો હતો, તેથી જો કે નર્યો ધર્મ એની કવિતામાં વર્ણવેલો નજરે પડતો નથી, છતાં જેમાં ધર્મની વાત ન હોય તે કવિતા જ નહી, એવું માનનાર લોકોનાં હૃદયમાં ઘર ઘાલી બેઠેલી, કેટલીક ધર્મનો પટ દીધેલી વાતો દાખલ કર્યા વગર એમનો છુટકો થયો નહી.

પ્રેમાનન્દે પોતાની કલાથી કહો. કે પોતાની કવિતાની મોહિનીથી, કહો લોકોને એ'વા તો મુગ્ધ બનાવ્યા કે ફક્ત નામની જ ધર્મ સાથે સંબંધ રાખતી વાતો અને સંસ્કૃત કથાઓમાંથી વસ્તુ લઇ રચેલાં આખ્યાનો, રસભેર સાંભળતાં લોકોને જરાકે ન લાગ્યું કે એમનાં આખ્યાનો કેવળ પુરાણીની પુરાણકથા નથી, પરંતુ મનુષ્ય-હૃદયની લાગણીને કેળવીને લખાયલી સાચી કવિતા છે.

**કવિઓની કલ્પના સૃષ્ટિ:**

આ યુગના કવિઓ એક રીતે પોતાના સમાજથી ઘણા આગળ વધેલા હતા. એમની કલ્પનાસૃષ્ટિનાં ઉડ્ડયનો, એમના સમાજની સપાટીથી ઘણે ઉંચે સુધી પહોંચતાં. છતાં એમનો સમાજ હાલની પાશ્ચાત્ય સંસ્કૃતિના પવનમાં ઝોલે ચડેલા સમાજથી બહુ ભિન્ન હોય એમ લાગતું નથી.।

અખો, પ્રેમાનન્દ અને સામળની કવિતામાં હમણાં છે તેથી ઉન્નત અને આશાવાદી સમાજ-વ્યવસ્થાની આગાહી મળી હતી, અને જો ગુજરાત, રાજકીય રમખાણોની ભૂમિ બન્યું ન હોત તો વખતે એમનાં સુન્દર કાવ્ય-સ્વપ્નાં સાચાં યે પડયાં હોત.

અખાનું શુદ્ધ 'અચવ્યું જ્ઞાન' ઝીલવાને અવકાશ મળ્યો હોત તો, લોકો ધર્મના અનેક પંથોની ભૂલભૂલામણી દેશમાં પથરાવા ન દેત; અને એક ઉદાર, સર્વસામાન્ય ધર્મ લોકો આચરતા થયા હોત.

ઉષા–અનિરુદ્ધ જેવાં સ્નેહ–લગ્નથી, લોકોને, બાળલગ્ન અને લગ્નમાં માબાપની કુલ મુખ્યત્યારી જેવી વાતો જૂના ઇતિહાસમાંથી જ ખોળી લેવી પડત; સિદ્ધા ભક્તિમાર્ગ ગોપીઓની પરાભક્તિરૂપે પ્રચાર પામત અને 'આત્મ–સમર્પણનો' પરમ ભાવ, વિષયોને ઉત્તેજનાર ભોળી ભક્તિરૂપે અણઘટતી લોકપ્રિયતા ન મેળવત.

સામળની અદ્ભુત વાતોમાં આવતા ગૂજરાત બહારના સમાજની કલ્પના કરતાં ટેવાયાથી, કોઇ સ્વતંત્ર, અને રૂઢિથી છૂટા સમાજમાં લોકો વિહાર કરતા થઇ ગયા હોત. 'પર દુઃખભંજન' રાજા વિક્રમની પુત્ર સરખી પ્રજાનો આદર્શ આંખ આગળ મૂકાતાં રાજા પ્રજાનાં પરસ્પર સંઘટ્ટનોને લીધે સમાજને થતો પક્ષાઘાત દૂર કરી શકાયો હોત; અને ધર્મ, સાહિત્ય, રાષ્ટ્રભાવના વિગેરે સમાજનાં અંગોને ઉધઇ લાગી ન હોત.

આ'વાં સુન્દર કાવ્ય–સ્વપ્નાં સાચા ન પાડવામાં ગૂજરાતના અગમ્ય ભાવિનોજ હાથ હતો એમ માન્યા વગર ચાલતું નથી.

---

## કવિ–જીવનની અને ત્હેમના સમયની સંવતવાર નોંધ.

સંવત.

૧૬૯૨. કવિનો જન્મ

૧૭૦૫ અખા ભક્તે અખેગીતા લખી.

૧૭૦૮-૧૦ ગુરુ રામચરણનો મેળાપ થયો કાવ્ય પ્રસાદી મળી.

૧૭૧૯ 'સ્વર્ગ નીસરણી' કવિનું પહેલું કાવ્ય.

૧૭૨૦ અઢી ઘડીમા વંચાય એવું 'લક્ષ્મણા હરણ' રચ્યું; રસ અલંકાર વિનાનું હોવાથી કવિ એને 'હાય લખમણ' કહે છે. શિષ્ય વીરજીએ 'સુરેખા હરણ' રચ્યું.

૧૭૨૨ શિષ્ય હરિદાસે 'સીતા વિરહ' લખ્યો.

૧૭૨૩ શૃંગાર–વીરરસ ભર્યું. 'ઓખાહરણ' ૨૯ કડવાંનું બાંધ્યું; ૧૭૩૨ માં ફરી લખ્યું.

૧૭૨૫ વીરજીએ 'કામાવતીની કથા' રચી; 'હરિદાસે શામળશાહનો વિવાહ' લખ્યો.

૧૭૨૬ અંગ્રેજોએ અમદાવાદથી કોઠી બદલી નંદરબારમાં નાખી.

૧૭૨૭ 'ચંદ્રહાસાખ્યાન' અને 'અભિમન્યુ આખ્યાન' વડોદરામાં રચ્યાં.

૧૭૨૮ ' મદાલસા આખ્યાન ' લખ્યું; ૧૭૬૫ માં ફરી વધાર્યું.

૧૭૨૯ ' ઋષ્યશૃંગાખ્યાન ' ઓગણત્રીસા કાળમાં, નંદરબારમાં આવી લખ્યું.

૧૭૩૦ ભક્તકવિ નરસિંહના જીવનપ્રસંગમાંથી ' હૂંડી ' લખી; ૧૭૫૪ માં સુધારી; આ વરસમાં સિંહસ્થ આવવાથી કવિ ગોદાવરી યાત્રાએ ગયા; ' વામનકથા ' રચી.

૧૭૩૧ વીરજીએ ' બળીરાજાનું આખ્યાન ' લખ્યું.

૧૭૩૪ 'હારમાળા' બનાવી, ભક્તકવિ નરસિંહ મહેતાનો જીવન પ્રસંગ ગાયો.

૧૭૩૬ ' દ્રૌપદી સ્વયંવર ' લખ્યો.

૧૭૩૭ ' શ્રાદ્ધ ', અને ' માંધાતા આખ્યાન ' રચ્યાં ', હરિદાસે ' ભારતસાર ' રચ્યો.

૧૭૩૮ ' સુદામાચરિત્ર ' અને ' શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ' રચ્યાં.

૧૭૩૯ ' મામેરૂં ' વડોદરામા નાગરી ન્યાતની પાટે ગાયું.

૧૭૪૦ ' સુધન્વા આખ્યાન ' રચ્યું; ' શામળશાહનો મ્હોટો વિવાહ ' શિષ્ય હરિદાસના ' વિવાહ ' ઉપરથી લખ્યો.

૧૭૪૧ ' રણયજ્ઞ ' નું વીરરસ ભર્યું કાવ્ય રચ્યું.

૧૭૪૨ ( ફરી લખ્યું ૧૭૭૩–૧૭૭૬ ) ' નળાખ્યાન ', નંદરબારના રાજાની રાણી મરી જવાથી એને દિલાસો આપવા બનાવ્યું. વીરજીએ 'દશાવતાર કથા' લખી.

૧૭૪૫ ( કે ૧૭૬૬ ) માં કવિને નંદરબારમાં રાજગુરૂપદ મળ્યું.

૧૭૪૬ સંસ્કૃત છન્દોના મિશ્રણવાળું ' દ્રૌપદી હરણ ' રચ્યું; એનું-કર્તૃત્વ સંદિગ્ધ છે.

૧૭૪૮ માર્કંડેય પુરાણમાંથી ' હરિશ્ચંદ્રાખ્યાન ' લખ્યું.

૧૭૫૩ ' દેવીચરિત્ર ' બનાવ્યું; માર્કંડેય પુરાણ સ્હેલું છે, તેથી એની કથા કરવામાં શું અઘરૂં છે એમ પુરાણીઓએ કહ્યાથી કવિએ ' દેવીચરિત્ર ' લખી, એ પુરાણમાં પણ પોતે પારગત છે એમ બતાવી આપ્યું.

૧૭૫૮ ( ૧૭૪૬ ) ' સુભદ્રાહરણ ' રચ્યું.

૧૭૪૮ થી ૧૭૬૫ સુધીમાં ' માર્કંડેય પુરાણ ' વડોદરામાં રચ્યું. એ પુરાણનો મ્હોટો ભાગ ' મદાલસા આખ્યાન ' ' હરિશ્ચન્દ્રાખ્યાન ' અને ' દેવીચરિત્ર ' થી રોકાયો છે.

૧૭૬૬ ( ૧૭૨૬ ) શાંતરસપ્રધાન ' અષ્ટાવક્રાખ્યાન ' નંદરબારમાં રચ્યું.

૧૭૬૫ થી ૧૭૯૦ માં રચ્યા સાલની છાપ વિનાના ગ્રંથો ' દશમસ્કંધ ' ' ભ્રમર પચીસી ' ' દાણલીલા, ' ' બભ્રુવાહન આખ્યાન, ' ' મર્જવેલ, ' ' વિવેક વણઝારો, ' ' પ્રલ્હાદાખ્યાન ( સપ્તમસ્કંધ ) ' ' રૂક્મિણી હરણ ' અને નાટકો , ' સત્યભામા રોષદર્શિકા ,આખ્યાન '

'ઓખાહરણ, 'પ્રસન્નાખ્યાન,' તથા 'તપત્યાખ્યાન'[1] મળી આવે છે, નાટકો રચ્યાનું શોધન હજી કવિને ખાતે સૌ સ્વીકારતા નથી

૧૭૭૪ સામળભટ્ટની 'પદ્માવતીની કથા' રચાઇ.
૧૭૭૭ કવિના શિષ્ય-પુત્ર વલ્લભે 'કુન્તી પ્રસન્નાખ્યાન' લખ્યું.
૧૭૮૦ વલ્લભનું 'દુઃશાસન રુધિરપાન' લખાયું.
૧૭૮૨ 'યક્ષ પ્રશ્નોત્તર' કાવ્ય વલ્લભે રચ્યું.
૧૭૯૦ કવિનું અવસાન.
૧૭૯૬ 'દશમ સ્કંધ' કવિના શિષ્ય સુન્દર મેવાડાએ પૂરો કર્યો.

---

( ૨ )

## પ્રેમાનન્દ અને ત્હેમની કવિતા.

( સં. ૧૬૯૨-૧૭૯૦; ઇ. સ. ૧૬૩૬-૧૭૩૪ )

મહાકવિ પ્રેમાનન્દ, અથવા પોતે કહે છે તેમ 'ભટ' પ્રેમાનન્દ

જન્મઃ નાગરા, 'ચાતુર્વંશી' બ્રાહ્મણ, વડોદરાના રહીશ હતા. ત્હેમના પિતા કૃષ્ણરામ ત્હેમને ન્હાના મૂકીને જ દેવ થયા. માતા, પણ પિતા પછવાડે થોડાં વર્ષમાં ગુજરી ગઇ, એટલે કવિ આશ્રીને ત્યાં ઉછર્યા હતા.

ચૌદ પંદર વર્ષ સુધી તે મૂર્ખ અને જડભરત દેખાતા. તે પછી,

ન્હાનપણઃ નરસિંહ મહેતાને જેમ ગોપનાથ મહાદેવે અનુગ્રહ કર્યો, અને દયારામભાઇને ઈચ્છારામ ભટ્ટજીએ હાથ મૂક્યો, તેમ કવિને પણ એવી દિવ્ય કૃપાથી જ કાવ્ય પ્રસાદી મળી હતી. તે સંબંધી બે ત્રણ આખ્યાયિકાઓ પ્રચલિત છે.

એક પ્રમાણે, વડોદરામાં કામનાથ મહાદેવના દહેરામાં કોઇ સાધુ

કાવ્યપ્રસાદીઃ ઉતર્યા હતા. ત્હેમની સેવા ન્હાનો પ્રેમાનન્દ કરતો. જવાને આગલે દિવસે સાધુએ પ્રેમાનન્દને કહ્યું કે મ્હારા જતા પહેલાં સ્હવારમાં વહેલો આવજે; પરંતુ પ્રેમાનન્દને જતાં મોડું થઇ ગયું, ને જઇને જૂવે છે તો સાધુ ત્યાંથી ચાલી નિકળ્યા હતા. પ્રેમાનન્દે પાછળ દોડીને સાધુને પકડી પાડ્યા. સાધુએ કૃપા કરી આશીર્વાદ આપ્યોઃ- "જા, તું હવે પ્રાકૃતમાં કવિતા કરી શકીશ; જો વહેલો આવ્યો હોત તો સંસ્કૃતમાં કવિતા કરવાની શક્તિ ત્હને પ્રાપ્ત થાત."

બીજી કથા,—એના પ્રસિદ્ધ પુત્ર અને શિષ્ય વલ્લભના એક કથનને આધારે—એવી છે કે બાલક પ્રેમાનન્દ, કામનાથ મહાદેવમાં રહેતા એક રામચરણ હરિહર નામના વિદ્વાન સંન્યાસી ( પૂર્વાશ્રમમાં પાટણના નાગર ) ના બહુ પ્રસંગમાં આવ્યો હતો. ત્હેમના સહવાસ તથા ઉપદેશથી બાલકનું કવિહૃદય ખીલ્યું. કવિ રામચરણ સાથે દેશ પરદેશ આથડયા, અને સંસ્કૃત તથા હિન્દી શીખ્યા. કવિએ સંસ્કૃત કાવ્યસાહિત્ય ઉપરાંત મહાભારત, રામાયણ શ્રીમદ્ ભાગવત, હરિવંશ, કૃષ્ણજન્મખંડ તેમજ બીજાં પુરાણોનો પરિચય કર્યો. તત્ત્વજ્ઞાન, ન્યાય તેમજ છંદ, રસ, નાટય, અલંકાર વિગેરેને પણ જોવા બાકી રાખ્યાં નહી. એ અરસામાં સૃષ્ટિનું સૌન્દર્ય જોઇને કહો, જનસમાજનાં રીતરિવાજ તથા મનોવૃત્તિ પરખ્યાથી કહો, પરદેશી લોકોનાં હૃદય તથા ત્હેમની રસિક્તા ઝીલ્યાથી કહો, કે એકંદરે સંસાર અવલોક્યાથી કહો—જે કહો તેથી ત્હેમની બુદ્ધિ વિકાસ પામી.

**ગુરુનો આદેશ.** આ સમય, પંડિતોની માનીતી થઇ પડેલી હિન્દી ભાષાનો હતો, તેથી ત્હેના મોહમાંથી બહુશ્રુત થયેલા પ્રેમાનન્દ પણ બચી શક્યા નહી. એમણે એમનો હાથ, પહેલાં તો એક હિન્દી કાવ્ય ઉપર અજમાવ્યો; કાવ્ય રચીને ગુરુને બતાવ્યું. પૂર્વાશ્રમના ગુજરાતી ગુરુએ કહ્યું:— ' ઉમર મૂકી અને તું ડુંગરને પૂજે કેમ ? ' ( વલ્લભ; ' યુધિષ્ઠિર વૃકોદર' ) તે ઉપરથી પ્રેમાનન્દે તુચ્છકારાવી ગુર્જરીમાં કવિતા કરવાનો ગુરુ—આદેશ માથે ચડાવ્યો; અને નૈષ્ઠિક ગુરુભક્તિથી એ આદેશ જીવનભર અભિશુદ્ધ પાળ્યો.

સંકલ્પ કરેલો ભાષા—યજ્ઞ પૂર્ણાહુતિની વિધિ સુધી પહોંચી જાય તોજ પાઘડી પહેરવાનું અપૂર્વ ' પણ ' એમણે લીધું—તે ' પણ ' ત્હેમના ફક્કડ પુત્ર વલ્લભે ફક્ત એકવાર, પોતાનું નવરસસર્યું. કાવ્ય વંચાવી, એની સાભારીમાં માગી લઇ, ઘડીવાર મૂકાવ્યું હતું—એમ કવિની જીવનકથા નોંધે છે.

**ઉદર નિમિત્ત પરદેશ:** વડોદરામાં જન્મેલા પ્રેમાનન્દ,સાહિત્યનું મૂલ મૂલવવા હિન્દુસ્તાનનો દરવાજો બનેલા સૂરતમાં જઇ રહ્યા. આ સમયે દિલ્હીમાં જહાંગીર તથા શાહજહાનની કારકીર્દી હોવાથી ગૂજરાત તેમજ ખાનદેશમાં શાન્તિ જામી હતી. વડોદરા પછી સૂરત, અને વચ્ચે વચ્ચે નંદરબાદ જઇ કવિએ પોતાનાં આખ્યાનોની રસ છોળો ગૂજરાતની છેક દક્ષિણ સરહદ સુધી ઉછાળી.

" સં. ૧૭૨૯ પહેલાં પરદેશ વેઠયાનું ત્હેમણે કોઇ આખ્યાનમાં જણાવ્યું નથી. સં. ૧૭૨૦ માં વડોદરામાં ત્હેમણે મિત્ર માધવરોડની

પ્રેરણાથી ' લક્ષ્મણા હરણ ' રચ્યુ, અને સં. ૧૭૨૩ માં ' ઓખા-હરણ ' ૨૯ કડવાનું બાધ્યું, સં ૧૭૨૭ મા ' ચંદ્રહાસ આખ્યાન ' અને અભિમન્યુ આખ્યાન, અને સં. ૧૭૨૯ મા ' મદાલસા આ-ખ્યાન ' રચ્યુ આટલી કૃતિઓ વડોદરામા રહી ત્હેમણે રચી

' પરતુ સં. ૧૭૨૯ મા ભારે ઓગણત્રીસો કાળ પડયો, 'ક્ષુધા-તુર થયા પ્રાણી, ભક્ષે અન્યોઅન્યના બાલ, ' માતા પુત્રને ખાય ' એ'વા કારમા દુષ્કાલનો અનુભવ થતા ગુજરાતના વ્યાપારના ધામ નંદરબારમા ' આવી વસ્યો કૃષ્ણસુત પ્રેમાનન્દ અગ્નિનો અગ્નિ ' અને અનાવૃષ્ટિ ટાળનાર શૃંગી ઋષિના ગુણગાન કરનારૂં ' ઋષ્યશૃંગા ખ્યાન'નુ સુન્દર, હૃદયદ્રાવક અને રસભર કાવ્ય રચ્યું; ભકતની નાણાભીડ ટાળનારી ' નરસિંહની હુંડી ' ગાઇ અને સં. ૧૭૩૦ લોક-સંકટ ઉદ્ધારવા જગદુદ્ધારક વામનજીની ' વામન કથા ' કરી.'

કવિ લગભગ સં ૧૭૩૦ મા સિંહસ્થ આવવાથી ગોદાવરી યાત્રાએ ગયા હતા, ત્યા મરાઠી સહિત્યના સમકાલીન કવિ વામન પંડિતના કાવ્યો વાચવાનો એમને યોગ પ્રાપ્ત થયો હતો, એમ એ મરાઠી કવિની સરસાઇમા લખેલા ત્યાર પછીના આખ્યાનો ઉપરથી માનવાને કારણ મળે છે

કવિ નંદરબારમા નંદીપરામા રહેતા, અને ત્યાજ કથા કરતા, ' સૂરતસે' કીરત બડી, બિન પંખ ઉડજાય '-તેમ કવિની કીર્તિ ઠેઠ રાજદરબારમા પહોચતા સં. ૧૭૩૬-૩૭ મા ત્યાના રાજાને રીઝ-વવાના નિમિત્તે એક પછી એક આખ્યાનો રચવા માડયા. ત્યા રહેતા ધીરે ધીરે કવિને સ. ૧૭૪૫ મા રાજગુરુપદ મળ્યું હતું.

સ. ૧૭૩૮ મા ' સુદામાચરિત્ર ' ગાઇ તે પાછા વડોદરે આવ્યા. વડોદરામા ' મામેરૂ ' નાગરી ન્યાતની પાટે ગાયું, સ. ૧૭૪૦ મા ' સુધન્વા આખ્યાન ' અને સં. ૧૭૪૧ મા ' રણયજ્ઞ ' ગાયો, અને પછી નંદરબાર તેમજ સૂરત વચ્ચે આવજા કરી ' નળાખ્યાન ' અને ' દ્રૌપદી હરણ ' રચ્યા

કવિએ છેવટના ભાગમા માર્કંડેય પુરાણ, મહાભારત, અને શ્રીમદ્ભાગવતના ઘણા પ્રસંગોની છૂટક છૂટક કથાઓથી પુરાણીઓને પજવણી કર્યા જેવું કર્યું, અને એમની સ્હામે બાકરી બાધી બ્રાહ્મણો -પુરાણીઓ, જ્ઞાનના ઇજારદાર જેવા લોકમા પ્રતિષ્ઠા પામતા, તે હવે પ્રાકૃત કથા કરનારની અદેખાઇ કરવા મંડયા. પ્રાકૃત ગૂજરાતી દ્વારા સંસ્કૃત પુસ્તકોનુ જ્ઞાન જનસમાજને આપવાનુ મંગલાચરણ તો એમના યુગ પૂર્વે થઇ ચૂકયુ હતું; તથાપિ તે પ્રવૃત્તિને ફરીથી પુષ્ટિ

આપી, સર્વથી અધિક અંશે વેગવતી અને સર્વદેશીય કરવાનું માન પ્રેમાનન્દને જ પ્રાપ્ત થાય છે પ્રાકૃતમાં–લોકની બાલભાષામા પુણ્ય-કથાઓ સંભળાવી, પ્રેમાનન્દે લોકોના હૃદય કિલ્લાઓ સર કર્યાં હતા, તેથી પણ એમની લોકપ્રિયતામાં વધારો થયો સંભવે છે

પુરાણી પ્રેમાનન્દ

પ્રેમાનન્દ, પુરાણી તરીકે સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવતા હોવા જોઇએ. પ્રાકૃત વ્યવહારમાં વીંટાયલા સમાજને મહાભારત, રામાયણ, ભાગવત વિગેરે કથાસાગરમાથી મનગમતા મોતી ગોતી લઇ, ભાવની ભેટ ધરનાર પ્રેમાનન્દની ખ્યાતિ વધે એ સ્વાભાવિક છે સંસ્કૃતમાથી કથા કરનાર પુરાણીઓ સાથે એમને પડેલા ભારે વાદના પરિણામે, સંસ્કૃતના લૂખ્ખા ફુચારૂપ કથા વાચવાનું છોડી દઇ, એના એ પ્રસગોને મીઠી ગૂજરાતીથી શણગારી, એમણે રસના હાટ માડયા.

કવિને, સંસ્કૃતનો દભ ભરેલા શાસ્ત્રી પુરાણીઓનો અણગમો હતો, બાકી સસ્કૃતના ( ફકત ઇતિહાસ અને પુરાણ–વેદાન્ત નહી, તેમજ નાટય પણ નહી ) જ્ઞાનભંડારને ખુ'લો મૂકી, એમાથી ખોળે ખોળે વેરવાની રમતના તો એ કોડીલા હતા.

જાણીતા પ્રસંગોને મ્હલાવી રઢલાવી મીઠારાથી ભરી દેનાર કુશલ, કલાધર કવિની જનસમાજને ભૂખ જણાઇ, છતા પ્રેમાનન્દનો વિરોધી પુરાણીવર્ગ, બની એટલી કુટિલ દૃષ્ટિથી એ નવો પથ કાઢનારને નિહાળી રહ્યો.

કથાભાગ મૂલને અનુસરે છે કે નહી, એ જોનાર ત્હેમનો શ્રોતા વર્ગ ન્હોતો તેથી એ વર્ગ કઇ કોટિનો છે, રીતરિવાજને શું બંધ બેસતું છે વિગેરે તરફજ ખાસ ધ્યાન પ્રેમાનન્દે આપ્યુ, અને એમા એમની ફત્તેહ જ થઇ છે, એમ આપણા યુગના શ્રોતાઓ પણ બેધડક કહી શકે છે.

કથા ક- હેવાની છટા.

તે સમયના જાડા–એટલે આખો દિવસ ધધામા રહેનાર, રસિક છતા અર્ધશિક્ષિત જનસમાજને જાડી કેળવણી આપવાનું સાધન કથાશ્રવણ જ હતું; તેથી ધર્મ અને નીતિના ઉપદેશવાળા અને તે સાથે જન સ્વભાવના, અને સાપ્રત સંસારના પાસવાળા સચોટ અને રસભર આખ્યાનો, ભાવિક શ્રોતાવર્ગ પ્રસન્નતાથી તેમજ ઉંડા ભાવથી અડધી રાત સુધી સાભળવા બેસતો, અને કથાશ્રવણથી પાવન થઇ ઘેર જતો.

આમ હોવાથી 'પ્રાચીન ગુર્જર કવિઓને પોતાના આખ્યાનોનો લોકોમાં પ્રચાર કરવાને, આ'વીજ પદ્ધતિ ' અનુસરવી પડી છે. નરસિંમહેતા પોતાનાં પદ ભજનમંડળીઓમા લહેંકબંધ ગાતા

હતા; સામળભટ્ટ જેતેજ ખેડુતો સમક્ષ પોતાની વાર્તાનો રસ જમાવતા, અને શુમાન બારોટ પાસે પણ પોતાની અદ્ભુત વાતોને છટાથી કહેવરાવતા; દયારામભાઇ પણ પોતાના શિષ્યો દ્વારા પોતાની સંગીતપૂર્ણ ગરબીઓ ગવરાવતા; ત્હેવી જ રીતે પ્રેમાનન્દે પણ, પોતાના શિષ્ય, ગાયક વીરજીની ગીતકલાની મદદ લઇ, લોકાનુરંજક કથાઓ કરી હતી.

પુરાણીઓની સંસ્કૃત કથાઓ સામાન્ય માણસને અધુરી પડયાથી, કવિએ લખ્યું કેઃ—

કવિની આર્થિક સ્થિતિ.

'થયા પુરાણી મોંઘા વાર, તેથી થયો ધણો ઉચાટ,
હવે કોણ દેખાડે વસુમી વાટ, થયા બંધ સ્વર્ગ નર્કના ઘાટ;
ત્યારે કર્યું પ્રાકૃત વિમાન, જાણવા ન જોઇયે મહાન;
બમણું શ્રોતાથી વક્તાને પુણ્ય..." ( માર્કંડેય પુરાણ )

આમ શ્રોતાઓના આત્મકલ્યાણની ચિંતા રાખનાર કથાકારની સંભાવના, ભાવિક શ્રોતાજનો કર્યા વગર રહ્યા ન્હોતા. કવિ નંદરબાર, સૂરત, અને વડોદરામાં કથા કરી ઘણું દ્રવ્ય કમાયા હતા. તે સાથે બ્રહ્મભોજનનાં ખર્ચ કરવામાં પણ એમણે બાકી રાખી ન્હોતી. વલ્લભે ગાયું છે કેઃ—

'જેણે ઘૃત સરિતા ચલાવી, પ્રભુએ બાંધી સાકર પાજ'

કવિ પોતાની પાછળ, પોતાનાં આઠ ઘર તથા થોડું રોકડ મૂકીને ગયા હતાં, એમ કહેવાય છે. જૂનાગઢમાં નરસિંહ મહેતાના સ્મારકરૂપ ચોરો છે, તેમ "પ્રેમાનન્દની પોળ" નામનો ભાગ કવિનું સ્મારક રાખવા વડોદરામાં હમણાં જ નામનો જીર્ણોદ્ધાર પામ્યો છે.

પ્રેમાનન્દને મ્હોટા કવિ તરીકે પૂજાવાનો મોહ ન્હોતો. ઉલટું પોતાને નમ્ર કથાકાર તરીકે ઓળખાવી પોતાની કવિતામાં ખોડ હોય તો—' કવિજન રખે ખોડ માં દેશો ', ' કરગરી કવિઓને કહું છું, દોષ રખે કોઇ આપો '—એવા વિનયાતિશયથી ક્ષમા માગતા

નિરભિમાની મહાકવિ

કર્યું. પહેલા ત્રણની કવિતા સુન્દર કરતાં ચઢીયાતી હતી; પણ એમણે છેવટમાં કવિતા કરનારની સામાન્ય રૂઢિ પ્રમાણે ' કવિ ' એવો શબ્દ મૂકયો હતો. પ્રેમાનન્દે પોતે કવિપદનો દાવો કદિ કર્યો ન્હોતો; તેથી સુન્દરે એવું કાંઇ ન લખવાની ખાસ કાળજી રાખી હતી; આથી કાવ્ય પૂરું કરવાનું કામ સુન્દરને સોપાયું.

**સ્વતંત્ર કવિ.**

ભાષા ભક્તિના અડગ, ટેકીલા ભક્તને છાજે એવી નિસ્પૃહતા અને સ્વતંત્ર જુસ્સો કવિમાં હતાં. ગમે ત્હેવા વિનયના ઉદ્ગારમાં, પણ પામરતાનો પડછાયો સુદ્ધાં કવિએ પડવા દીધો નથી. નવરસના રસીયા કવિને નંદરબારના ઠાકોર, તેમજ વૈષ્ણવ મિત્રો શંકરદાસ, માધવરાય વિગેરેનો આશ્રય મળ્યો હતો; છતાં પ્રભુરસલીલાને બહલાવવા ઉપરાંત કાંઇ પ્રાકૃત મનુષ્યની પ્રશંસા કરવામાં કાવ્ય શક્તિને કામ લગાડવા એમણે સાફ સાફ ના પાડી દીધી હતી. માત્ર ભક્ત કવિ નરસિંહનાજ ગુણગાન સકારણ ગાયાં છે. બાકી તો ઇતિહાસ પુરાણમાંથી-દેવની ગણનામાં આવેલા નરોત્તમોનાજ ચરિત્રો કવિને ગાવા ઠીક લાગ્યા છે.

આ પ્રસંગે એજ યુગના લોકપ્રિય કવિ સામળભટ્ટનાં ' રખીયલ રૂડો રાજવી, ભોજ સમોવડ ભૂપ '-જેવાં બાટાઇભર્યાં વાકયો સરખાવવા જેવા છે. કવિનું સ્વમાન કઇ સપાટી ઉપર છે તે આથી સ્હેજ ધ્યાનમા આવી શકે છે.

અંગ્રેજી સાહિત્યમા એક યુગ એવો હતો જ્યારે કાવ્યોની અર્પણ-પત્રિકાઓ મારે દ્રવ્યની હરરાજી થતી; અને કવિઓને અસંસ્કારી અને જડ જેવા શ્રીમન્તોના શોખની ખાતર એમનું અભિમાન પોષાય એવી સીડીઓ ઘસડી નાખવા દોરાવું પડતું. જ્યાં કવિઓનો મરદાનગીનો જુસ્સો, આમ ક્ષુદ્ર રીતે હોમાઇ જાય ત્યાં એ કવિઓની કવિતામાંથી સમાજને સ્વતંત્ર બનાવે એવું શીખવનાર સાહિત્ય તો કયાંથી જડી આવે ?

**ભાષા સત્રના અધ્વર્યુ વરુણી:**

ભાષા-સત્રનો મહાપ્રયોગ લઇ બેસનાર પુરોહિતને અધ્વર્યુ તેમજ વરુણી થનાર શિષ્યમંડલ શોધવું પડયું ન્હોતું. કવિ-સૂર્યનું નક્ષત્ર મંડલ સ્ત્રી-પુરુષ સમેત સોએક શિષ્ય-ગ્રહ ઉપગ્રહનું થયું હતું; ત્હેમાંથી બાવનવીર જેવા બાવનનાં નામ વલ્લભે ગણાવ્યા છે. " એ પૈકી જેમની કૃતિ પ્રકાશમાં આવી છે એવા તો ગાયક વીરજી, સહવાસી હરિદાસ, પ્રસાદકવિ દ્વારકાદાસ, અનુવાદકવિ રત્નેશ્વર, નિરંકુશ કવિ વલ્લભ, અને 'સારો સુન્દર એ ૭ જ છે. "

પ્રેમાનન્દ એમના યુગના અધિષ્ઠાતા હતા એટલું જ નહીં, પણ પોતાની ધાટીથી કાવ્ય કરનાર લેખકોના વર્ગ (School) ને સ્થાપનાર પણ હતા. અંગ્રેજી સાહિત્યમાં ડૉક્ટર જૉનસનની પેઠે એમની આસપાસ લેખકોનું વિવિધરંગી લેખક મંડળ જામ્યું હતું.

શિષ્યોની શક્તિ માપી લઇ, હેને અનુરૂપ કર્તવ્યરેખાઓ એમણે દોરી આપી હતી. ગૂજરાતી સિવાય, હિન્દી અને મરાઠી ભાષા જેવાં પુસ્તકો લખાવવા યોજના ઘડનાર એ હતા. પોતે સંસ્કૃત તથા પ્રાકૃત જેવું સાહિત્ય તૈયાર કરવાનું માથે રાખ્યું હતું; વલ્લભને હિન્દીની ધાટીથી લખવાનું સુપ્રત કર્યું હતું, રત્નેશ્વરને મરાઠી જેવું, વીરજીને ઉર્દૂ અને ફારશી જેવું, અને સુન્દરને પૌરાણિક વાર્તાઓ જેવું સાહિત્ય ઉભું કરવા સોંપણી થઇ હતી.

**શિષ્યો-નું કાર્ય.** બરહાનપુરનો વીરજી, કવિ પાસે આવીને ભણ્યો હતો. એનો કંઠ મધુર હતો. ઉર્દૂ ફારશીને ઠોર મારે એવી અદ્દભુત વાતો રચવાનું એને માથે આવ્યું હતું; તે હેણે 'કામાવતીની કથા,' 'બળીરાજાનું આખ્યાન,' તથા 'દશાવતાર કથા' રચી બતાવ્યું. પરંતુ એનું 'સુરેખાહરણ' વધારે પ્રસિદ્ધ છે.

બીજા શિષ્ય વણિક્ હરિદાસે–'સીતાવિરહ' 'ભારતસાર' તથા શામળશાહનો વિવાહ (એ ઉપરથી 'પ્રેમાનન્દે' 'મ્હોટો વિવાહ' રચ્યો હતો), અને 'નરસિંહ મહેતાના બાપનું શ્રાધ' રચ્યાં હતાં.

વણિક્ દ્વારકાદાસને પચાસે વર્ષે કવિતા કરવાને કવિએ પ્રેર્યા હતા: એ ગુરુપ્રસાદથી થયેલા કવિના રચેલા 'બારમાસ' સારી કવિતા છે.

રત્નેશ્વર ડભોઇનો બ્રાહ્મણ વિદ્વાન હતો. હેને સંસ્કૃત, મરાઠી જેવાં વૃત્તબદ્ધ કાવ્ય રચવાનાં હતાં. અને મરાઠી કવિ મોરોપંત, અને વામન પંડિતની સરસાઇમાં ઉતરવાનું હતું. એ શિષ્યે કેટલાક સુન્દર અનુવાદો કર્યા છે. એનો ભાગવત–દશમસ્કંધ, પ્રથમસ્કંધ, દ્વિતીયસ્કંધ,' 'પાંડવાશ્વમેધ,' 'સ્વર્ગારોહણ' વિગેરે ગ્રંથો છપાયા છે.

ધનદાસનો સુત, સુન્દર મેવાડો, બધા શિષ્યોમાં ન્હાનો હતો. અપૂરો 'દશમ સ્કંધ' એણે સં. ૧૭૯૬ મા પૂરો કર્યો હતો. એની કવિતા છેક સાદી છે.

આમ શિષ્યમંડલની લેખસામગ્રીમા જ્વલંત કે એકંદરે ખાસ ધ્યાન ખેંચે એવું બહુ જણાતું નથી, કારણ કે તે કંઇ કવિ જન્મ્યા ન્હોતા, અને તેથી થોડાક અપવાદો સિવાય, એમના લખાણોમા કલા કે પ્રતિભા ઝળહળતા નથી તોપણ એમની સમાજસ્થિતિ તથા લોકરુચિ ઉપર એ સારું અજવાળુ પાડી રહ્યા છે, તેથી સમાજના રીત રિવાજના ઇતિહાસશોધકને એમા રસ પડે એવું છે ખરું.

આખ્યાનોઃ પ્રેમાનન્દે જે ઝરણાંમાથી અંજલિઓ ભરી ભરીને, ગુજરાતી સાહિત્ય દેવીને અર્ધ્ય આપ્યા તે ઝરણા–સંસ્કૃત, મહાભારત, રામાયણ ભાગવત, પુરાણ વિગેરેમાથી તથા ભક્ત કવિ નરસિંહ મહેતાના જીવન પ્રસંગોમાંથી વહી રહ્યા હતા.

ઇતિહાસ, પુરાણ અને જનકથામાંથી કવિએ એવા રસિક પ્રસંગો ઉચકી લીધા છે કે ફક્ત ત્હેના નામથીજ આવાઓને તે તરફ પક્ષપાત થઇ જાય છે સાધારણ રીતે નીરસ લાગે અને કવિતાના રૌખીને કંટાળા ભરેલું લાગે એવું ભક્તચરિત્ર, પ્રેમાનન્દના પ્રતાપે તેટલુંજ સરસ અને મનોહર થઇ જાય છે કથામા રહેલું રસ–બીજ કવિની દૃષ્ટિએ પડતા, તે ઉપર નવરસનું સિંચન કરી ત્હેમાથી ઘડી ક્વારમા એક સુન્દર વૃક્ષ, કોઇ જાદુગરની કલાથી, એ ઉગાડી દે છે.

કવિનાં કાવ્યો દેશમા એવા પથરાઇ ગયા છે, કે જેમને આપણે "અભણ કહીયે" એવી સ્ત્રીઓ એમના લોકપ્રિય આખ્યાનોને મોઢે કરીને અધેતિ ગાઇ શકે છે. સમાજના માનીતા કવિએ અભણ, પણ રસિક અને સંસ્કારી સ્ત્રીહૃદયમા એવું સ્થાન 'મેળવ્યુ' કે એમનાં આખ્યાનો મુખપરંપરાથી બ્હેનોને વારસામા મળે જાય છે. છાપવાનુ સાધન આ યુગમા ન્હોતુ, એટલે કવિનાં આખ્યાનોની સાકોએ અનેક પ્રતો લખાવી અને તે જનસમૂહમા પ્રચાર પામી એટે છે કે આથી કવિના રચન સમયની ભાષા જળવાઇ રહી નથી, અને લહીઆઓના કાળની ભાષાએ મૂલ કાવ્યોમાં ફેરફાર દાખલ કર્યો છે.

કવિનાં કેટલાક કાવ્યો, ઘરમા કુટુમ્બ મંડળ એકઠું બેશીને ઉન્હાળાની રાત્રિએ ઉલ્લાસભેર વાગે છે. કવિનું નામ દરેકને મ્હોએ છે. શેકસપીયર અને કાલિદાસની ખૂબીઓ પાછળ મુગ્ધ થનાર પ્રેમાનન્દની પ્રસાદી ચાખતાં થોડા હોય છે, અને જરાક ઓસંકાનો નથી એમના કાવ્ોમાંજ એવું કંઇક છે ને ભક્તિ જન્મી જાય છે

**આખ્યાનોનું વસ્તુ**

કવિના કેટલાક સુન્દર આખ્યાનો ભક્ત કવિ નરસિંહ મહેતાના જીવનના કસોટીના પ્રસંગોમાથી જ ઉદ્ભવ્યા છે લોકમા ચાલતી દંતકથાઓ, અને પરંપરાગત અંધશ્રદ્ધાને ધક્કો વાગે એવું કંઇ ન આવી જાય ત્હેની કવિએ સાવધાનતા વાપરી છે છતા પ્રાકૃત લોકોને ગમતી અધમ અશ્લીલતા અને રાધાકૃષ્ણની કવિતામા આવતો વાધા-ભર્યો શૃંગાર વર્ણવવા જેટલા કવિ હલકા પડયા નથી.

આ'વી ભક્તકથાઓના વસ્તુના આધારે-ખડબચડા પથ્થરની બેડોળ મૂર્તિઓમાથી-ગુજરાતીઓને પ્રાણસમી વ્હાલી અને પરંપરાથી પૂજાયેલી લોકકથા દંતકથામાથી,-બોલી ઉઠે એવા પૂતળાની અવનવી રચનાઓ કુશલ શિલ્પીએ ઘડી કાઢી. મૂળના અનઘડ કાવ્ય-શિલ્પીના ઘડેલા બાવલામાથી જે જે રસભર્યું અને ઉન્નત લાગ્યું ત્હેને કાયમ રાખી, કેટલીક પોતાને મનગમતી રૂઢિઓના ખૂબીદાર કોતરકામથી કવિએ પોતાની કલ્પનાસૃષ્ટિને પ્રત્યક્ષ કરી

એ ઉપરાત પ્રસંગ આવ્યે કવિએ પોતાના જમાનાથી આગળ વધીને પણ ઉંચી રૂઢિઓ અને સામાજિક સંસ્થાઓ તરફ લોકોને દોર્યા છે. એમનામા બાળકોના રૂઢિલગ્નો નથી આવતા, પણ હૃદયના સ્વયંભૂ પ્રેમના આકર્ષણ લગ્ન-સ્નેહમા પરિણામ પામે છે ધર્મ એમને ગમતો વિષય છે, અને જ્યા સુધી ધર્મનો સંબંધ હૃદયના ભાવ સાથે અનુકૂલ રહે છે ત્યા સુધી જ એ ધાર્મિક કવિતા લખે છે ધર્મ-કે વેદાન્તના ઝીણા પૃથક્કરણમા એ પડતા નથી.

**પ્રેમાનન્દના પુરોગામીઓ**

ભવભૂતિની જેમ, પ્રેમાનન્દે, ' इद कविभ्य. पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे । '-જેવુ કહી પોતાના પુરોગામી કવિઓને નમસ્કાર કરી, એમણે એ કવિઓની ફૂલછાબમાથી થોડા ઘણા ફૂલની સુગન્ધ પોતાના નવા ફૂલમા ઉતારી છે ભાષાનો સારોદ્ધાર કરવાનું વિશાલ કાર્ય ઉપાડી લેનારે, પોતાના પુરોગામી કવિઓ તથા શિષ્યોના રચેલા કેટલાક ગ્રંથોનો ઉપયોગ કર્યો હોવો જોઇએ એમ માનવાને સબળ કારણો છે

'હારમાળા'મા કવિ કબૂલ કરે છે કે—

"પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે, કહ્યા ચરિત્ર ઉદારજી
તે સઘળાનો જોડ કરીને, બાંધ્યુ શુભ આખ્યાનજી"

ભાલણ, ભાલણસુત ઉદ્ધવ, વિષ્ણુદાસ, નાકર, મનોહર સુરભટ્ટ, વિશ્વનાથ જાનિ, વજીયો વિગેરેના તૈયાર પાઠ પ્રેમાનન્દના જોવામા આવેલા, અને ત્હેનો ઉપયોગ ત્હેમણે યથારુચિ કર્યો છે એમ તે તે

કવિઓનાં કાવ્યોની પ્રતો સરખાવતાં જણાઈ આવે છે. કેટલેક ઠેકાણે તો આખી કડીઓજ અગોપાંગ પ્રેમાનન્દે પોતાનાં આખ્યાનોમાં દાખલ કરેલી મળી આવે છે

વળી મૂલ સંસ્કૃતમાં નહિ એવા કેટલાક પ્રસંગો આ કવિઓએ દાખલ કરેલા તે પણ પાત્રવિવેક જનરુચિ, વસ્તુભેદ તથા રસની જમાવટ ધ્યાનમાં રાખી તે પ્રસંગોનો ઉપયોગ પ્રેમાનન્દ કરે છે. ( જુઓ પૃષ્ઠ ૧૨૦ ભાલણના સુદામા ચરિત્રનું પદ ૮-કડી ૮,૯, ૧૦,૧૧ જેનો ઉપયોગ પ્રેમાનન્દ કડવા ૧૦-૫ મા કરે છે )

રચવાની કઢપ — કવિના દરેક વર્ષના કાવ્યોની સરેરાશ જોથી ત્રણ આખ્યાનની આવતી ત્હેનો ખુલાસો એમ જડી આવે છે કે કાવ્યનું વસ્તુ-ખોખું તૈયાર હોવાથી રસરૂપી જીવ વિનાના દાડપિંજરમાં પ્રાણ મૂકવો જ બાકી રહેતો ચમત્કૃતિ વગરના, સાદા, કથામાત્ર કહી જનારા કાવ્યોને પ્રાસાદિક બનાવી, શ્રોતાઓને દરેક વર્ષે નવાનવાં આખ્યાનોનું લ્હાણું કરવું એ પ્રેમાનન્દની રીત થઇ પડી હતી

શેકસપીયરની નાટકો લખવાની ઝડપ પણ, આ'વા આધારવાળી કથાના અસ્તિત્વને લીધે જ હતી એમ અંગ્રેજી સાહિત્યમાંથી જડે છે તે ઉપરાંત કથામાત્ર પ્રસિદ્ધ હોવાથી વદ્દન નવું લખવાનું કે બુદ્ધિ ચલાવવી પડે એવું આખ્યાન કલ્પવાનું સાહસ એમને ખ્હોરવું પડયું ન્હોતું સંસ્કૃત આલંકારિક તો કહે છે કે ' ઇતિહાસના આધારવાળી કથા વસ્તુ માટે પસંદ કરવી, ''અને એમાં કલાવિધાન વાપરી રસનિષ્પત્તિ બતાવવી એમનો નિયમ સાચો પડતો હોય તેમ, ભવભૂતિનું ' ઉત્તરરામચરિત ' જેટલું પ્રસિદ્ધ છે તેટલું એમનું ' માલતીમાધવ ' નથી-એટલું દૃષ્ટાન્ત ઉપલા સિદ્ધાન્તને દઢ કરવા બસ છે.

આટલા ઉપરથી પ્રેમાનન્દની સર્ગશક્તિ કે રચવાની સરલતા તેમજ કલાને ઉતારી પાડવાનો આશય નથી, કારણ કે રસની મનમોહન ગૂંથણી તેમજ વર્ણનશક્તિ તો ત્હેમની આગવી જ છે પુરાણવસ્તુના આધારે કાલિદાસે નાટકો લખ્યા, મિલ્ટને ' પેરેડાઇઝ લોસ્ટ ' લખ્યું, અને ટેનીસને આર્થર રાજાના ખંડકાવ્યો લખવા ત્હેમાં એમની કલાવિધાયક કવિ તરીકેની કીર્તિને જરાકે ઝાંખપ લાગી હોય એમ કોઈએ કહેલું નથી સામળની વાતોને પણ બૃહત્કથા, પૈશાચીકથા તેમજ દન્તકથાઓનો આધાર હતો.

પ્રેમાનન્દની દેવકથાના મૂળ ખોળાય તો-એમનો વાર્તાવિસ્તાર સોળમા શતકના વસ્તો અને તુલસીના આખ્યાનોમાંથી થયો છે,

"મધુરસની ખીલાવટમાં નરસિંહનાં બીજનો વિકાસ છે; અલંકાર આલેખનમાં સંસ્કૃત કવિઓના ધ્વનિ, અને દેવ કથામાં માનુષ્ય હૃદયનાં રસસ્થાનની પ્રતિષ્ઠા સાથે પ્રાકૃત હૃદયના ઉચ્ચ અને સ્થાયી વિકારોનું યથાસ્થિત નિરૂપણ—પોતાની જાત શક્તિના વિકાસને લઇને છે. મહેતાના વર્ષાકાળ થઇ, અને વસ્તાના શરદ્કાળ બાદ, વસંતાગમ તો પ્રેમાનન્દથી જ થયો છે."

**આખ્યાનોનો મહિમા:**

કવિની આખીયે કાવ્યસંપત્તિનું દિગ્દર્શન, કરાવવું કે ત્હેમાં ચોંચ સરખી બોળવી, એટલું યે આ પ્રસ્તાવનાની હદની બહાર છે; તેથી ફક્ત એમનાં લોકપ્રિય થએલાં આખ્યાનોનાં નામ ગણાવીને જ મન વાળીશું.

કવિનાં ઘણાખરાં આખ્યાનો તો એક રીતે ગૂજરાતમાં પૂજાય છે એમ કહીયે તોપણ ચાલે. ગૂજરાતનાં શહેરો અને ગામડાંઓનાં અનેકાનેક કુટુમ્બોનાં મિનાર્ક ( ચૈત્ર વૈશાખ ) 'ઓખાહરણ' વિના, શ્રાદ્ધપક્ષ નરસિંહ મહેતાના બાપના 'શ્રાદ્ધ' વિના, સીમન્તના પ્રસંગો, કુંવરબાઇના 'મામેરા' વિના, ચાતુર્માસ 'દશમસ્કંધ' વિના, નવરાત્ર 'દેવીચરિત્ર' વિના, દર શનિવાર 'સુદામાચરિત્ર' વિના, અને 'રવિવાર' 'હુંડી' વિના ભાગ્યેજ ખાલી વીતતા હશે. "ધન્ય છે પ્રેમાનન્દને કે જેના કાવ્યસમુદ્રમાં પર્વે પર્વે સ્નાન કરવાને, આટલા બધા જીવ ધાઇને આવે છે; અને શુદ્ધ કોમળ તથા ભક્તિમાન થઇને સંસારમાં પાછા વળે છે."

**નાટકો-સંભવાસંભવ:**

કવિનાં બીજાં કાવ્યોની જેમ, ત્રણ નાટકોને ટૂંકામાં પતાવી ન દેવાય; તેથી ત્હેનો વિચાર કરીયે. ત્રણે નાટકોનું વસ્તુ પ્રસિદ્ધ મહાભારતમાંથી છે. નાટકોની ભાષા જોતાં, તથા કવિના સમયમાં ગદ્યપ્રયોગો તથા નાટ્ય રચનાનો અભાવ, છંદ તથા વૃત્તોનો ઉપયોગ, એમાં વાપરેલાં કેટલાંક વાક્યો–કહેવતો, મરાઠી અને અંગ્રેજીનો સંપર્ક, ફારસી શબ્દો–તે ઉપરાંત શૈલીનાં અંતરંગ પ્રમાણોથી દોરાઇને કેટલાક એને આધુનિક ગણી, તે તરફ અનાસ્થાથી જોઇ રહે છે. નાટકોની મૂલ પ્રતો જોવા ન મળતાં, તથા બીજાં નાટકો સબંધી કંઇપણ હકીકત બહાર ન આવતી હોવાથી અને જે લોકોને એની પ્રસિદ્ધિ સંબંધી માહિતી હોવાનું ધારી શકીયે, ત્હેમનું એ સંબંધમાં મૌન હોવાથી, એ પક્ષ એમજ માની બેઠો છે કે એ નાટકો પ્રેમાનન્દને નામે કોઇકે રચીને ચડાવ્યાં હશે.

બીજી તરફ 'સ્થિતસ્ય સમર્થનીયં' કરવાનું મૂલ પક્ષનેજ

આવે હોય છે, તે પ્રમાણે, ગેની તથા કેટલાક આતર પ્રમાણુ જેવા વાક્યો પ્રેમાનન્દનાં સર્વમાન્ય બીજાં કાવ્યોમાંથી જડી આવે છે, એમ બતાવી-પૂર્વપક્ષ સ્થપાતો જાય છે, છતાં ઃ૯૭ કર્તૃત્વનો ચોક્કસ નિર્ણય આવી શક્યો નથી

**સામળભટ્ટ સમકાલીન ખરા ?**

સામળભટ્ટ પ્રેમાનન્દપુત્ર વલ્લભના સમકાલીન હોવા જોઇએ અને પ્રેમાનન્દથી એ ઘણા વર્ષ ન્હાના હશે, એમ સામળભટ્ટના કેટલાક ગ્રંથોની રચ્યાસાલ ઉપરથી સ્પષ્ટ થાય છે સામળનો કવનકાળ કવિની ઉત્તર વયમા અને વલ્લભના સમયમા હોવાનું હવે સૌ સ્વીકારતા થયા છે કવિના ઇતિહાસ પુરાણના આધારભૂત આખ્યાનોનો ઉપહાસ કરતા ' કહ્યુ કથે તે શાની કવિ ' લખનાર સામળના માર્મિક કથનથી, પ્રેમાનન્દે નરસિંહ મહેતાના જીવન પ્રસંગો ગાયા, એમ કેટલાક સામળભટ્ટને કવિના સમકાલીન ઠરાવવા સિદ્ધાંત આગળ ધરે છે, પણ પ્રેમાનન્દને પોતાના પુરોગામી કવિઓના કાવ્યોમાથી આધાર મળ્યો છે એ બતાવવા, " બીજાની કહેલી વાતની ફરીથી આવૃત્તિ કરે તે શેનો કવિ "–એવા અર્થમા પોતાના કાવ્યોની બડાઇ કરતા વલ્લભને ઉદ્દેશી સામળભટ્ટે એ કડી લખી હોય એમ સંભવે છે

વળી પ્રેમાનન્દનો પ્રણાલીના ગાવાનો કાવ્યહેતુ, આખ્યાનોના સાધનો, તેમજ ત્હેમની વાર્તાવિસ્તારની શૈલી સામળનાથી કેવળ ભિન્ન હતા પ્રેમાનન્દનો શ્રોતાગણ પણ સામળનાથી જૂદીજ કોટિનો અને ભિન્ન રસવૃત્તિવાળો હતો–તે હકીકતો પણ ધ્યાનમા લેવા જેવી છે. આથી, સામળના કાવ્યો અને વાર્તાઓની સ્પર્ધામા પ્રેમાનન્દના તથા ત્હેમના શિષ્યોના આખ્યાનો રચાયલાં કહેવાતા, તે ' ક્રમ ' હવે નિરાધાર ઠર્યો છે

**કવિના સમયની ભાષા.**

જે વખતે કવિના ગ્રંથો રચાયા, અને લહીયાઓએ લખી લીધા તે વખતે ગૂજરાતની ભાષા કેવી હશે, અને ગૂજરાતી તરીકે ઓળખાતી ભાષામા શું વિશિષ્ટ તત્ત્વ હશે તે સંબંધી હજીપણ નિશ્ચયાત્મક કહી શકાય એવુ નથી બોલાતી ભાષા, સામાન્ય કાગળ, ખત લખવાની ભાષા, તથા ગ્રંથોની ભાષા–એવા ત્રણ રૂપાંતરો એકજ સમયની ભાષામા થતા હોય છે આપણા જમાનામા પણ આ રૂપાંતરો સ્પષ્ટપણે જોઇ શકાય એમ છે ' બાર ગાઉએ બોલી બદલાય ' એ કથન, હમણાં પણ જૂદા જૂદા જીલ્લાઓની ભાષા સરખાવતા વ્યવહારમા સાચું પડતું લાગે છે તેથી લહીઆઓની

લિપિ ઉપરથી, તે સખાણમા કવિના સમયની ભાષા હશે કે તે વખતે બોલાતી ભાષાનો એ ઉતારો હશે તે કહેવાને આપણી પાસે ચોક્કસ સાધન નથી

લોકની બોલાતી ભાષા કરતા, ગ્રંથની ભાષા ઘણુ ખરૂ ઉચા પ્રકારની હોય છે, અને ત્હેમા પણ ગદ્ય કરતા પદ્યની ભાષા તો જુદીજ હોય છે, એટલે ત્હેના ઉપરથી અમુક કાળની ભાષાનો તોલ બાંધવામા ભૂલજ થવાની તો પણ, એક કાળે વપરાતી ભાષાનુ ખરૂં સ્વરૂપ સમજવાને, તે કાળના ગદ્યમા વપરાયલી ભાષા, ગ્રંથોની ભાષા તથા બોલાતી ભાષા વચ્ચેની સાંકળ જેવી ઉપયોગી થઇ પડે છે ખરી

સત્તરમી સદીની ભાષા, પ્રાકૃત ખરી, પણ પ્રેમાનન્દના સમયની ભાષા કઇક પ્રાકૃતના અને ગુજરાતીના મિશ્રણ વાળી હશે પરતુ ત્હેમાયે ઘણો આધાર લહીઆની પ્રાતિક-દેશ્ય લિપિ ઉપર રહે છે તેથી તે કાલની ભાષાનો નિર્ણય કરવો તે ફક્ત અનુમાનને વિસ્તારવા જેવુ છે.

'સુદામાચરિત્ર'ની સ ૧૭૮૧ ની અને સ. ૧૭૯૫ ની, એમ બે પ્રત સરખાવતા જોઇએ એમ નહિ કહે કે બન્ને લહીઆઓ એકજ કમની લિપિ લખે છે

દેશીબદ્ધ કવિતા. કવિએ બધી કવિતા અક્ષરમેળ કે માત્રામેળ વૃત્તોમા કરવાને બદલે, લોકપ્રચલિત રાગો, 'દેશીઓ' 'ચાલ' અને 'ઢાળ' મા કરી છે છન્દની યે 'ચાલ' બનાવીને, છન્દના બિબાના બધનથી છૂટી એવી 'દેશી' મા જ કથાઓ લખ કરી છે તે ઉપરાન્ત જૂની દેશીઓ ઉપરથી નવી 'ચાલ' ઉપજાવી કાઢી, કવિએ, ભાવને અનુરૂપ વાણીને દીપાવવા, રસને અનુરૂપ ઢાળની પસંદગી કરી ઉત્તમ કવિતા કરી છે

કવિના કેટલાક કાવ્યોમા પોતાના જીવન ઉપર પ્રકાશ પાડનાર વિગતો આપેલી હોય છે આથી કવિજીવન સબધી ઘોર અધકારમા નિશ્ચિતતાના ઝાંખા કિરણો ફૂટી રહે છે કાવ્ય ક્યા રચાયુ, શા નિમિત્તે રચાયુ, તથા ત્હેનુ પૂર થયુ છે તે તીથિઓ તથા કડવાની ગણત્રી સમેત કાવ્યને છેડે કવિ આપે છે આથી ક્ષેપક ભાગો ઘૂસી જવાનો ભય બહુજ ઓછો રહે છે પરંતુ 'સુદામા ચરિત્ર' મા એવી હકીકત નથી. આવી કાવ્યરચના સબધી હકીકત કવિમાથી મળી આવતા, કવિની કાવ્યશક્તિ તથા કલા ઉત્તરોત્તર કેમ ખીલતા ગયા તે જોવાને પણ અભ્યાસકને સાધન પ્રાપ્ત થયુ છે

સામાન્ય રીતે જોઈએ તો, કવિનું પાત્રાલેખન ઉંચા પ્રકારનું છે.

કવિનાં પાત્રોઃ કવિનાં પાત્રોની રંગભૂમી ઉપર આવતાં નાયક–નાયિકાઓનાં પૃથક્કરણ કરનારો લેખ બહુજ રસિક થઇ પડે. કવિએ ઘણે ભાગે માત્ર વ્યાસનાં પાત્રો લઇ તે ઉપર પોતાના સમયના જન-સ્વભાવનું તથા તે સમયની સૃષ્ટિરચનાનું એપીકરણ કરી, વાંચનારની આંખ આગળ સંસાર–ચિત્રપટ ધર્યો છે. આમ કવિએ પુરાણના પાત્રોની સૃષ્ટિમાં પોતાની ભાવના–સૃષ્ટિમાં ઘૂમતા વિચારો વણી લીધા છે.

હૃદયના સ્વયંભૂ પ્રેમથી આકર્ષાયલા ઉષા અને અનિરૂદ્ધ, નળ અને દમયતી, મદાલસા અને ઋતુધ્વજ–જેવાં નાયક–નાયિકાઓનાં ચિત્રો આલેખી, કવિએ ઉચ્ચ સંસાર અને ગ્રાહ્ય રૂઢીઓનો નિર્મળ પ્રભાવ લોકોના હૃદય ઉપર પાડયો છે. પુત્રઘેલાં નંદ-યશોદા, અને વસુદેવ-દેવકી જેવાં, પ્રોઢ પાત્રો, તથા સાસુ, વહુ, ન્યાતના પ્રાકૃત લોકો–એ બધાંનો પરિચય કરાવવો પણ કવિ ચૂકયા નથી. આમ કવિના ઘણા ચિત્રો અભિશુદ્ધ અને જીવન્ત છે.

" ' હુંડી'નો રાશીવાણીઓ, ' મામેરા'માંની, નરસિંહની વહેલ, ' દ્રૌપદી સ્વયંવર'માંની, સુંદ ઉપસુંદને લલચાવતી મોહિની, ' નળાખ્યાન'માં હંસને પકડવા જતી દમયંતી, ' માંધાતાનો ' પ્રસવ–પ્રસંગ, ' સુભદ્રાહરણમાં ' અર્જુનનો જોગીવેષ, ' અભિમન્યુ આખ્યાન'માં કૃષ્ણે ધરેલો શુક્રાચાર્યનો કપટ વેષ ' સુદામા ચરિત્ર' મા સુદામાનો દ્વારકા પ્રયાણ વખતનો ભક્ત–વેષ, "–આદિ ચિત્રો એવાં આબેહૂબ અને આંખ આગળ તરવરી રહે એવા છે કે ગુજરાતી ભાષા જ્યાં સુધી વંચાશે, ત્યા સુધી એ ચિત્રો ભૂલાશે નહિ

શૈલીઃ કવિની વર્ણન કરવાની છટા, અલંકાર ગોઠવવાની કળા, શ્રોતાઓને એકતાન કરવાનું કવિત્વ, ને કથા વિસ્તારવાની ખૂબી-એ બધું એટલું તો સરસ છે કે ગુજરાતી કવિઓમા તે સર્વોપરિ પદને પાત્ર ઠરીજ ચૂકયા છે. એમનાં જનસ્વભાવનાં વર્ણનો એવા તો તલસ્પર્શી અને ઝીણવટથી પટાવેલા છે કે કવિ માનુષ્ય-સ્વભાવના એક ઉંડા અને કુશલ અભ્યાસી છે, એમ લાગ્યા વગર રહેતું નથી. સામળભટ્ટ પાત્રના બાહ્ય લક્ષણો, અને મનુષ્યોથી ભરચક સમાજમાં એ પાત્રોનો વ્યવહાર વર્ણવવા, જેટલું લખે છે તેટલું એમના હૃદયના ઉંડાણની પિછાન આપવા લખતા નથી; એમના વર્ણનો પ્રમાણમાં છીછરા અને ઉપલકીયા હોય છે.

કવિની કવિતા જેમ પ્રાસાદિક છે તેમજ ઓજસ્વતી છે. કવિ બધા રસને જ્હલાવી શકયા છે. શૃંગાર, કરુણ, અને હાસ્ય એ ત્રણ

રસ તો પ્રેમાનન્દનાજ. એમને રસના એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં ઉતરી પડતાં જરા વિલંબ કે રસભંગ થતા નથી. કાવ્યમાં કયો પ્રસંગ કેટલો વિસ્તારવો એ વિવેકશક્તિ ત્હેમનામાં અસાધારણ છે.

છતાં નોંધવું જોઇયે કે એમનાં પાત્રોનાં વર્ણનો અલંકારથી ઝળહળી રહે છે ખરાં; પણ કેટલેક ઠેકાણે તો એ વર્ણનોને અલંકાર-ભારથી લાદવાના અતિનોકમા કવિ પ્રમાણનું ભાન ભૂલી જાય છે. 'નળાખ્યાન'માં 'વેલ જાણે હેમની અવેવ ફૂલે ફૂલી'થી શરૂ કરી દમયંન્તીનું વર્ણન આપતા, કવિ અલંકાર ઉપર અલંકાર ખડકવા મંડી જાય છે; તેથી વાચકને દર બે લીટીએ થાક ખાવા અટકવું પડે છે.

ગૂજરાતી ભાષામાં રસ, શિષ્ટતા, માધુરી, લાઘવ, સંસ્કાર, અને ચલણી સંસ્કૃત શબ્દોની પૂરણી વિગેરે દાખલ કરવામાં ઘણો ફાળો આ મહાકવિનો છે

કવિનાં વર્ણનો તાલમેલીયાં અને માત્ર વસ્તુઓની ગણત્રી કરનારાં કે ત્હેમની સહજ સ્થિતિ વર્ણવનારાં નથી; પરંતુ જડ સૃષ્ટિમાં ચેતના નિરખ્યાથી કવિ એમા ચમત્કાર ઉમેરે છે, જેથી એ હૃદયંગમ અને રસીલા બને છે. લુખ્ખા તૂટક પ્રસંગો, કવિનો હાથ અડકતાં, રસથી ઓતપ્રોત થઇ જાય છે.

" પ્રેમાનન્દની કવિતા એ ગુર્જર સ્થિતિપ્રદેશમાં એક સુન્દર સરોવર છે કે જેની લહરીમાં સર્વ ગૂજરાતીએ પોતાનાં રોવાં હસવાં, દુઃખ સુખનાં પ્રતિબિંબ જોઇ જોઇને નિવૃત્તિ-આનંદમાં રહે છે " એમની કવિતા સંસાર-જીવનના ચ્હડેલા થાક અને ઝેરને ઉતારે છે. હૈયાં હળવાં ને રસાળ કરે છે અને બીજા દીવસની સંસાર-ખેલનાને કાજે ઉમંગી કરે છે.

# સુદામાચરિત્ર--એક સમાલોચના.

## ( પરિશિષ્ટોના પરિચય સમેત )

**સુદામા-કથાની મોહિની.** સર્વ હિંદીઓમા, ઉપરથી જણાતા પ્રાન્તિક ભેદની નીચે પ્રાચીન આર્ય-સસ્કૃતિના અભેદની સાકળ ગૂથાએલી છે, કારણ કે મૂલ આર્યપ્રજાના સતાનો તો એ પુરાણી સસ્કૃતિનાજ ધાવણ ધાવી ઉછરેલા છે તેથી જ્યા જ્યા મહાભારત, રામાયણ, ભાગવત ઇત્યાદિ સસ્કૃત કથાઓનો પ્રચાર છે, ત્યા ત્યા પ્રજાની દેવકથાઓ, લોકકથાઓ, અને દતકથાઓ ઘણે અશે મળતી આવે છે

'સુદામા ચરિત્ર'નુ વસ્તુ, એ'વા એક મહાપુરાણમાનુ હોવાથી, એ દરિદ્રી, છતા 'યથાલાભ સતુષ્ટ' બ્રાહ્મણભક્તની કથા, સસ્કૃતની પુત્રીઓ જેવી મરાઠી, હિન્દી, ગુજરાતી વિગેરે ભાષામા પણ કવિઓને મુગ્ધ બનાવી રહી છે બગાળી, પજાબી કે તામીલ ભાષામા યે એ કથાને કવિઓ સભાર્યા વગર રહ્યા નહીં હોય એમ આપણે ધારી શકીયે

ગુજરાતી ભાષામા જેને જેને એ ભકતચરિત્રની મોહિની લાગી, ત્હેણે એ ચરિત્ર ગાયુ છે પાછળ જોડેલા પરિશિષ્ટ જોતા જણાશે કે ફક્ત એક બે કવિઓએજ એ કથા ઉપર પોતાની કાવ્યશક્તિ અજમાવી નથી પણ જૂદા જૂદા ગુણવાળા સખ્યાબધ 'આખ્યાનો' એ વસ્તુ ઉપર લખાયા છે, છતા હજી પરિશિષ્ટ અધૂરૂ છે.

પરપરાથી ચાલી આવેલી હકીકત ઉપરથી, જણાય છે કે વિષ્ણુદાસ, તથા નાકરે પણ 'સુદામાચરિત્રો' લખ્યા છે પણ ઘણી તપાસ કર્યા છતા હજી, એ ઉપલબ્ધ નથી તે ઉપરાત સા નવલરામભાઇએ 'કૃષ્ણુદાસનો મોટો સુદામો' નામનો ગ્રથ સ ૧૬૮૫ ની એક પોથીમા છે એમ 'જૂની ગૂજરાતીના નમૂના' ના લેખમા જણાવ્યુ છે, તે પોથી પણ હમણા ક્યા હશે તેનો પત્તો લાગ્યો નથી

આપણા આ યુગમા પણ 'સુદામા કથા'નો મહિમા ઝાખો પડયો નથી, એમ શ્રી. ઉપેન્દ્રાચાર્યના વિવિધ ગેય પદોમા લખેલા 'સુદામાખ્યાન' ઉપરથી કહી શકાય વળી જાણવા જેવુ છે કે મર્હૂમ કવિ નરસિહરામ ભવાનીશકરને આ વસ્તુ પચાકી નાટકમા ગૂથવાને પણ યોગ્ય લાગ્યુ છે

કવિઓ-નું કાવ્ય-પ્રયોજનઃ સુદામા સંબંધી, આમ બીજાં ઘણાં આખ્યાનો છતાં, ' સુદામા ચરિત્ર ' એટલે પ્રેમાનંદનુંજ એમ સ્વાભાવિક સૂચન શાથી થાય છે તે જોઇએ. વસ્તુ એક છતાં ત્હેમાથી નિપજાવેલાં કાવ્યો ભિન્ન ભિન્ન વિશેષતાવાળા થવા પામ્યા છે, એનો ખાસ આધાર કવિના કાવ્ય રચવાના ઉદ્દેશ ઉપર રહેલો છે સૌએ પોતપોતાના ભાવ તથા રુચિ પ્રમાણે સન્તજનના ચરિત્રને ગાયું છે; એટલે કવિનું હાર્દ મનમા ઉતારવા, કાવ્યનું પ્રયોજન-કાવ્યનો ઉદ્દેશ આંખ આગળ રહેતા, રસ-રહસ્યનો કોલ ઑર આનંદ આપે છે.

મૂલ ભાગવતકારનો હેતુ જોયા પછી, મૂલ કથાનકમાં કોણે કેવાં બિંદુઓ ઉમેર્યાં, કાવ્યરચનાના જીવનતત્વો-વસ્તુ સંકલના, પાત્ર યોજના, અને રસનિષ્પત્તિ એનું નિર્વહણ કેવી રીતે સધાયું, એ બધુ હવે જોઇએ.

સુન્દરની સુદામા-કથા: પરિશિષ્ટ ૬ અને ૭, પ્રેમાનંદ પછી લખાયેલાં હોવાથી ત્હેને સૂક્ષ્મ અવલોકનમાથી મુકત કરીશું. કારણ કે ' સુંદર મેવાડાની સુદામાની કથા ' એ ગુરુના પ્રાસાદિક કાવ્યને ' સાદીભાષા સાડીહડીમાં ' ગૂંથીને લખાયલો કથાસંક્ષેપજ છે. મૂલ ભાગવતની જગાએ, બીજા અધ્યાયોના પ્રમાણથી વધી ન જાય એમ, બન્યા એટલા કવિતાજ શબ્દોમાં ગુરુના સ્વતંત્ર કાવ્યને સુંદરે, આપ્યું છે. છતા શિષ્યનો દશમસ્કંધઅંતર્ગત સુદામાનું આખ્યાન આપતી વખતનો ઉદ્દેશ, ભિન્ન હોવાથી એની સુદામા-કથાનો ઉપોદ્ઘાત પણ જુદોજ છે.

મોતીરામની સુદામાપુરીઃ " સુદામાપુરી " લખનાર મોતીરામે ધીરાભકતના પદના પ્રસિદ્ધ રાગમા સુદામાકથા ગાઇ છે. આ કવિનું કાવ્ય ૧૯૦૨ મા બુદ્ધિ પ્રકાશમા પહેલીવાર પ્રસિદ્ધિ પામ્યું હતુ. એ કવિએ બીજાં કાવ્ય શ્રાદ્ધ માંમેરૂં, વિગેરે લખ્યા છે, પણ કવિ સંબંધી કાઇ હકીકત હજી બહાર આવી નથી. અંગ્રેજીમા Balladને મળતું આ કાવ્ય છે. ભભાભર્યાં પદોની બાધા, કવિત્વપૂર્ણ અને હોંસભેર વાંચી જવાય ત્હેવી છે. આ પદના રાહનો ઉપયોગ નરસૈયાએ " ઓડાણુની ગૂંછના પદ " 'અંબરીષચરિત' તથા દ્વારકાનાથ કનેથી છાપ લેતી વખતના ' નાણુ આપે નરસૈંઆ વાવરજો છોગાળા ' ના પદમા કર્યો છે. સળંગ વાત કહી જવાને આ રાહ,-જે ' કાફી ' નામથી ઓળખાય છે-તે બહુ સરસ અને જોસભર્યો હોવાથી, કવિઓને અનુકૂલ લાગ્યો છે.

**સુદામાનું આખ્યાન ગદ્યમાં:** પરિશિષ્ટ ૫ માં, સં. ૧૭૬૫ માં લખેલી પોથીમાંની દશમસ્કંધની ગદ્ય ટીકામાંથી પ્રસ્તુત બે અધ્યાયો ઉતાર્યા છે. ભાગવતકારની મૂલ કથાનો એમાં સાર છે તેથી, તથા એ યુગના ગદ્યના નમૂના તરીકે જિજ્ઞાસુને એ ઉપયોગી થશે એમ ધારી, એને સ્થાન આપ્યું છે.

પ્રેમાનંદનું કાવ્ય લખાતાં પહેલાં, બીજા કવિઓએ મૂલ વસ્તુને કેમ સણગાર્યું છે તે જોવું હવે પ્રાપ્ત થાય છે.

**ભાગવતકારનો ઉદ્દેશ:** ભાગવતકારનો પ્રધાન ઉદ્દેશ શ્રી કૃષ્ણનાં ' લીલા ચરિત્ર ' કહેવાનો, ત્હેમની વિભૂતિ અને વિક્રમો વર્ણવવાનો, તેમજ સાથે સાથે બ્રાહ્મણો ઉપરનો ત્હેમનો અગાધ પ્રેમ સૂચવવાનો છે. શ્રી કૃષ્ણના ( वीर्याण्यनन्तवीर्यस्य ) અનેક પરાક્રમોમાં, સુદામા-એક બાલસ્નેહી સહાધ્યાયીના ' દરિદ્રનાં દુઃખ ' કાપવાનો સમાવેશ થતાં શ્રી કૃષ્ણ-પરાક્રમના અંગભૂત પાત્ર તરીકે, સુદામાને તે લેખક નિરૂપે છે.

**સોમકૃત સુદામા સાર:** સોમ કવિના રચેલા ' સુદામા-સાર ' કાવ્યમાં કૃષ્ણ પ્રત્યે સુદામાની 'ભક્તિનું એવડું મહીમા ' તથા તેથી કૃષ્ણે કરેલી 'સુદામાસાર' —સાહાય્ય ( ' સાર ' ને સાહાય્યના અર્થમાં ' નરસિંહ મેહેતા ' હારમાળા ' માં વાપરે છે, 'સાર કર સાર કર શામળા માહરી ' અને વળી આજ કાવ્યમાં કડી ૩ મા 'ગૈ ગોવલની કીધી સાર' ) ગાવાનો હેતુ છે. કાવ્યનો ઉકેલ સ્વતંત્ર છે; વચ્ચે કેટલાક અન્ય સિદ્ધાંતોનું દ્દઢીકરણ કરતાં કવિ મૂલ હેતુને ભૂલી જતા લાગે છે. ભાગવતકારના હેતુથી પોતાનું કાવ્ય-પ્રયોજન ભિન્ન હોવાથી કાવ્યવિસ્તાર પણ ભિન્નજ થયો છે. આ કાવ્યમાં વપરાયલી ભાષા ઉપરથી, એને પદ્મનાભ અને ભીમ કવિના સમયમાં મૂકવાનું સાહસ, અમે કર્યું છે.

**ભીમકૃત સુદામા કથા.** પરિશિષ્ટ ૮ માં આપેલો સુદામા-કથાનો પ્રસંગ ભીમકૃત ' હરિલીલા ષોડશકલા ' માંથી ઉધ્ધૃત કરેલો છે. રચ્યા સાલના ક્રમ પ્રમાણે સોમકવિના ' સુદામાસાર ' ની સાથેજ એને મૂકવું ઘટે; પરંતુ એ પ્રસંગ તરફ મ્હારૂં ધ્યાન મોડું ખેંચાવાથી છેવટમાં યે એને દાખલ કરી લઇ, ક્રમ સાચવ્યો છે.

ભીમકવિની ભાષામાં પંદરમા-સોળમા શતકની જૂની ગુજરાતીનાં ' ઇ 'કાર અને ' ઉ 'કારવાળાં રૂપો ખાસ ધ્યાન ખેંચી રહે છે. જૂની ગુજરાતીમાં તથા હાલની આપણી ભાષામા કેવો ફેરફાર થયો છે તે, તથા ત્હેમાંની રચના અને લોકોક્તિમાં આવતું મજાતાપણું બતાવવા આ ભાગ ઉમેર્યો છે.

શ્રીકૃષ્ણ-ચન્દ્રની પરાક્રમ-કલાઓના કિરણરૂપ ગુરૂ-મિત્ર સુદામાની કથા ઉપર કવિએ 'હરિલીલા ષોડશકલા' મા પ્રકાશ પાડયો છે.

" આસો માસ તણી પૂર્ણિમા । જાણે કિરિ ઉગ્યુ ચંદ્રમા ॥
સોલ કલા શશિહર કલ ક । એ શ્રીકૃષ્ણ કથા નિઃકલંક ॥ "

તેથી એ કિરણરૂપ કથાકુરનો વિસ્તાર પણ જેટલા પ્રમાણમાં કરી શકાય તેટલોજ કવિએ કર્યો છે

**નરસિંહ મહેતાનું સુદામા ચરિત્ર.** નરસિંહ મહેતા ભાગવતના ગૌણ પુરૂષને પ્રધાન ગણી, મૂલ ભક્તિભાવના સાચવી રાખી, પ્રાપ્ત સ્થિતિથી સંતુષ્ટ રહેનાર અને મ્હોટાના મિત્ર છતા મ્હોટાઇના લાભ વિનાના ટેકીલા ભકત તરીકે સુદામાને વર્ણવે છે.

**ભાલણનું સુદામા ચરિત્ર.** ભાલણે દશમસ્કંધ-અંતર્ગત શ્રીકૃષ્ણચરિત્રના અંગભૂત " સુદામા ચરિત્ર" ને ગાયુ છે એમા રસિક વર્ણનોના અવનવા રંગો પૂર્યા છે ખરા પણ કવિનો હેતુ એ પ્રસંગનુ સ્વતંત્ર કાવ્ય રચવાનો નથી.

**જગન્નાથનો સુદામો.** જગન્નાથનો ' સુદામો ' એક સ્વતંત્ર કાવ્ય છે. કવિ ઉદ્યમનો મહિમા બતાવતી સુદામાપત્નિના સંવાદથી કાવ્ય ઉકેરે છે કાવ્યનો ઉપસંહાર " આગ્રેહે અર્થ સરે નહી ઉદ્યમ નહી કેહે હાથ, કૃપા તણું કારણ સહી, તે જે જે જગન્નાથ " એ લીટીઓમા આપ્યો છે કાવ્યની ભાષા બધે સ્પષ્ટ નથી કાવ્યની રચ્યા સાલ કઇ હશે તે જણાયુ નથી, છતા લખ્યા સાલ ઉપરથી, લગભગ પ્રેમાનંદનાજ અરસામા એ લખાયુ હોય અથવા તો તેથી યે પ્રાચીન હોય એમ લાગે છે કાવ્યની છંદ-રચના જૂદી તરેહની છે એનો રાગ " ટોડી-મિશ્ર કાફી "-હો છે ચાર લીટીની ટૂકમા પહેલી બે લીટી છપ્પા કે કુડળીયાને મળતી છે, બીજી બે સામાન્ય દોહરાની છે.

**પ્રેમાનંદનું સુદામા ચરિત્ર.** આ ઉપરથી જણાયુ હશે કે પ્રાસાદિક કાવ્ય રચવાની ખાતર કોઇએ કવિતા રચી નથી, પરંતુ સંસ્કૃત કાવ્ય-મહાકાવ્યની ઘટના આંખ આગળ રાખી, ફકત પ્રેમાનંદેજ સુદામાનુ વસ્તુ લઇ તે ઉપરથી કાવ્યગ્રંથ રચવાનો હેતુ સાધ્યો છે તેથી તે લૂખ્ખા ભક્તચરિત્રને મનોરંજક કરવાની વૃત્તિથી-વિવિધ વર્ણનો, પ્રાકૃત જનસ્વભાવના ચિત્રો, વ્યાવહારિક વૃત્તાન્તો વિગેરે સાધનસામગ્રી વડે કાવ્યને દીપાવવાના પ્રધાન ઉદ્દેશથી કવિએ ભક્તિને ગૌણ સ્થાન આપી લૌકિક વ્યવહારનો ચીતાર ચીતરી, મૂલ ચરિતમા નહીં એવા કેટલાક બિંદુઓ વિસ્તારીને હાસ્ય કરૂણાદિ રસને રેલાવ્યા છે,

ખરું છે કે આમ ભાગવતકારનો હેતુ અને કવિનો હેતુ જૂદો પડવાથી, સુદામાના સાધુ તરીકેના શુદ્ધ સદ્ગુણોનું અદર્શન થઇ, આખ્યાયિકામાંથી તરી· આવતા ભક્તના ધીરોદાત્ત ગુણો ઝાંખા પડતા, સુદામા પ્રતિના પૂજ્યભાવમાં સ્વાભાવિક રીતે ક્ષતિ થાય છે; અને ત્હેને અંગે ત્હેમાંથી લેવાવો જોઇતો બોધ પણ ગૌણ થાય છે.

સરખામણી. ભક્તકવિ નરસિંહે, ભક્તને ભક્તની દૃષ્ટિથી જોયા છે; અને તેથીજ એવી ભક્તિની ખુમારીમા, સુદામાનો શુદ્ધ નિષ્કામ ભક્તિભાવ, તથા ત્હેમની પત્નીનો સકામ ભક્તિભાવ યથાર્થ, હૃદયંગમ અને રસભરી વાણીમા તેઓ ચીતરી શક્યા છે.

પ્રેમાનંદમાં હાસ્યરસ પ્રધાન છે, કરુણ તથા અદ્ભુતરસ ગૌણ છે. ભાગવતમાં શાંત પ્રવર્તે છે. મૂળમાં સુદામા માત્ર ભક્તરૂપે દેખાય છે. પ્રેમાનંદે ત્હેમને ભક્તરૂપે ખરા, પણ કુટુંબ જંજાળવાળા ભક્ત ચીતર્યા છે. મુળમાં, સુદામા સંતોષી અને અપ્રાકૃત તેમજ ઉન્નત પ્રાચીન ભાવનાવાળા બ્રાહ્મણનું ચિત્ર પ્રત્યક્ષ કરાવે છે; ત્યારે પ્રેમાનંદે ત્હેમને આધુનિક પ્રાકૃત બ્રાહ્મણની પંક્તિમાં ઉતાર્યા છે. મૂળમાં પતિવ્રતા–ભાવનાનાં બિન્દુ છે; ત્યારે પ્રેમાનંદે મેહેણાં ટૂણાંમાં કુશળ, પતિવ્રતા છતાં ' ઋષિ પત્ની ' એ નામને ન શોભાવે ત્હેવી સ્રીનો ચીતાર આપ્યો છે.

સુદામાના સિદ્ધાન્તો ઉચ્ચભાવનામય, અને વેદાન્તી હતા. સુદામાપત્ની ઘટ ઘટમાં રહેલા પ્રભુને રીઝવનારી છતાં, સંસારી છે; ઋષિનું લૂખ્ખું જ્ઞાન એને ગળે ઉતરતું નથી.

નરસિંહની કવિતા સાદી, અને ભક્તચરિત્રના પ્રસંગોને સીધાસટ કહી દેનારી છે. પ્રેમાનંદે દરેક પ્રસંગમાં અવનવા રંગની પીંછી ફેરવીને, એવું જીવતુ જાગતું ચિત્ર ઉપજાવ્યું છે કે એમાં ભક્તિ અને હાસ્ય એ બેનું સંમિશ્રણ થયું છે. એમની કવિતામાં સમાજમાંના જ એક પ્રાકૃત મનુષ્યનું ભાવાલેખન થયું છે. આવી યથાસ્થિતતા ( Actuality ) નરસિંહમાં નથી.

વામન પંડિતનું સુદામ ચરિત્ર. કવિની પેઠે, રસાત્મક કાવ્ય લખવાના હેતુથી, ત્હેમના સમકાલીન મરાઠી કવિ વામન પંડિતે ગુરુ રામદાસના કહેવાથી મરાઠીમાં ' પ્રકરણ ' લખ્યાં છે. એ ધુરંધર વિદ્વાન કવિએ એ ' सुदाम चरित्र ' લખ્યાં છે. સુંદર વૃત્તો યોજી યમકની ચમત્કૃતિ પદે પદે બતાવી, એ મરાઠી કવિએ આખ્યાનને નવપલ્લવિત કર્યું છે.

વામન પંડિતનો છેવટનો ગ્રંથ ' નિગમસાર ' શકે ૧૫૯૫ માં એટલે સંવત ૧૭૩૦ મા રચાયો એમ એ કવિનો પોતાનો લેખ છે. કવિ સં. ૧૭૩૫ મા ગુજરી ગયા વામનનાં ' પ્રકરણો ' ભક્તિ સાથે આનન્દ આપનારી કીર્તનકારોની કથા માટે લખાયા લાગે છે

પ્રેમાનન્દના સાક્ષર જીવનના સમયમા સિંહસ્થ વર્ષની બે વાર નોંધ છે. ' ચંદ્રહાસ આખ્યાન ' ને છેડે ' સંવત સત્તર સત્તાવીશ વર્ષે, સિંહસ્થ વર્ષની સધ ' એમ ઉલ્લેખ છે રા. બ. હરગોવિન્દદાસભાઇ નોંધે છે કે એ આખ્યાન રચ્યા પછી થોડેક વખતે, એટલે સં ૧૭૨૮ મા સિંહસ્થ હતુ.

કવિ ઉપર મરાઠીની અસર.

ત્યાર પછી બાર તેર વર્ષે સં. ૧૭૪૦ મા પ્રેમાનન્દે ' સામળશાહનો વિવાદ ' લખ્યો છે. તેહેને છેડે નીચેની પંક્તિઓ છે —

'સિંહસ્થની પૂર્ણાહુતિએ ગ્રંથ થયો સંપૂર્ણ રે,
સંવત સત્તર ચાળીસ વર્ષે, ગોદાવરી સ્નાને થયાં અઘ ચૂર્ણ રે'

આ ઉપરથી ખાત્રીથી કહી શકાય કે સિંહસ્થ વર્ષ દરમિયાન કવિએ ગોદાવરીની યાત્રા કરી હતી

આ વખતે મરાઠીના સમર્થ સમકાલીન કવિ વામન પંડિતનાં કાવ્યો જોવાનો યોગ એમને પ્રાપ્ત થયો હોય એમ લાગે છે વામને જે જે વિષયો ઉપર કાવ્યો રચ્યા છે તેહેમાના ઘણાં પ્રેમાનન્દે પસંદ કરેલાં વસ્તુને મળતા છે બન્નેનું મળતાપણું ( Common ground ) સહજ રીતે ધ્યાન ખેંચે છે

મરાઠી કવિએ રચેલા વામન ચરિત્ર, સત્યભામા વિલાસ સુદામ ચરિત્ર, મહાભારતના પર્વો–વિરાટ, ભીષ્મ, જયદ્રથ દશમસ્કંધમાંથી શ્રીકૃષ્ણ ચરિત્રના ' પ્રકરણો ', રૂક્મિણી વિલાસ, તથા રૂક્મિણી પત્રિકા વિગેરે કાવ્યોની યાદી જોતા–પ્રેમાનન્દે રચેલી વામન કથા, સુદામા ચરિત્ર, દશમસ્કધ પૂર્વાર્ધ, રૂક્મિણીહરણ, રૂક્મિણી સ્વયંવર તથા સત્યભામા રોષદર્શિકા અને મહાભારતના પર્વો ( જેનું કર્તૃત્વ પ્રેમાનન્દનુ જ છે એમ માનતા વિચાર પડે છે )–વિગેરે કાવ્યગ્રંથોમાં જણાતુ વસ્તુનુ સામ્ય આપણને એક અનુમાન કરવાને પ્રેરે છે.

મરાઠી કવિએ પ્રાસાદિક કવિતા કરી છે તેજ પ્રમાણે પ્રેમાનન્દે ભાષાના ઉદ્ધાર માટે મધુકર-વૃત્તિ રાખી હિંદી, મરાઠી વિગેરે ભાષાઓમાંનો રસ ગુજરાતીમા ઉતારવા પ્રયાસો આદર્યો છે. આમ બન્ને કવિઓનું વિચાર સામ્ય તથા કાવ્ય વિસ્તારની પદ્ધતિ સરખાવતા કવિ ઉપર મરાઠીની અસર થઇ હોય એમ સંભવે છે છતા વામનનાં કાવ્યોના પરિચય માટે બારીક તપાસની આવશ્યક્તા છે.

પ્રસ્તુત આખ્યાનનો કાવ્ય વિસ્તાર આ સંબંધમાં કંઇક અજવાળું પાડશે એમ ગણી તે ટૂંકામાં નીચે આપીયે છીયે

**સુદામ ચરિત્રનો કાવ્ય-વિસ્તાર:** સંયમી વિપ્ર સુદામાના ઘરના વર્ણનથી કાવ્ય ઉઘડાય છે ('સુદામે ગૃહસ્થાશ્રમ માંડયો') કુટુંબની જર્જરિત અવસ્થા,- (नाम सुदामा छता दृष्टि न पाहे परि पक दामा ')-આકાશની જાળ જેવા વસ્ત્ર, ઘરમાં અન્નના અભાવે ઉંદર-પણ જતા રહે છે. દૂબળા શરીર ઉપર, કેશમાંથી બહાર નિકળતા ભૂજંગ જેવી વાધેલી જટા, કાળ, દાઢી મૂછ- બધે વાળનો વિસ્તાર (મુંછ કુછડું જાણુ બાધ્યું, કદ્રૂપ દીસે કાય.')

સંસાર આમ નીભે છે ત્યાં '...सौं बोधीला ब्राह्मणकीं सतीनें ॥ द्वारामतीचा पति मित्र लोकीं। तू आपुला बोलमिं कीं विलोकी ॥' ('દયાળી તમો મહોટા છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર'.) પત્નીએ શ્રીપતિ વાસુદેવને કહેવા કહ્યું કે:- 'અમને પાના (છોકરાં) છતાં ધાના કેમ ન આપ્યાં ? તેથી, હે પતિ પ્રાપ્ત સ્થિતિનો ખેદ ન કરતાં શ્રીકૃષ્ણને મળવાનો યત્ન ધ્યાનમા ટયો." અંહી સુદામાપત્ની વૈભવ, ભોગ-શૃંગાર, ખાનપાન વિગેરે ગણાવી પોતે અધન્યા તે આટલાં દુઃખ વેઠવા સરજાઇ છે, એમ પ્રાકૃત સ્ત્રી જેવું બોલે છે

સુદામા કહે છે:- "મ્હને અકિંચનને સકિંચન શ્રીકૃષ્ણ કયાંથી સત્કારશે ? મ્હને દેખતાં, હું એમને શત્રુ જેવો તો નહીં લાગુ ? એ આડું નહી જાવે ? કારણ કે मित्र भिक्षुक अमान्य अहा तो।' વળી ભિક્ષુકની સ્થિતિ કેટલી હલકી છે (સરખાવને 'જોડવા પાણી, દીન વાણી'-વિગેરે કડવું ૩-૧૦) તેથી ત્હેનો તું વિચાર કર." પત્ની કહે છે:-"પ્રતિષ્ઠાનો વિચાર પછી કરજે; પ્રયત્નમાત્ર પ્રતિષ્ઠા છે. તેથી 'करुं नये स्त्रीयचना अमान्य।' એટલે સુદામા તૈયાર થયા. શ્રીકૃષ્ણનાં ચરિત્રો સંભારી ભક્ત ગૌરવ પામ્યા. ભૃગુની લાત સહન કરી એવા બ્રાહ્મણો જેમને પ્રિય છે તે શ્રીકૃષ્ણ મ્હારી ઉપેક્ષા કેમ કરશે, એમ વિચારી એમનામાં હિમ્મત આવી. એટલે * [स्वभावें पुढें विप्र बोले सुवाणी। म्हणे त्यास मेटूं कसा रिक्त-पाणी ॥ फिरे चारपांचा गृहीं होय कष्टी। मिळाले

* આ [ ] કોંસમા મૂકેલો ભાગ द्वितीय सुदाम चरित्रमांથી લીધો છે.

प्रयत्नें फये धार मुष्टी ॥ ( સરખાવો કડવું ૫-૩ ) ૯૨] ‘ ભેટ બાંધવાને નથી પટકૂળ ’ बांधावया स्वपदरीं जव विप्र पाहे। तों ठाय देखत स्ववास सछिद्र पाहे ॥ तों चौंघडी करुनि बांधियले स्त्रियेनें । जातो हरी जवळि पाहि न तो दये‍ँ ॥ ( સરખાવો કડવું ૫-૯ ) ] રસ્તામા ચાલતા, શ્રીકૃષ્ણ તથા રુક્મિણીના દર્શન થશે, એ લાભ સંભારતા ઋષિ ઉલ્લાસ પામે છે ( पारणे मजकडे नयनांचे । ’ ) પછી મુનિ ‘घेयोनियां पृथुक ते मग चालिला हो। याचेसि सेयित असे प्रभुनामला हो ( ‘ મુખ રામ ભણતો જાય ’ ) એટલામા ‘ तों देखिली दुरुनियां नगरी हरीची । चित्र विचित्र दिसताति परोपरीचीं ॥ ’ ‘ સુદામે દીઠી દ્વારામતી ’ કડવું ૬. )

સ્ફટિકના ઘર સુન્દર મેડી માળીયા, વિગેરે સમૃદ્ધિ વાળી નગરી જોઇ. શોભા જોતા જોતા પુરમા પેઠા ( ‘ પછી પુરમાંડે પેંઠા ભગવાન ’ ) રાજમંદિરની બહારથી શ્રીકૃષ્ણ સિંહાસન ઉપર બેઠેલા દેખાયા; ચોતરફ સુન્દર સ્ત્રીઓ ઉભી હતી સુદામા દૂર, તટસ્થ ઉભા રહ્યા–દર્શન મુગ્ધ થઇ ગયા એટલામા શ્રીકૃષ્ણની નજર બહાર પડતા હોઇ દ્વિજ દેખાયો–‘तो देखे हरि अंगणीं द्विजवराकीं हा सुदामा खरा । ’ એમને થયુ કે એ અત્યારે અંહી ક્યાથી ? શ્રીકૃષ્ણ એકદમ સિંહાસનેથી ઉતરી, (‘ઉઠી ધાયા જાદવરાય રે’) દોડી પાદવંદન કરી, હાથ ઝાલીને અંદર લાવ્યા. સિંહાસન ઉપર બેસાડી, સ્ત્રીઓને કહ્યું કે આ મ્હારો મિત્ર છે, ચન્દ્રાનનાઓ વિસ્મિત થઇને જોઇ રહી. સર્વ સ્ત્રીઓ વિપ્રને પગે પડી. આતિથ્ય કર્યું. ષટરસ ભોજન જમાડયા સ્ત્રીઓ માંહોમાંહે હસવા લાગી—‘ चर्चा द्विजाची बहुधा करीती। असो द्वियाचि अस्ति हेचि रीती ॥ ’ ( ‘ શું કહે માંહોમાંહે બાઇ રે. જોઇ હાસ્ય કરે સહુ નારી રે ’) ભોજન થઇ રહેતા ‘ तांबुल देउनि पुसे कुशले मुलें कीं । स्त्री एक आणिक तुला क्षिति लेंक लेंकी ॥ ’ ( ‘ પ્રીતે ખવરાવ્યા પાન રે ’... ‘ ગોવિંદે માંડી ગોઠડી ’ ) સુદામાએ જવાબ દીધો–‘ હે કૃષ્ણ ત્હમને શું અજાણ્યુ છે ? ’ ‘ કંઇ ભેટ લાવ્યા છો ? ’ શ્રીકૃષ્ણે પૂછ્યું. [ સુદામા લજવાયા ( ‘ સુદામાના મનની શોચના, શામળીયે સહ જાણી ’ ) ‘ लज्जाळोहीं विप्र चिंतांत

पोहे । कैसे देऊं भाग्यवंतास पोहे ॥ ' એટલામાં 'ગાંઠડી દષ્ટે પડી.' 'तों देखीले ग्रंथिसी कृष्णनाथें । भावार्थें घे दीधलें जे अनाथे ॥ ' શ્રીકૃષ્ણે પોટલી ખેંચી લીધી તે સુદામા ઉતરી ગયેલે મ્હોએ જોઇ રહ્યા. ] સ્ત્રીઓ પણ કૌતુકથી આ જોઇ રહી. ચીંથરા ઉકેલી પૌંઆ કાઢયા. ' श्रीकृष्ण पोहे मग तों स्वहातें । मेघोनियां तो करितो स्वहा तें ॥ ' [ ત્યહેમાંથી એક મૂઠી ભરી મ્હોમાં મૂકી. ' બીજી મૂઠી શ્રીનાથે ભરી ' એટલે 'રૂખમણીએ ઝાલ્યો હાથ, અમો અપરાધ શો કીધો નાથ' ] શ્રીકૃષ્ણે સ્ત્રીઓને એ મૂઠી પ્રસાદ ગણીને વ્હેંચી આપી.

તે પછી પૂર્વનું ગુરુને ત્યાંનું વૃત્તાંત શ્રીકૃષ્ણપૂછે છે ( સરખાવો કડવું ૧૦ ) ગુરુને ઘેર કેમ રહ્યા એ વાત ઉકેરે છે. ગોરાણીના કહેવાથી ઇંધન લેવા ગયાની વાત-એ પ્રસંગ આખો કહેલો છે. ( જૂવો પ્રેમાનન્દની સુદામા-પૂર્વકથા ) ભારા બાંધી માથે મૂકીને લઇ જતાં 'तों श्रान्त झालों मग क्षुत्पिपासीं । वनामधें त्या पडलों उपाशी ॥ तूं भक्षिसी चोरुनियां शिदोरी । शिर्कीं वृथा दाविसि दीर्घ दोरी ॥' ( અંહી સરખાવો ભાગવત ૫૬ ૮-૧૧; તથા પ્રેમાનન્દ કડવું ૫-૧૦ ) એટલામાં વાદળાં છવાયાં; ' થયા વીજ તણા ચમકાર ' વરસાદ કડકાવીને પડયો. 'નદી નાળે નીર આવીયાં. ' એટલામાં સૂરજ આથમ્યો. ગુરુ ઘેર આવ્યા. શિષ્યોને સ્ત્રીએ મોકલ્યા જાણી ચીડાયા ખોળવા નિકળ્યા. શિષ્યોને લઇ પછી ઘેર લઇ આવ્યા. ' ગરુને મરેલુત દખણામાં આપી, વિઠ્ઠલ થયા વિદાય ' [ ' जावोनि धर्मसदनीं गुरुपुत्र मागे । होता बुडोनि मृत जो बहुकाळमागें ॥ आणूनि देउनि मनोरथ पूर्ण केला । ' ] શ્રીકૃષ્ણ પુછે છે-' काही तरी आठवते तुला रे ' ( ' ત્હને સાંભરે રે ' ). સુદામાને સાંભરી આવ્યું કે ' कृष्णास या ग्रास न अर्पिला हो । म्हणोनियां ग्रास दरिद्र झालों ॥ '

પછી રાતે ત્યાં રહ્યા. મ્હવારે ' प्रयाण तेथुनि सुदामदेवें । केलें...' રસ્તામાં, એમને સન્માન પામેલા જોઇ લોકો ધન્ય ધન્ય કહેવા મંડયા. દ્વિજના મનમાં થયું ' મ્હને કાંઇ આપ્યું '; અને મનમાં કૃષ્ણ ઉપર ક્રોધ ચડયો ( સરખાવો કડવું ૧૨, કડી ૧૮ થી ૨૪ ); પણ થયું ' नादत्तमुपतिष्ठति ' ( ' દીધા વિના કયાથી પામીયે ' )

જંગલમાં ચોરીને ખાતી વખતે જે 'माझे मनीं कृपणता नसती जरी हो। देता मला करुनि पूर्ण कृपा हरीहो ॥' એમ પોતાનો દોષ કાઢી સંતોષ ખોળે છે. પણ સ્ત્રી આગળ કહેતાં એ બધું કેમ માનશો, એમ મનમા સંકલ્પવિકલ્પ કરે છે. 'ऐसे मनीं वदन येत असे स्थळासी । तो देखिलें नगररम्य महाविलासी ।'

સુદામાને થયું 'હું રસ્તો તો ભૂલ્યો નથી' 'म्हणे मार्ग मी चूकलों स्वस्थळाचा ।......पुन्हा द्वारका देखिली सम्रमाने ।' ('રૂખી વિચારે શું ભૂલ્યો ઠામજી') સુદામા ગભરાયા; મનમા થયું કે, હવે તો કૃષ્ણ જાણશે કે સુદામો, યાચવાનો વિચાર કરીને પાછો ક્યાંથી આવ્યો ? આભા થયેલા સુદામાએ લોકોને પૂછ્યું:–' આ તે અમરાવતી કે દ્વારિકા ?' લોકોએ હસીને કહ્યુ–' એતો સુદામાનું ઘર છે. સુદામાને સુખાશ્રુ આવે છે. દીન દયાળુ પ્રભુનો પાડ માને છે. કવિ સુદામાનો વૈભવ વખાણે છે. સુદામાની દારિદ્ર-ચિંતા હરી, એવા હરિના ગુણ ગાઇ કાવ્ય પૂરું થાય છે.

કાવ્યના ત્રણ ખંડો.

સુદામાના જીવન નાટકના ત્રણ અંકો પડે છે: (૧) પહેલામા નાયકનો ગૃહસ્થાશ્રમ બતાવી દ્વારકા-પ્રયાણ સુધી વાત આવે છે. (૨) બીજામાં, શ્રીકૃષ્ણે કરેલા સત્કાર પછી, સુદામાને ઠાલે હાથે વિદાય મળે છે (૩) ત્રીજામા, ઋષિ પાછા આવે છે એટલે એમનું બદલાયલું ઘરસૂત્ર બતાવી પડદો પડે છે

દરેક અંકના પ્રવેશ જેવા કથાકુરો હવે જોઇએ —

(૧)

ખંડ ૧ લો ભાગવત, અને નરસિંહ મહેતા

ભાગવતમાં, અનાયાસે પ્રાપ્ત થતા પદાર્થોથી નિર્વાહ કરનાર (यदृच्छयोपपन्नेन वर्तमानो गृहाश्रमी ।—'આવી મળ્યું તો અશન કરે") વિરક્ત, શાત ગૃહસ્થાશ્રમી સુદામા હતા એટલુંજ ત્હેમના ગૃહસંસાર સંબધી પ્રવેશક જેવું આપ્યુ છે; ત્યાર પછી ભાલણ અને પ્રેમાનન્દ સિવાય બીજાઓએ સુદામાનુ કાઇ પણ ઓળખાણ ન કરાવતા, એકદમ પતિ-પત્નિનો સંવાદ, કોમળ તથા સાનુનય વચનોદ્વારા ચીતર્યો છે. પતિવ્રતા, ગૃહસ્થિતિનું ભાન નરમાશથી કરાવી દ્વારિકા જવાને વિનવે છે.

પરંતુ અહીં નથી થતો વિવાદ કે અતિવાદ. ન માગવાનું

' પણ ' મૂકાવવાને, સ્ત્રી જરાકે તૈયાર નથી. યાચવા જવાનું કહેવાથી માથાના ઘા જેવું લાગશે તેથી તેમ કરવાનું કહ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ નથી. નિર્ધનતા આવી પડવાનું પોતાના ' કર્મ ' ને માથે નાંખી ( ' કર્મના દોષ તે આવી પૂગ્યા ' ), ફક્ત શ્રીકૃષ્ણ દર્શનથી બધું સરશે ( अयं हि परमोलाभ उत्तमश्लोक-दर्शनम् । ) એમ કહે છે. વળી ' ગોમતી સ્નાનથી કોટિ અઘ નાસશે, ' અને કૃષ્ણ કરૂણા કરશે વિગેરે લાભ સ્ત્રી જણાવે છે એટલે એ તો ' એક પંથ ને દો કાજ ' જેવું થાય તો ઠીક, એજ એમનો અંતરનો આશય છે.

સુદામા મ્હાત થાય છે; પણ એમને શોક ફક્ત દુર્બલ ભિક્ષુક-પણાનોજ છે; તેથી જવાનું માંડી વાળવા કહે છે–' ભોગવો ભાગ્ય જે કર્મ ચોટયુ ' પતિવ્રતા, આમ ફાવતી નથી છતાં, ઉતાવળી કે અધીરી ન બનતાં, નમ્ર સ્ત્રી વધારે નમ્ર બની પતિને રૂચતાં વચનો વડે ભક્તિનું સ્વરૂપ તથા ભક્તનો ભગવાન સાથે નિકટ સંબંધ સૂચવી ( ' આપણુઇ મિત્ર મોટું મુકુંદ ' ) વિનવે છે. સુદામા છ્તાય છે; ભેટ લાવવા સ્ત્રીને કહે છે છતાં શંકાશીલ રહે છે–કેમ કરી જાણશે કૃષ્ણ કે હું કામી છું ? '–પત્ની જવાબ દે છે–' ભગવાન ભાવના ભૂખ્યા છે '–તેથી ભક્તના મન તણો ભાવ જાણે. '

આ સંવાદનું બિંદુ નરસિંહ મહેતાએ સુંદર રીતે ખીલવ્યું છે;
**ભાલણ.** આમાં પતિવ્રતાભાવના સુંદર રીતે ચીતરાઇ છે. ભાલણનો કાવ્ય– ' વિસ્તાર પ્રેમાનન્દને માર્ગદર્શક થયો હોવો જોઇયે એમ બન્ને કાવ્યો સાથે રાખીને વાચતાં લાગે છે. ગૃહસંસાર વર્ણવતા 'વસ્ત્ર પહેરવાને નહીં' વિગેરે વર્ણન, ( પદ ૧–૧૯ ) 'પૂર્વનું નહી દત્તજી' ( પદ ૨–૪) પછી ભેટની માવજત ( પદ ૨–૮,૯ ) વિગેરે કથાભાગ પ્રેમાનન્દે નવપલ્લવિત અને રસભર કરીને મૂક્યા છે, એટલીજ વિશેષતા એમ-નામાં છે. અને ખરેખર કવિની ખરી કલાવિધાનશક્તિ અને સૂક્ષ્મ રસવૃત્તિની કસોટી–અભીષ્ટ રસ અને કાવ્યહેતુને પોષે એવા વર્ણનો યોજવામાજ, સમાયલી છે.

પ્રેમાનન્દે, 'સુદામાની શિષ્યાવસ્થાનું' સૂચન કરી, એમણે ગૃહ-
**પ્રેમાનંદ:** સ્થાશ્રમ માંડયો ત્યારથી કરૂણરસથી ઉભરાતા ઉદ્ગારોમાં ત્હેમના દયામણા ગૃહસ્થાશ્રમનો હૃદયદ્રાવક ચિતાર યથાવિસ્તારથી ચીતર્યો છે. નિર્વાહના સાધન માટે પ્રમાદી રહેનાર પતિને, માર્મિક અને વેધક વાગ્બાણ તથા આક્ષેપો, ત્હેમની પત્ની ત્રિનાસકોચે છોડે છે.

પતિ અયાચકવૃત્તિ પાળે છે એમ જાણવા છતાં શ્રીકૃષ્ણ પાસે યાચના કરવા જવા સારૂ, અને હઠવૃત્તિ તોડાવવા સારૂ દૃષ્ટાંતો અને દલીલો આગળ કરવામા તે પાછી પાની કાઢતી નથી, બલાત્કારે પતિને દ્વારિકા મોકલે છે ત્યારેજ એ જંપે છે

કારણકે ઋષિપત્નીના દુ ખની અવધિ આવી જાય છે નગરમાં અન્ન મળતું નથી નિર્વાહવૃત્તિ બંધ થાય છે, બાલકનું દુ:ખ માતાથી જોવાતું નથી, છતા પતિનો દેહ દૂબળો દેખી પતિવ્રતા મૂંગે મ્હોએ સહી લે છે, સંપત્તિનો સૂર્ય ઉગતા પહેલા વિપત્તિનું ઘોર વાદળ જામે છે, એટલે આ'વા દુ ખથી સ્ત્રી ઘેલી બને છે—હૃદય ચીરી નાખે એ'વા કરુણ ઉદ્ગારો કાઢી ગૃહસ્થિતિનું તાદૃશ વર્ણન એ કરે છે—'હું કહેતામા લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘર ભણી' ( જૂઓ ચિત્ર ૧ લું ) અહીં કરુણરસની સફળ જમાવટ થઇ છે, પરંતુ એમાં પડેલી સાંપ્રત સમયની છાયાને કવિ દૂર કરી શકયા નથી.

સુદામાને માગવુંજ નહી એ'વો મમત કે ટેક નથી ( નથી માગતા પ્રતિવાય' ) પણ સ્વજન આગળ કેમ મગાય એટલુંજ ખૂંચે છે. આથી એમના ટેકમા સહેજ ઝાંખપ આવે છે ઋષિપત્નીના રડીયા તથા 'જઇને જાચોને જાદવરાય'નો ઉપદેશ માનની હાનિ કરાવે તેવો છે. છેવટે સ્ત્રીનુ 'બે આસુનું જોર' જીતે છે. ઋષિ સાત્વન સાથે અલ્પવચનો વડે અનલ્પ બોધ દે છે કારણકે ઋષિ પોતે પ્રભુભકિતમાં 'નિત્યાભિયુક્ત' રહેતા હોવાથી 'યોગક્ષેમ ની એમને ચિન્તા નથી, પરંતુ ઋષીપત્નીનો આત્મ-વિકાસ, શ્રદ્ધા વગેરે ઋષિથી ઉતરતી મર્યાદાના છે તેથી સ્વાભાવિક સચોટ ઉદ્ગાર એ કાઢે છે—'એ તો જ્ઞાન મને ગમતુ નથી રૂખીરાયજીરે, રૂએ બાલક લાવો અન્ન લાગુ પાયજીરે '

---

ઋષિ ભગવંત આગળ મૂક્યા ભેટ માગે છે ( अप्यस्त्युपायनं किंचिद् गृहे कल्याणि दीयताम् ); કવિ, આ હેતુ સાથે ગૌણ આશય 'કૃષ્ણ સુત સમુદાય'ને સારૂ ખાવુ લઇ જવાનો પણ છે એમ બતાવે છે

અવન્તિપુરવાસી સાંદિપનીના મઠનું નવિન બિન્દુ કવિએ આરંભમા ઉમેર્યું છે ગુરુની નિશાળનો જે ચિતાર કવિ આપે છે તે પોતાના જમાનાના પંડયાજીની ગામઠી નિશાળને મળતો છે ( સરખાવો, કાલિદાસના 'પ્રલ્હાદાખ્યાન'મા પ્રલ્હાદની નિશાળ ) એને બદલે બ્રહ્મચારીઓ ભણતા તેમાં ગુરુકુલ, તથા શિખવવાની પદ્ધતિનાં

વર્ણન પ્રસ્તુત ચરિત્રને વિશેષ દીપાવત કુદરતને ખોળે માટેલા આશ્રમો, કિશોર બટુક બ્રહ્મચારીઓની દિનચર્યા ( જેવી 'કાદમ્બરી'મા જાબાલી મુનિના આશ્રમનુ વર્ણન કરતા બાણ કવિ આપે છે, તથા ગોવર્ધનરામભાઇ વિષ્ણુદાસ બાવાના મઠમા કલ્પે છે ) ઋષિ, ઋષિપત્નીનુ શિષ્યો પ્રતિ વર્તન—એ'વા કેટલાક બિન્દુઓ આલેખવા તરફ કવિનુ ધ્યાન ગયુ લાગતુ નથી

ઋષિજીવનને બદલે કાવ્યમા આધુનિક સમયના દરિદ્રી, પ્રમાદી, ભિક્ષુક બ્રાહ્મણના ઘરની રહેણી કરણીની આબેહૂબ છાયા છે. વર્ણનમા પરસ્પરવિરોધી વાક્યો આવી ગયા છે 'મન જેતુ સંન્યાસી,' 'આશા તુષ્ણા નવ ઇચ્છે રતી,' અને અનયાચ વ્રત પાળનાર સુદામા અને 'નથી માગતા પ્રતિગ્રાય' પણ મિત્ર આગળ લાજ મૂકી માગતા જીવ જાય' 'ધિક પડો મ્હારી કાય,' 'તે પેં મૃત્યુ રૂડુ નાન્યુ મને,' 'ભીખ માગ્ય જીવત નર તે શબ સમાન—ઇત્યાદિ ઉદ્ગારો કાઢનાર સુદામા એ બે પાત્રો ભિન્ન હોય એવો ભાસ થાય છે

'પતિવ્રતા પત્ની વ્રતપાવન' 'સ્વામી સેવાનુ' સુખ ઇચ્છે, ન ઇચ્છે ઘરસૂત્રનુ,' એ'વી ઋષિપત્ની—અને 'આ બાલક પરણાવવા પડશે,' 'હુ' તો દરિદ્ર સમુદ્રમા બૂડી 'સોભાગના નથી શણગાર' ઇત્યાદિ અસન્તોષના વાક્યો બોલનાર સ્ત્રી, એ બન્ને જુદાજ પાત્રો હોય એમ લાગે છે

ગૃહસ્થાશ્રમ વર્ણવતા, કવિએ ઋષિપત્ની કને અન્નભિક્ષા કરી લાવવા જેવી અનેક સેવાઓ ગણાવી છે, જે મહાભારતકાલમા પૂજ્ય ગણાતી બ્રાહ્મણ સ્ત્રી માટે અણઘટતી લાગે છે કવિના જમાનામાં બ્રાહ્મણીઓ 'પચભાગ' માગી લાવી ઉદર નિર્વાહ કરતી હતી, એમ ખરૂ, ( સરખાવો વળી ચંદ્રહાસાખ્યાન' કડવુ ૨ જુ—'ખાડવું', દળવુ અને ધોવુ', કોના વાસીંદા કરતી, કોના પાત્ર પખાળે, એઠ કાઢે કોના પાણી ભરતી' ) કવિ સુદામાના જમાનાની સ્ત્રી કને મ્હેલરાવે છે કે 'બ્રાહ્મણનુ' કુળ ધર્મ છે તો ભીખતા શી લાજ' આ વાક્યો બ્રાહ્મણની દીનતા અને અધોગતિ સૂચવે છે આ સ્થળે કવિએ, ભિક્ષુક બ્રાહ્મણ ઉપરનો તિરસ્કાર હરડાગીથી બતાવવાની તક સાધી હોય એમ લાગે છે. આટલા કાવ્યના પહેલા વિભાગ ઉપરથી જણાશે કે, પ્રાચીનકાળના પાત્રોના સ સારને ચીતરતા, ચાલુ જમાનાના સાસારિક પ્રસ ગોને વણી લેવા, કવિ ઘણે અ શે દોરાઇ ગયા છે, તેથી ભાગવતકારના સુદામાને આર્ય-જીવન ગાળનાર બ્રાહ્મણરૂપે વર્ણવવાના ઉદ્દેશને બાજુએ મૂકી, પોતાના સમયના બ્રાહ્મણને તે પાત્ર કલ્પી લ્હેના

ઘરનો, જીવનનો, અને વ્યવહારનો પરિચય કરાવ્યો છે; તેથી ત્હેમના તરફની માનની વૃત્તિ સહજ ઘટી જાય છે.

( ૨ )

ભાગવતકારનો મુખ્ય આશય કાવ્યગ્રંથ લખવાનો ન્હોતો, તેથી ખંડ રસો, આ બીજા ભાગને એ વર્ણવતા નથી. ભાલણ પણ આ ભાગમાં ભાગવત એમને પગલે પગલે ચાલે છે. જગન્નાથે આ બિંદુને યથાશક્તિમતિ ભાલણ: વિસ્તાર્યું છે.

જગન્નાથ.

શ્રીકૃષ્ણદર્શન કેવી રીતે થશે. ( श्रीकृष्णसंदर्शनं मह्यं कथं स्यादिति चिंतयन् । ) એ વિચારને વોડે મ્હટી સુદામા દ્વારિકામા આવી પહોચે છે મહેલની ડહેલી વટાવી, અંદર જતા શ્રીકૃષ્ણે ત્હેમને દીઠા, એટલે ઉઠીને આવ્યા અહીં મિત્ર-ભેટ ઠીક વર્ણવી છે સ્નેહ આતુરૂપે ર્પર્ક છે પ્રશ્નપરપરા ચાલે છે સત્કાર પછી સ્ત્રીઓનું વ્યગ્ક્ષમય બોલવું થાય છે—આ કોણ અવધૂતની પૂજા થાય છે? અહીં ઉચ્ચનીચતાનો ભેદ ભૂલી જવાયો છે અને તેથી હૃદયના ઉંડા ભાવની સઘન છાપ સુંદર રીતે પાડી શકાઇ છે

પછી એમન્તમા બાલકાલની વાતો—'ગાથા' સંભારતા, અહેતુક પ્રેમના એકીકરણની ઉંડી છાપ વાચક ઉપર પડે છે. શ્રીકૃષ્ણ પૂછે છે- ' कच्चिद् गुरुकुले वासं ब्रह्मन्स्मरसि नौ यतः । ( ઘ્હને સાંભરે રે' ? )

મહેતાજીએ દ્વિતીય ભાગમા ભક્તિને ગોણ સ્થાન આપી, મનુષ્ય નરસિંહ સ્વભાવની પ્રાકૃતતા વર્ણવવાનો ઉદ્દેશ ધ્યાનમા રાખ્યો છે. જ્ઞાની મહેતા. ભક્ત વાટમા ચાલતાં, જ્ઞાનના વિચારમાળાના મણકા મૂક્તા મૂક્તા રસ્તો કાપે છે સુદામાને પોતાના પેટ માટે ટેક મૂકવો પડતો નથી, પરંતુ એ સત્યાગ્રહી ભક્તને પરિવાર માટે પણ યાચના કરવાનો વિચાર હૃદયમા ડખે છે. પછી 'એમ કરતો નિજ દ્વાર આવ્યો'—રાજમંદિર આવતાં વિચારમાળાનો મેર આવે છે

સત્કાર થયા પછી સ્ત્રીઓના માર્મિક વચનો, તથા કટાક્ષ કરવાના એમના સહજ સ્વભાવને પણ ચીતરવાનું મહેતાજી ચૂકયા નથી. સ્ત્રીઓ ઉચ્ચ કોટિએ ન્હરેલા સાધુ પુરુષની તુલના સામાન્ય સાંસારિક દૃષ્ટિએ કરે છે

શ્રીકૃષ્ણનો મિત્રને ભૂલી જવા માટેનો પશ્ચાત્તાપ વ્યાવહારિક દૃષ્ટિએ યોગ્ય છે ધનાઢ્ય મિત્ર રંક મિત્રને ભૂલી જાય છે, એ'વા ઉદ્‌ગાર મનુષ્ય સ્વભાવનું યથાર્થભાન કરાવે છે, શ્રીકૃષ્ણને મહેતાજીએ અંહી સંસારી ચીતર્યા છે.

પ્રેમાનન્દ પ્રેમાનન્દે આ ભાગમા કલા વાપરી છે. કવિએ વિવિધ ભાવોનું નિરૂપણ, હાસ્ય અને અદ્‌ભૂત રસનું સિંચન, અને સામાન્ય જનસમાજના સ્વભાવનું નિદર્શન એ'વી તો આકર્ષક રીતે કરાવ્યું છે કે આ ભાગ કવિની ચાતુરીનો આબાદ નમૂનો છે. જનસ્વભાવના મનોગત ભિન્નભિન્ન ભાવોને પરખી, તે તે ભાવને પોષી, ઉત્તેજીત કરી, આખ્યાનને બોધક, મનોરંજક અને લોકપ્રિય કરવાની કલામાં પ્રેમાનન્દ બીજા કવિઓથી ચઢી ગયા છે

પત્નીના પ્રેર્યા સુદામા, 'જાવું પડશે સર્વથા'–એ'વા ન છૂટકે વિચાર કરે છે પત્નીએ આપેલી ભેટ ( પૃથુકપ્રસૃતિ ) નું 'રતનની પેરે જતન' કરતા પ્રસ્થાન કરે છે આ સમયના, હૃદયને હલમલાવી નાખે એ'વા ચિતારમા કવિનું કૌશલ જણાઇ આવે છે

સુદામાના પ્રયાણનો હેતુ 'उत्तमश्लोकदर्शन' ઉપરાત, કવિ બીજા કારણોથી બતાવે છે–સ્રીનો આગ્રહ, બાળકડાના રોતા મુખ, અને કુટુમ્બની દુર્દશા ફેરવા ચિંતા–વિગેરે એના નિમિત્તો છે

ઋષિનું પ્રસ્થાન એક ભિક્ષુક બ્રાહ્મણની મૂર્તિ નજર આગળ ખડી કરે છે અદ્‌ભૂત રસનો સવિશેષ જમાવ કરવા આ પ્રસંગને આ'વો પલટો કવિએ દીધો છે માર્ગમા મુનિની ચેષ્ટા થાય છે, પણ શુદ્ધ સાત્વિક વૃત્તિવાળા ભક્તજનને પામર જનો માટે કૃપા અને કરુણાજ હોય છે, તેથી ઋષિને નથી ચ્હડતો ક્રોધ કે એ નથી બતાવતા તિરસ્કાર.

હરિમંદિર આગળ આવી પહોંચતાં ( જૂઓ ચિત્ર ૨ જું ) કવિ શ્રીકૃષ્ણનો રાજવૈભવ વર્ણવે છે. સુદામાજીના સમાચાર સાંભળી ભક્ત પ્રેમી શ્રીકૃષ્ણના મન ઉપર થયેલી અસર, ( ' હે' હે' કરી ઉઠયા રણછોડ રે' ), મિત્રના સ્વાગતની યોજના, મિત્રભેટથી ઉભરાઇ જતો ઉલ્લાસ, આતિથ્ય-એ સર્વેનું સાંગોપાંગ રસિક-જીવન્ત ચિત્ર આલેખવામાં કવિએ ,સિદ્ધિપ્રુણતાની હદ વાળી છે. ત્હેમની વર્ણનશૈલી બહુ જ સુન્દર છે, અને કોઇ કોઇ ઠેકાણે ભાવગર્ભિત શબ્દોથી, તે વર્ણનને મનમોહક કરવાની કલા ત્હેમની આગવી જ છે. આ ભાગ કાવ્યમાં સુન્દર અને ચિત્તરંજક કારીગરીનો નમૂનો છે.

અંતઃપુરનું વર્ણન શૃંગાર-ઉદ્દીપક છે. શ્રીકૃષ્ણ ' રસમગન ' છે, એટલામાં સુદામા આવ્યાના સમાચાર મળતાં ઘાંઘા થઇ ગયેલા ભગવાન જઇને ભેટે છે તે પ્રસંગ ઘણો જ જ્વલંત ( જીવંત ) છે. શ્રીકૃષ્ણ ' બાળસનેહી ' નું સૂકું શરીર જોઇ, મહત્તાના ભાવને ભૂલી, મિત્રને પગે પડે છે; એની ઉપેક્ષા કરી તેથી પસ્તાય ,છે, આંસુ સારે છે; સુદામા લ્હુવે છે.

સ્ત્રીઓની વક્રોક્તિવાળા વર્ણનમાં કાવકા હાસ્યવાળું, શૃંગાર-ગર્ભધારી ચિત્ર છે. ગોવિંદે માંડેલી ગોઠડીમાં સંસાર-પ્રપંચના વ્યવહારમાં રચી પચી રહેલા મિત્રને જ શોભે એવી પૃચ્છાના ઉદ્ગારો શ્રીકૃષ્ણ કાઢે છે. ' કોઇ સદ્ગુરુએ દાન શું દુંક્યો '—એ પ્રશ્નથી કવિ પોતાના જમાનામાં પ્રવર્તતા દંભી ગુરુઓના છળકપટનું ભાન અજાણતાં વાચકને કરાવે છે, અને ત્હેમનાથી સાવચેત રહેવાનું ધ્વનિત કરે છે. (સરખાવો આ યુગની કવિતામાંથી, દંભી ગુરુઓ, આચાર્યો તથા જોગીઓના જીવન ઉપર અજવાળું પાડનાર અખા-ભક્તની કવિતા, તથા કવિનું ' સુભદ્રાહરણ ' ) ' ભાભી અમારાં વડપણાં ' એ વાક્યમાં અદિક્ષિત સ્ત્રીસમાજની વ્યંજના છે—

શરીર-વ્યવહારની વાતો પૂરી થતાં, ગુરુઘરની વાતો નિકળે છે. ત્યાંની પરિચર્યા સંભારતાં શ્રીકૃષ્ણ પોતાનાં પરાક્રમો ગાવા મંડી જાય છે તે જરા અણઘટતું લાગે છે. આવી આત્મશ્લાઘા જેવું ન કહેવરાવવાને બદલે સુદામાને મ્હોંએ ' उत्तमश्लोक ' ની પરાક્રમ-કથા કવિએ કહેવરાવી હોત તો શ્રીકૃષ્ણની તથા કાવ્યની શોભા ઓરવધત.

કાવ્યમાં વૈવિધ્ય તથા કલા ઉમેરવા, કહોણીનો પ્રસંગ, પંચજનનો વધ કર્યાનો પ્રસંગ, તથા સરપણ લાવવાનો પ્રસંગ કવિએ બીજા

ગ્રંથોમાંથી ઉચકી લાવી એક ઠેકાણે ગુંથી લીધો છે. (જુવો સુદામા-પૂર્વ કથા, તથા ટીકા પૃષ્ઠ ૮૨ )

સરપણ લાવવાના પ્રસંગમાં, ગુરુ ઘેર ન્હોતા એવા એક દિવસે ગોરાણીએ શ્રીકૃષ્ણ–સુદામાને ઇંધન લાવવા મોકલ્યા. ત્યાં જંગલમાં લાકડાંના ભારા બાધ્યા પછી બન્ને થાકી ગયા; ભૂખ તરસથી વ્યાકુલ થયા. એટલામા ગડગડાટ સાથે વરસાદ વરસ્યો. આ વખતે રસ્તામાં ભૂખ લાગે ત્યારે ખાવા માટે કંઇ ખાવાનું બંધાવેલું તે શ્રીકૃષ્ણને બતાવ્યા વગર સુદામા ખાઇ ગયા. એટલે એટલી અસમર્પિત વસ્તુનો ગોરા-ણીએ એમણે ઉપભોગ કર્યો તેથી સુદામા જન્મભર દરિદ્રી રહ્યા, એવી દન્તકથા પ્રચલિત છે.

આ દંતકથા પહેલી ભાલણમા દેખા દે છે. ત્યાર પછી પ્રેમા-ભાલણ નન્દની ત્રણ પ્રતોમા એ દંતકથા સંબંધી લીટી મળી આવે છે. વામન પંડિતના પ્રથમ सुदामचरित्रમાંયે આ દન્તકથાને ઉદ્દેશીને લખાયું છે:-

" तों श्रान्त झाली मग क्षुत्पिपासीं ।
घनामध्यें त्या पडलो उपाशी ॥
तूं भक्षिसि चोहनियां शिदोरी ।
शिकि वृथा दाविसि दीर्घ दोरी ॥ "

મૂલમાં નહી એવી લીટી કે વિગત, પુરોગામીઓમાં હોવાથી જ્યારે પ્રેમાનન્દમાં જડી આવે છે ત્યારે કહ્યા વગર નથી ચાલતું કે કવિને પોતાના પુરોગામીઓનાં કાવ્યોમાંથી આધાર અવશ્ય મળ્યો હોવો જોઇએ.

મિત્રના વૈભવમાં અંજાઇ ગયેલા સુદામા, પોતે આણેલી ભેટ હલકી લાગવાથી મનમાં લજવાયા. ભેટ લેવા અધીરા થયેલા શ્રી-કૃષ્ણે ચીંથરાં ઉકેલી તાંદુલ કાઢયા; થાળમાં એ ઠાલવતાં ' રુક્મિ-ણીરાણીને પાત્ર ભરાણું જોઇ રહ્યા જુવતીનો સાથ ' ( જુવો ચિત્ર ત્રીજું ). ઉપહાસ થાય એવી હલકી ભેટ આપવા માટે, સુદામા સ્ત્રીનો વાંક કાઢે છે, અને એને માથે દોષ મૂકે છે તે અણુઘટતું છે; ત્યાગી, વૈરાગી વિપ્રને એ અણછાજતું છે. આ ઉદ્ગાર ન હોત તો કાવ્યના રસને જરાકે હાનિ ન પહોચત.

( )

ચીંથરાં છોડતાં ભણમંધન કરતાં ગયાં-એ વર્ણન અદ્ભુતરસ

જમાવે છે. સુદામાને જ્યારે ' ઠાલે હાથે નરહરિ તમે ' છે, ને એમને વિદાય કરે છે ત્યારે સ્રીજનના ઉદ્દગારો ( ' કૃપણ કેમ થયા કમળાપતિ ' ) સ્રી સ્વભાવમા રહેલી ભૂતદયાની સહજ લાગણીનુ ભાન કરાવે છે. એમના કોમળ હૃદયથી એ સહ્યું જતું નથી

સુદામા છેકસુધી કંઇક મળવાની આશા છોડી શક્તા નથી. ' હરો સ્રીની ચોરી મનમા ધરી, કંઇ ગુપ્ત વાટમા આપશે હરિ '–સ્રીઓના ઇર્ષાયુક્ત સ્વભાવની અંહી વ્યંજના કરી છે.

ખંડ ૩ જો: ભાગવત.

ઘર તરફ જતા સુદામા, શ્રીકૃષ્ણે કરેલા સ્વાગતનું પુનરાવર્તન કરતા હર્ષઘેલા—ઓછા ઓછા થઇ જાય છે. પોતાની ક્ષુદ્રતા તથા અયોગ્યતાની ઘડી ઘડી તુલના કરતા આભારના ઉદ્દગાર કાઢે છે, પરંતુ કંઇપણ ન મળવાથી એમને ગ્લાનિ થઇ આવે છે.

ઐહિક વિચારથી અને ક્ષણિક વિકારથી સંતહૃદય ક્ષુબ્ધ થાય છે; પણ અનિષ્ટમાંથી ઇષ્ટ શોધવાની વિવેકદષ્ટિથી ભક્ત 'સમર્પણ ભાવ' હૃદયમા ઉતારે છે એટલે તે પાછું વિશુદ્ધ થાય છે. ( अधनोऽयं धनं प्राप्य माद्यन्नुच्चैर्नमां स्मरेत् । इति कारुणिको नूनं धनं मे भूरि नाददात् ॥ ) આમ વિચારી મુનિ મન વાળે છે. પણ એટલામા ઇષ્ટ દર્શનની પ્રાપ્તિ થયા છતા, યાચના ન કરી તેથી બીજી વસ્તુની અપ્રાપ્તિથી વિકટ પ્રસગ ઉભો થયો છે. એ વિચાર સુદામાને મૂઝવે છે. અહીં હૃદયમન્થન સુદર ચિતર્યું છે. ।

આનંદ અને ગ્લાનિની પરસ્પર વિરોધી લાગણીઓનું યુદ્ધ થાય છે. આખર આનંદ જીતે છે. પર્ણકુટીનો આસાદ થઇ જાય છે; રાખને સ્થાને પુષ્પના પરાગ ઉડે છે, દુઃખ ભૂખનો નાશ થતાં સુખનું સામ્રાજ્ય જામે છે ઐશ્વર્ય મળતા સુદામા યાચકમટી યજમાન થાય છે, છતા 'संपत्तौ च विपत्तौ च महतामेकरूपता' । એમ કહ્યુ છે તેમ સુદામા એકરૂપ-અવ્યય રહે છે. એમને નથી સંપત્તિનો હર્ષ કે નથી વિપત્તિનો વિષાદ

નરસિંહ મહેતા

નરસિંહ મહેતા આ ભાગના આરંભમા મનુષ્ય સ્વભાવનું સાહજિક ચિત્ર આપે છે. સુદામા એમ્જ અરો શ્રીકૃષ્ણ દર્શનથી કૃતકૃત્ય થતા નથી. 'બાળગોપાલ જે વાટ જોતા હશે' તે સાંભરી આવે છે. એ વિચારનું સમાધાન થયુ ન થયું એટલામા થાય છે કે 'મિત્ર મોહનતણું હેત જ્યારે પૂછશે, કામનીને ઉત્તર કેમ દેશું.' શ્રીકૃષ્ણે

અપાર સ્નેહ બતાવ્યાની સાથે સાવટ લાગી નહીં એ વાત એ કેમ માનશે ?

બીજી તરફ આભારની લાગણીથી તે ગળગળા થઇ જાય છે. ગૃહ-ચિંતા ઘડીભર ભૂલી જાય છે 'કર્મની વાત મનમાંહી વિચારી' દોષ કર્મનો છે એમ ઉત્તર જડી આવે છે શ્રીકૃષ્ણે બીજું કંઇ ન આપ્યું તે ખરૂં, પણ આરોગી એઠની પિતાંબરી પણ લીધી ઉતારી '—એ ઉદ્‌ગારથી બ્રાહ્મણનો લોભી સ્વભાવ ધ્વનિત થયો છે. )

સન્માન અને સ્નેહ સંભારતા આભારવૃત્તિ વળી સતેજ થાય છે એમની કૃતજ્ઞતા બોલી ઉઠે છે–'ધન્ય તું ધન્ય તું રાય રણછોડજી દીન જાણી મને માન દીધું.'

સુદામાનું દળદર ગયું ને વૈભવ મળ્યો એનું ઉલ્લાસપૂર્ણ વર્ણન કરી, કાવ્યનો ઉપસંહાર કર્યો છે.

ચરિત આનંદપર્યવસાયી છે. ભાગવતકારની પેઠે ત્હેમના વૈભવ મળ્યા પછીના જીવન વિષે તથા ત્હેમની પરમાત્મા સાથે એકતા થઇ તે વિષે ન જણાવતા નવા જીવનમા ત્હેમનો પ્રવેશ થાય છે ('નવલ લેણન થયા નર ને નારી') ત્યા આગળજ પડદો પડયો છે. આ રમ્ય ફેરફાર એમના પછીના બધા કવિઓએ સ્વીકાર્યો છે.

ટૂંકમા, મૂલ આશયને યત્કિંચિત્ હાનિ ન પહોચે અને સુદામા પ્રત્યેનો પૂજ્યભાવ જળવાઇ રહે એમ કાળજી રાખી, જન-સ્વભાવનું વાસ્તવં ચિત્ર મહેતાજીએ આપ્યું છે.

પ્રેમાનન્દ ભાગવતકાર તથા નરસિંહ મહેતા આ વિભાગને સુદામાના આત્મમંથનથી ઉકેલે છે અને ઉત્તમ ભક્ત એ કસોટીમાથી પાર ઉતરે છે, ત્યારે પ્રેમાનન્દ ત્હેમને સામાન્ય કોટિના દરિદ્રી બ્રાહ્મણ કલ્પે છે, એટલે ત્હેમનો સુદામો ગ્લાનિ તથા અણસંતોષની ઉર્મિના વ્હેણમા ઘસડાય છે. તે વખતે કેટલાક અનુચિત વાકયો ત્હેમની કને કવિ બોલાવે છે ('એ સર્વ ધૂર્ત કપટીની સેવા,' 'જેહેનું લે તેનો નવ રાખે ભાર')

લોકાનુરંજનનો હેતુ લોકપ્રિય થવાના હોસીલા કવિએ ધ્યાનમા રાખેલો, તેથી ચરિતને પોતાના સમયના રંગથી રંગવાના ઉત્સાહમા અને ધૂનમા, સુદામાના સ્વરૂપની, ચારિત્ર્યની, આશયની–એકંદરે પાત્રની પાત્રતા જળવાઇ રહેશે કે નહીં ત્હેની જોઇએ ત્હેની દરકાર કવિએ રાખી નથી.

તેથી પોતાની જાત ઉપર તિરસ્કાર બતાવતા, મોત માગતા, સ્ત્રીની શિખવણીથી વ્રત મુકયાનો ખેદ કરતા સુદામા 'મોહોટો નિર્દે નંદકુમાર' જેવા ઉદ્ગાર કાઢે છે. આ'માં વિસંવાદી અને અણઘટતાં વચનો ત્હેમના મુખમાં મૂકીને કવિ, અજાણપણે, ત્હેમના સાધુપણાને ઝાંખ લગાડે છે.

પ્રભુ પોતાનાંનેજ તાવે છે; તેમ વિપત્તિ રૂપ અગ્નિમાં ભક્તનું પારખું જોયા પછી શ્રીકૃષ્ણ સુદામાને સુખ અને ભોગ આપે છે.

૧૪ મા કડવામાં સંકલ્પવિકલ્પના ઉદ્ગારો સ્વાભાવિક છે. ચિતાર કરૂણ, રસિક અને ચિત્તવેધક છે. દુઃખની પરાકાષ્ઠા આવી જાય છે. બિચારા ઋષિને સર્વસ્વ ગયું લાગે છે. એટલામાં 'બારીએ બેશી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દૃષ્ટે પડયા.' આ પ્રસંગે સુદામાને સ્ત્રીએ બોલાવતાં થયેલો ગભરાટ ( 'હસ્ત ચેહેવા જાય સુંદરી, તવ રૂખીજી પાડે ચીસ,' જૂવો ચિત્ર ૪ થું.) વર્ણવતાં કવિએ ક્ષુદ્ર શબ્દો વાપરીને રસક્ષતિ આણી છે.

આવું વર્ણન અને તે યે તે કાવ્યના અંતમાં આપવાથી કાવ્યની શોભામાં જરાકે વધારો થતો નથી; ઉલટું ભકતના ઉન્નત ભાવનામય ચિત્ર ઉપર પાણી ફેરવે છે. આવું વર્ણન અહીં ન ઘટાવ્યું હોત તો ચાલત.

અહીં લોકાનુરંજનનો મોહ કવિને રસાભાસમાં રમાડવા ઘસડી ગયો તે ઉપરથી આપણે લખી શકીએ કે—જે પાત્રો દ્વારા વાચકોને ઉપદેશ આપવાનો છે ત્હેમનું નિરૂપણ ગ્રાહકની રસજ્ઞતા, રસિકતા, અને ગ્રહણશકિતનું માપ કાઢી લઇને યોજવામાંજ કવિની કલાચાતુરીની કસોટી છે. ઘણું ખરૂં તો કવિઓ વિવિધ રસભોગી વાચકોને 'કાન્તા સંમિત' ઉપદેશથી રીઝવવાની ખાતર મનગમતી રસ છોળો ઉછળવા દે છે. પરંતુ મહા કવિ ધારે તો આટલું કરવા ઉપરાંત પોતાના વાચકોની રસજ્ઞતાને કેળવી ઉચ્ચ. કોટીની બનાવી શકે છે; એટલા રસાભાસમાં ત્હેમની રસિક વૃત્તિને રમવા ન દેતાં હલકી રસવૃત્તિ તરફ તિરસ્કાર કરતાં શિખવી, સારાં પાત્રો આલેખી ઉચ્ચ ભાવનાને પોષે એવા વિશુદ્ધ વાતાવરણને પોતાનાં પાત્રોની દુનિયામાં ઉત્પન્ન કરી શકે છે.

કવિ છેવટમાં કાવ્યની ફલશ્રુતિ આપે છે; અને પોતાની રીત પ્રમાણે પોતાનું ઓળખાણ કરાવનારી લીટીઓ લખે છે. આવું રસસર્યું કાવ્ય લખવા છતાં નિરભિમાની મહા કવિ—

" બુદ્ધિમાને કથા કીધી, કરનારે લીલા કરી;
ભટ્ટ પ્રેમાનન્દ નામ મિથ્યા, શ્રોતા બોલો જે હરી. "

એ'વા વિનયાતિશયથી કાવ્ય સમેટી લે છે.

કવિના કાવ્ય માટે એક સામટો અભિપ્રાય તો એજ હોઇ શકે કે ભક્તચરિત્ર રસિક છે, સુંદર છે, મનોરંજક છે અને તેથીજ તે લોકપ્રિય પણ છે.



મહાકવિ પ્રેમાનન્દકૃત

# સુદામા-પૂર્વકથા.

---

( રાગ સારંગ )

સાંદી- [1]મોક્ષપુરીમાં તીર્થ મુખી,[2] અવંતીનગરીમાં એક ઋખી;
પનિનો [3]વિદ્યાનિધિ સાંદીપનિ નામ, તેહેને ઘેર આવ્યા કેશવરામ. ૧
મઠ. ત્યાંહાં દીઠો એક મનોહર મઠ, જ્યાંહા વિદ્યાર્થીની બેઠી ઠઠ;
કો ભણે [4]બ્રહ્મવિદ્યા નિરમાણ, ધર્મ શાસ્ત્ર ભણે કો [5]પાતંજળ ૨
કો [6]મીમાંસા શાસ્ત્ર ન્યાય વ્યાકર્ણ, કો વેદાંતે વિખાણે અશરણશર્ણ,
કો [7]જોગવિદ્યા ભણે [8]નોળીકર્મ, કો [9]ખટ ચક્રના શીખે મર્મ. ૩
કો અસ્ત્રશસ્ત્ર મલ્લવિદ્યા ભણે, છે ભીડ ઘણેરી ગુરૂને આંગણે,
જ્યોતિષ વૈદક પરીક્ષા મણિ તણી, [10]જળ સ્તંભ વિદ્યા અતિ ઘણી. ૪
મંત્ર જંત્ર વશીકરણ અપાર, શુક કહે શું વર્ણવું વિસ્તાર;
કો ભણે આઠ [11]માણિક કળા ભણે, સકળ વિદ્યા ગુરૂજીમાં મળે. ૫
છે અધ્યયન શબ્દનો મોહોટો ઘોષ, ફરતો સંભળાયે બે કોશ,
રામ કૃષ્ણ રામકૃષ્ણ આવ્યા નિશાળ મ્હાય, જેમ તારામાં રવિ ચંદ્રમાય. ૬
ભણવા વિસ્મે વિદ્યાર્થી જોઇ રહ્યા, સાંદીપન ઋષિ બેઠા થયા;
આવે છે. પ્રભુની સાહામા ગયા ઋષિરાય, શ્રીકૃષ્ણ નમ્યા ગુરૂજીને પાય. ૭

---

૧ સાત મોક્ષ આપનારી નગરીઓ—જૂવો ટીકા—પૃ૦ ૬૧. ૨. મુખ્ય. ૩ વિદ્યાના ભંડાર. ૪. જ્ઞાનથી પ્રભુને ઓળખવાની વિદ્યા. ૫. પતંજલિ ઋષિએ યોગદર્શન બનાવ્યું છે તે શાસ્ત્ર. ૬. વેદ વાક્યોનો પરસ્પર વિરોધ ટાળી ભાવાર્થ સમજાવવા મનન કરેલું શાસ્ત્ર. ૭ યોગ એટલે ચિત્ત વૃત્તિનો નિરોધ કરવાની વિદ્યા. ૮. દેહશુદ્ધિ માટે યોગમા આવતી એક ક્રિયા. ૯. યોગ શાસ્ત્રમા બતાવેલા ષટ્ ચક્ર. ૧૦ જળને રોકવાની વિદ્યા; અથવા તો પુલ બાંધવાની શિલ્પવિદ્યા ૧૧. જાદુગરના જેવી વિદ્યા.

આસન આપી પૂજા કરી, ગુરૂજીએ વાણી ઓચરી;
મુને કૃતારથ કીધો આજ, ક્યાંહાંથી આવ્યા મહારાજ. ૮

કોણ નામ ગામ કુળ ન્યાત શું કારજ છે મુજ સંઘાથ
એક છે ગામડું જમુનાતીર, જ્યાં રહે રંક લોક વળી [12]આહીર. ૯

તેહેની પાસે અમારો વાસ, હો ક્ષત્રી બોલ્યા અવિનાશ,
ઋષિ તમારું જાણી નામ, આવ્યા છો કાજ ભણવા કામ. ૧૦

આપો વિદ્યા કરૂણા કરી, ઘણું દુર્બળ છો બોલ્યા હરી
વિનય વાન હડ્યામા નમી, સાંદીપન ઋષિ બોલ્યા હશી. ૧૧

છો આત્મા તમો માહારા એહ, ભણો [13]આપ ગમે જે જેહ,
છો જગતગુરૂ થાઓ માહારા [14]શીષ, તે વારે [15]માન

વડો શિષ્ય સુદામો.

કીધી જુગદીશ. ૧૨

માહોમાહે સમજ્યા ગુરૂ ગોપાળ, સામગ્રીએ શોભાવી નિશાળ.
એક વડો શીષ સુદામો નામ, તેહેને સોપ્યા કેશવરામ ૧૩

ભણાવજે તું હેત અપ કરી પંડિત થાય શ્રી હળધર હરી;
પછે ઘરમાં ગયા જુગદાધાર, સાંદીપન સેવા કરે અપાર. ૧૪

નિજ પત્નીને કહે છે ભરથાર, આ બાળક છે[15] કારણ અવતાર;
[16]ગોપરૂપ, બીજો શેષનાથ. આપણે ઘેર આવ્યા બે ભાઇ. ૧૫

ફરી ફરી નહીં આવે એહ, આપણું પાવન કીધું[17] ગેહ,
એ પંગેર ભિક્ષા માગે નહિં, ભોજન કરશે યથારૂચિ અહીં. ૧૬

વિદ્યાર્થી-જીવન.

એટલી શિક્ષા અબળાને કહી, ગુરૂપત્નિ સેવામા તત્પર થઇ;
[18]વાત્સલ્ય કરે બેઉ બાંધવ તણું, તે નેત્ર[19] પ્રાણપેં વલ્લભ ઘણું. ૧૭

ધનુર્વિદ્યા વિવિધ સંગ્રામ, પાગી પંડીત કેશવરામ
વિદ્યાર્થી સહુ વિસ્મે થાય, નગર લોક દર્શને જાય. ૧૯
કહ્યું સ્ત્રીને કરજો રૂડી મેર, ગ્રામાંતર ગયા ગુરૂદેવ,
ગામ ગયા જાણી ભરતાર, ગોરાણીએ મન કીધો વિચાર. ૨૦

[21]સરપણ નથી ઝટકો ઘરમહાય, તો શીઘ્ર રસોઇ શી પેરે થાય
એહા જમે છે કેશવરામ, તો તેહને સોંપુ તે કામ ૨૧
આની નિશાળે જાંહા બેઠા હરી, બોલ્યા ગોરાણી મુખ હરતુ કરી
કાંઇ નામ કેરેતી વાજુ છુ હું, રસોઇ વિના તમો જમશો શુ ૨૨

આજ આની અટક્યુ છે કામ, વનમા નથી ઇંધણનુ નામ,
તમો ભુખ્યા મને કેમ કળ પડે, હુ પાકસ્થિતિ કરૂ શા વડે ૨૩
અમો કાળ નિર્ગમ દોહવે કીજીએ, ધન વિના સરપણ શે લીજીએ,
અમો અજાચકનો પાળુ ધર્મ, ઘણુ દોહેલે ચાલે ગૃહસ્થાશ્રમ ૨૪

કાષ્ટ લાવ્યાનો પ્રસંગ.

સરપણ કરગણુ માગુ માન, સાભળી બોલ્યા શ્રી ભગવાન
કરજોડી કહે કમળા પતિ, ગરૂ પત્નિને કીધી વિનતિ ૨૫
સરપણ અમો લાવુ સરવથી, પણ કુહાડા અમ પાસે નથી,
ગોરાણી તવ બોલ્યા હસી, પ્રભુ કુહાડાની ચિંતા કશી. ૨૬

વળુ ઉંચે માળ ગયા ગોરાણી, કુહાડા ત્રણ આપ્યા આણી,
આપી દોરડી બાધવા કામ, ઉઠયા કૃષ્ણ સુદામો રામ ૨૭
બાર સ્કંધ કુહાડા ધરયા, સરપણ કાજ સામળિયો સંચરયા,
શ્રી હરજી હીંડે[22] પાળે પાગ, છે અનંતીનુ મોહોટુ ભાગ્ય ૨૮

રાજા પુત્રની વિસ્મે થાય, રાજકુંવર એ વનમા જાય
દૂર વનમા માધવ ગયા, હીંડતા બાળક શ્રમિત થયા ૨૯
દીઠું કાષ્ટ એક મોહોટું પડયુ, પ્રભુ કહે ચાંગ્યા સરખુ જડયુ
સુદામો હળધર ને હરિરાય, કુહાડા લીધા કર મહાય. ૩૦
તન ધ્રુજે મુખ સુકુ થાય, મોની અમળા લાગી પાય
જો તે ક્ષમા કરે તો કહુ વારતા, રખે શ્રાપ દઇ મુજને મારતા ૩૧
બાંધ્યા[23]પનવટ ગાજે ગણુઉટ કુહાડે મારી કોડયુ ખોડ
અમર ગગને કૌતુક જોય, પ્રભુનો પાર ન પામે કોય ૩૨

---

૨૧ ઇંધન બાળવાનાવાસ્તે (વ્યુત્પત્તિ ?) ૨૨ પગે ચાલીને, પગપાળા સરખાવો 'પાયદળ' ૨૩ ( पल्लव ઉપરથી ) પાલવ, છેડો, જેના છેડા બાંધી લીધા

[24]નેતિ નેતિ કહે ચારે વેદ, પંડિત કોય નવ પામે ભેદ
શું જાણે પુરાણ શાસ્ત્ર સાગર, તે લક્ષ્મીવર ચીંધે લાકડ ૩૩
પછે તાણી બાંધ્યા ભાગ ત્રણ, એક કોલું લીધું અનાણીશર્ણ;
થયું વાદળ વિજળી અંધકાર, મેહ આવ્યો મુશળધાર ૩૪
[25]આંધી પવન તણી સુમાર, બુડે જઇ ચઢી બંને ઠાર
નાહાનકડે બેઉ ટોળે મળી, નીહે સુદામો ઝમકે વીજળી ૩૫

ગુરૂને ઘેર આવવું

ગયા એ કથા રહી એટલે, ગુરૂજી ઘેર આવ્યા તેરત
થયા વિસ્મે બાળક દીઠાં નહીં, ગુરૂપત્નીને પૂછે જાગી થઇ ૩૬
કહો સ્વામિ મુજને શ્રાપે અગ, શું કરૂ કર્મ ન આવ્યા છે ઠગ
અગળા આકુળ વ્યાકુળ થાય, રખે ક્રોધ કરે ઋષિરાય ૩૭
માનુભાવ ઘણું દુખિયા થયા, કહીં ન દીસતા, બાળક કહાં ગયા,
જે વિશ્વપિતા પ્રભુ પ્રાણપતિ, તે શ્યામસુંદર ક્યાં દેખાતી નથી ૩૮
સુદામો કેશવ ને શ્રીરામ, મે મોકલ્યા લેવા સરપણ કામ
વચન વિનતાના સાંભળી, સંદીપનને મૂર્છા વળી ૩૯
અરે મુર્ખ દુષ્ટ સાપણી, તે કેણ કર્મ કીધું પાપણી,
છે જેષ્ઠ માસનો[26]તાવડ શ્રેષ્ઠ, સુકુમાર મોકલ્યા લેવા કાષ્ટ ૪૦
તેડેવામાં આવ્યો વરસાત, મહા નોભાગીએ કીધું ઉતપાત
નાહે ત્રાડે કરે શોક ભર્યાં શોધવા સંદીપન નિસર્યા ૪૧
નદી નાળે આવ્યા જલપૂર, રામ કૃષ્ણને સાદ કરે છે [27]ગુર
સાહામો સાદ દીધો ગોપાળ, ગુરૂજીએ દીઠાં નગે બાળ ૪૨
પછે વિશેષ સામગ્રિયાં કાપ્યા, સંદીપને ઉપાસું આપ્યા
નિર્લજ્જ તુને[27a]અવેલા પડી, વેરી વરસાને ખીણ ઝડી ૪૩

---

ક-છોટો મોટો અટી સ્વાર્થ પ્રત્યય 'ટ' ઉમેરાયો છે સરખાવો 'અણુવટ' 'નિલવટ' આ શબ્દોમા 'વ'કાર પેઠો છે તે માત્રામર્યાદાના નિયમને અનુસરી માપ જાળવવા માટે છે ( મુન )

૨૪ પરમાત્મા કેવા છે તેનું ઓળખાણ નિષેધમાત્ર થઇ શકે છે એટલે 'આ નહિ' (न इति) ' આ નહિ એવું વર્ણન કરતા મન, બુદ્ધિ, વાચા અટકી જાય છે-એ રીતે પરમાત્માનું સ્વરૂપ વર્ણવવું તે

૨૬ તાપ જૂઓ પૂર્તિ પૃ ૧૫૫ ૨૭ ગુરૂ ૨૭અ દુ ખ ( વિપદ્ ઉપરથી )

પાપણીએ દુખ દીધું ઘણું, એ કાગળ નોહે તમતણું.
ગુરૂ પ્રતે કેહે કમળાપતી, અપરાધ ગોરાણીનો નથી. ૪૪
અમો ઉન્મત્ત અભિલાખે ભરયા, સરપણ લેવા ત્રણે નીસરયા.

શ્રીકૃષ્ણે બજાવેલો વિદ્યાર્થી-ધર્મ.

ગુરૂ પ્રતે બોલ્યા પરબ્રહ્મ, અમો આચરૂં વિદ્યાર્થીનો ધર્મ. ૪૫
એહેવું કરી ચાલ્યા જુગદીશ, સરપણ ભારા ત્રણેને શીષ,
વચને ગુરૂ સંતુષ્ટ કીધા, ભારા કાષ્ટ તણા મસ્તક લીધા. ૪૬
ગુરૂ કેહે નથી સરપણનું કાજ, હું ઓળખું છો તમને મહારાજ;
ત્યાહે ત્યાહે સંદીપન ભણે, ધિક્કાર મુને અંતરમાં ગણે. ૪૭
પોહોતા મંદિર નાખ્યા સરપણ, જઇ ગોરાણીને લાગ્યા ચરણ,
કોરા વસ્ત્ર આપ્યા ઋષિજંન, તપાડયા પ્રગટી હુતાશન. ૪૮
જમાડયા પંચામૃત હેત ધરી, અખુટ કાષ્ટ જે લાવ્યા હરી,
તે નગરલોક સહુ કો લઇ જાય, એક કાષ્ટ ઓછું નવ થાય. ૪૯
એ કથા સરપણ તણું વૃતાંત, મ્હે શ્રોતાને મન પડતી ભ્રાંત,
કોઇ એક પુસ્તકે છે નહીં એહ, ભાઇ તે માટે ઉપજે સંદેહ. ૫૦
[28]કોઇ એક પુસ્તકે છે એ સર્વથા, તે માટે પદબંધ કીધી કથા;
વળી એક કૌતક કીધું વિશ્વાધાર, ગોરાણી ગો દોહે છે એક વાર. ૫૧

દોહોણી આપ્યાનો પ્રસંગ.

[29] સુરભીસ્તન બેઠા કર ધરી, પણ દોહોણી ઓરીમાં વીસરી,
ગુરૂપત્નિએ વિચાર્યું મન મ્હાય, હું ઊઠું તો સુરભિ [30]ભોળાય. ૫૨
સમરયા શ્રીકૃષ્ણને કરી, ધરમાંથી દોહોણી લાવો હરી,
તવ લીલા કીધી લક્ષ્મીનાથ, વધારયો આગળે એહેવો હાથ. ૫૩
તતક્ષણ દોહોણી આપી આણી, તે જોઇ વિસ્મે થઇ ગોરાણી,
કો પૂર્ણબ્રહ્મ દીસે છે એહ, ભક્ત કારણ લીધો માનવ દેહ. ૫૪
જવ ભોજન કરવા આવ્યા પતી, તવ અબળાએ કીધી વીનતી,
સંદીપનને કહે છે સતી, એ વિષ્ણુરૂપ છે વિદ્યાર્થી. ૫૫
અભિલાષ થયો એક મુજને, હું ગુરૂદક્ષણામાં માગું એ કને,
જેહેની કાષ્ટ આણ્યાની કથા, પ્રસંગ દોહોણીનો તેહેવો સર્વથા. ૫૬

---

૨૮ હરિવંશ ના ૯મા અધ્યાયમાં આ કથા છે. ૨૯ ગાયના આંચળ.
૩૦ દૂધ ઉંચું ચડાવી દેશે.

કો ગ્રંથ વિષે કહ્યું છે એહ, રખે શ્રોતા મન આણો સંદેહ;
સુદામા બે માસ ઉપર દીન ચાર, ચૌદ વિદ્યા શીખ્યા વિશ્વાધાર ૫૭
સાથે થઇ સુદામાશું મૈત્રિ ઘણી, જે વિદ્યા એકે નિશાળે ભણી:
મૈત્રિ: તે એક થાળે ભોજન કરે, શયન કરે એકે સાથરે ૫૮
એવડીએ વળગી હીંડે બેય, શ્રી કૃષ્ણસુદામાને ચાખો સ્નેહ
કરે વાત તાળી દેઇ હસી, તે ગુપ્ત વાત ન રાખે કશી. ૫૯
રામકૃષ્ણ જે વારે ભણી ઉતર્યાં, જઇ ગુરુ પ્રત્યે ઓચર્યા
અમને વીદાય પ્રભુ કીજીએ, કાંઇ ગુરુદક્ષણા માગી લીજીએ. ૬૦
અમો આપુ એહેવું નીપજ્યા સહું, એહેવું માગજો કે હું આ-
પી શકું;
હાસ્ય કરી બોલ્યા ઋષિરાજ, છો દુર્બળ હું જાણું મહારાજ. ૬૧
તું વિશ્વંભર તું વિશ્વાધાર, તું આદિ મધ્ય તું અપરંપાર.
ધર્યો દેહ ધર્મ કારણે, ભણવા આવ્યો મારે બારણે. ૬૨
ન પામે પાર નારદ સરખા જતી, તુંને ઓળખે ઉમયાપતી:
ન પામે બ્રહ્મા ધરતે ધ્યાન, [31]કરે દુર્વાસા ધુમ્ર પાન. ૬૩
કો કાશી જઇ કરવત લીએ. પણ તું કોહોને દર્શન નવ દીયે
હું અપરાધી પામર પ્રાણી, મુને મોહોટો કીધો પુરુષ પુરાણી. ૬૪
સફળ પદારથ પામ્યો હું, દર્શનથી અદકું માગું શું;
હું માગું સમરણ હરી, જનુની જઠરને ન દેખું ફરી. ૬૫
દીન વાણી મન લજ્જા આણી, ગુરુદક્ષણા માગે ગોરાણી,
કાષ્ટ અણાવ્યાં મેં ત્રીકમા, તે અપરાધ કરો હરિ ક્ષમા. ૬૬
બરથારને મુક્તી આપી જો હરી, માહે મળતી હું ભવસાગર તરી:
એક[32]રેવાનું હું માગું ગોપાળ, [33]ક્ષીપ્રા માહે એક બુડ્યો બાળ. ૬૭
પાચ વરસનો પરમનિધાન, મુને તે આણી આપો ભગવાન;
રામકૃષ્ણ બે તત્પર થયા, ક્ષીપ્રા તીરે ગોવીંદ ગયા. ૬૮
ગુરુસુત સ્ત્રીરૂપે બહાર નીસરી નદી, શ્રી કૃષ્ણે ક્રોધે વાણી વદી:
ગુરુ ગુરુપુત્ર લાવ કહે શ્યામ શરીર, નહીતર તાહારું શોષું છો નીર. ૬૯
દક્ષિણામાં [34]પયોધરી કહે લાગી પાય, તે પુત્ર ગયો છે સાગર મ્હાય;
આપ્યો. પ્રભુને આપ્યું અણુવનું [35]એંધાણ, પછે તાંહાં પધાર્યાં પુરુષ પુરાણ ૭૦

---

૩૧ હઠયોગ સાધવામાં જે, ધુમાડો પીને રહેવા જેવું કઠણ તપ કરે છે તે. ૩૨ (વસ્તુ ઉપરથી) ચીજ. ૩૩ ઉજ્જન પાસે નદી છે. ૩૪ પય એટલે જલ ધારણ કરનારી-નદી ૩૫ નિશાની-જૂવો પૂર્તિ પૃ ૧૫૫

કીધી ગર્જના ગોકુળનાથ, સમુદ્ર નીસરયો જોડીને હાથ,
ક્રોધ કરી બોલ્યા ગોપાળ, લાવ[36]રત્નાકર ગુરૂનો બાળ. ૭૧
એક પંચજન નામે અસુર, તે પ્રજાને દુઃખ દે છે ક્રૂર;
તેહેને પુછો જુગજીવન, [37]આસ્યો હોય જો ગુરૂનો તંન. ૭૨
અન્યાય મ્હારા જળમાં કરે, તે કોનો કાહાડયો નવ નીસરે;
શ્રીકૃષ્ણ કહે એ મોહોટું કામ, નથી આયુધ શે કીજે સંગ્રામ. ૭૩
સમુદ્રે [38]આ સમય રાખ્યો તદા, કૌમોદકી નામે આપી ગદા;
ત્રટમાં મુકયા હળધર ભ્રાત, માહા જળમાં પેઠા ગોકુળનાથ. ૭૪
પાતાળ સમ ખોળ્યા ખપ કરી, મળ્યો દૈત્ય દેવનો અરિ,
દાનવ ધાયો ગાજી મુખે, ગદાજુદ્ધ થયું જળ વિખે. ૭૫

**શ્રીકૃષ્ણ પાંચજન્ય શંખ લાવ્યા.**

તે દૈત્યની મરડી પાડયો, તેહેનું ઉદર વિડારી શંખ કહાડયો;
પાંચજન્ય તે શંખનું નામ, તે કરમા લીધો છે સુંદર શ્યામ. ૭૬
કરી નાદ ને તત્પર થયા, ધર્મ રાજને મંદિર ગયા
જઈ [38]સંયમનીની પોળે રહ્યા, ભયભીત જમ કંકર થયા. ૭૭
સેવક કહે સાંભળ ભૂપાળ, પુરપોળે આવ્યો માનવ બાળ;
સામળો સુંદર રૂપ રસાળ, તેહેને શબ્દ ભય પામે છે કાળ. ૭૮
મોહોટું આશ્ચર્ય આંહાં આવ્યાની ગતિ, એહેનું સાભળી
બોલ્યા જગપતિ;
જાઓ તેડી લાવો મુજ પાસ, ન ઓળખ્યા ધર્મે અવિનાશ. ૭૯

**યમપુરીમાં કૃષ્ણ-દર્શનનો ચમત્કાર.**

સેવક પ્રભુને તેડેવા પળ્યા, દેવ લોક સહુ જોવા મળ્યા;
શંખનાદ કીધો ભગવાન, તે શબ્દે ભય પામ્યો બળવાન. ૮૦
ચૌદ લોક તે શબ્દે ગરગડયા જમકિંકર નાહા અડવડયા;
અઠ્ઠાવીસ કુંડ છે નરકતણા, પડયા છે પ્રાણી તેહેમાં ઘણા ૮૧
શંખ વજાડયો શ્રી ભગવાન, તે શબ્દ પડ્યો પ્રાણીને કાન;
છેદાયા પાતક શબ્દે કરી, તે જીવડે જાણ્યું આવ્યા હરી. ૮૨
સહુ નરક થકી બહાર નીસરયા, સરવે દેહ ચતુર્ભુજ ધરયા;
જમને મસ્તક મૂકી પાય, તે સકળ જીવ વૈકુંઠે જાય. ૮૩
સહુ પ્રાણી વિમાને બેસી ગયા, નરકકુંડ સહુ ઠાલા થયા,
આસન મૂકી ધાયો રાય, ધર્મરાય પડયો હરિને પાય. ૮૪

---

૩૬ રત્નોનો ભંડાર-સમુદ્ર. એમાંથી પ્રસિદ્ધ ચૌદ રત્નો નિકળ્યા હતાં ૩૭ ગુમ્યો હોય ૩૭ આ ઠીક જાણવી ૩૮ સંયમન કરનાર યમની નગરી.

સકળ જીવ કીધા ઉદ્ધાર, હવે ઓળખ્યા જુગદાધાર;
સભામાં પધરાવ્યા હરિ, સ્તવન કરીને પૂજા કરી. ૮૫

કાઇ સ્વામી છે હું સરખું કામ, વળતું બોલ્યા સુંદર શ્યામ;
સંદીપન ઋષિનો એક બાળ, તેહેને લઇ આવ્યો છે કાળ. ૮૬

રાય તે બાળકને લાવો ફરી, જમે આણી આપ્યો શીઘ્રે કરી.
કીધું ધર્મરાજે વીનતી કરી, એણે[૩૯]મશે પધાર્યા ગોકુળપતી. ૮૭

કાંઇ હું સરખુ કાજ ભગવાન, મુને જાણજો દાસ-ભગવાન;
શ્રીકૃષ્ણ કહે આના મુજતણી,ન જાશો માહારા ભક્તજ ભણી૮૮

**ગુરુપુત્ર** બાળકને લઇ ચાલ્યા અવિનાશ રામ કૃષ્ણ પધાર્યા ગુરૂની પાસ.
**આપી** આપી બાળક લાગ્યા પાય, ગુરૂજી પાસે માગી વિદાય. ૮૯
**વિદાય** નગરલોક દુઃખી થયા ઘણું, ખમી હુતી અવન્તી વૈકુંઠપણું;
**માગી.** હૃદયમા રૂપ ધરી ગુરૂ રહ્યા, સદામો ઘણું વળાવા ગયા. ૯૦

નગરલોક પાછા વળીયા, ફર્યા આંસુ ભરતા નિશાળીયા,
સુદામાને કહે અવિનાશ, મિત્ર અમારો લેજો તપાસ. ૯૧

**સુદામા-** જેમ તેમ ફરી ફરી મળજો એકવાર, એમ કહી ચાલ્યા જુગદાધાર.
**ચરિત્રનો** પોતાને ગામ સુદામો ગયા, તે ભક્તરાજ અજાચી થયા. ૯૨
**બીજ-** તેહનું દરિદ્ર છેદશે જાદવરાય, કથા કહેવાશે એંશીમે અધ્યાય. ૯૩
**નિક્ષેપ.**

વલણ.

રામ નામ નિર્મળ ઘણું, લેતાં દુકૃત જાય રે;
ભટ પ્રેમાનંદ કહે, થયો પિસ્તાળીસમો અધ્યાય રે ૯૪



૩૯ મિષે-એ નિમિત્તે બીજ રોપવું તે બીજ નિક્ષેપ. આટલેથી નાયકનું ઓળખાણ કરાવનારી પ્રસ્તાવના કરી, દારિદ્ર ટાળ્યાનો પ્રસંગ સ્વતંત્ર કાવ્યમાં કવિએ ગાયો છે, જે 'સુદામાચરિત્ર' નામે સુપ્રસિદ્ધ છે.

મહાકવિ પ્રેમાનન્દ કૃત

# સુદામાચરિત્ર

## કડવું ૧ લું.

રાગ કેદારો

મંગલા- શ્રી ગરુદેવ ને ગણપતી, સમરુ અંબાને સરસ્વતી,
ચરણ: પ્રબળ ગતિ, વિમલ[1] વાણી પામીએ રે. ૧

[2]રમારમણ હૃદેમા રાખુ, ભગવદ્‌લીલા ભાખુ,
ભગતીરસ ચાખુ, જે ચાખ્યો શુકસ્વામીએ રે ૨

ઢાળ

શુક સ્વામી કહે સાંભળ રાજા, પરીક્ષત પુણ્ય પવિત્ર,
દશમસ્કંધ અધ્યાય એશીમે, કહુ સુદામાચરિત્ર. ૩

સાદીપનિ રૂખી સુરગરુ સરખા,[3] અધ્યાપક મહંત,
વડો તેહેને મઠ ભણવાને આવ્યા, હળધર ને ભગવંત. ૪

વિદ્યાર્થી તેહેની નિશાળે વડો વિદ્યારથી, રૂખી સુદામો કહાવે,
સુદામો પાટી લખી દેખાડવા રામકૃષ્ણ, સુદામા પાસે આવે. ૫

સુદામો, સામલ, સંકરસણ, અન ભીખ્યા કરી લાવે,
એકઠા બેસી અશન કરે તે, ભૂધરને મન ભાવે. ૬

[4]સાથે સ્વર બાંધીને ભણતા, થાય વેદની ધુન્ય,
એક સાથરે[5] સેન કરતા, મોરલીધર, [6]બળ, મુન્ય. ૭

ચોસઠ દહાડે[7] ચઉદ વિદ્યા, શીખ્યા એક ભાઇ;
[8]ગુરુસુત ગુરુદક્ષણામાં આપી, વિઠ્ઠલ થયા વિદાઇ. ૮

શ્રી કૃષ્ણ સુદામો ભેટી રોયા, બોલ્યા વિશ્વાધાર;
માનુભાવ ફરીને મળજો, માગું છઉં એકવાર. ૯

ગદ્ગદ્ કંઠે કહે સુદામો, માગું દેવ મોરારિ,
સદૈવ તમારા ચરણ વિષે જાઇ, [9]મનસા રહેજો માહારી ૧૦

સુદામાનો [10]મથુરામા શ્રીકૃષ્ણ પધાર્યા, પૂરી દ્વારીકા વાગી.
ગૃહસ્થા- સુદામે ગૃહસ્થાશ્રમ માંડયો, મન જેનું સંન્યાસી. ૧૧
શ્રમ: [11]પતિવ્રતા પત્ની વ્રતપાવન, પરમેશ્વરને પ્રીછે;
સ્વામી-સેવાનું સુખ વાંછે, માયાસુખ નવ ઇછે. ૧૨

દશ બાળક થયા સુદામાને, દુઃખ દરિદ્રે ભરીયાં;
શીતલાએ અમીછાટો નાખ્યો, થોડે અન્ને ઉછરીયાં. ૧૩

અજાચીકવ્રત પાળે સુદામો, હરિ વિના હાથ ન ઓડે;
આવી મળ્યુ તો અશન કરે, [12]નહિ તો ભૂખ્યા પોઢે. ૧૪

મુનિનો મહિમા કો નવ લહે, સઉ મેલો ઘેલો દરિદ્રી કહે;
વૈજ્યા વિના કોહો કોણ આપે, સમુદ્રની પેરે દરિદ્ર વ્યાપે. ૨

ભીખ્યાનુ કામ કામની કરે, કોના વસ્ત્ર પખાળે 'ને પાણી ભરે,
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોખે સ્ત્રીજન. ૩

ઘણા દિવસ દુ:ખ એનુ સહ્યુ, પછે પૂરમાથી અન્ન જતુ રહ્યુ,
બાલકને થયા બે ઉપવાસ, તવ સ્ત્રી આવી સુદામા પાસ. ૪

હું વિનવુ જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ નાથ,
બાલક ભૂખ્યા કરે રૂદન, નગરમા નથી મળતુ અન્ન ૫

ન મળે કંદ, મૂળ કે ફળ, બે દિવસ થયા લેઇ રહે જળ;
સુખ-સેજ, ભૂખણ, પટકૂળ, તે કાહાથી હરિ નથી માનુકૂળ ૬

ભૂખ્યા બાલક જુએ માત મુખ, સ્ત્રી કહે સ્વામીને દુ:ખ;
સંસારનો કહેતામા લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘરભણી. ૭
તાદૃશ
ચિતાર: ધાતુપાત્ર નહિ કર સાહાવા, સાજુ વસ્ત્ર નથી સમ ખાવા;
જેમ જળવિણ વાડી ઝાડુઆ, તેમ અન્ન વિણ બાળક બાડુઆ ૮

વાયે ટાઢ બાલકડા રૂએ, ભસ્મમાહે પેસીને સૂએ,
હુ તે ધીરજ કેઇ પેરે ધરૂ, છોકરાનુ દુ:ખ દેખીને મરૂ. ૯

નીચા ઘર ભીંતડીયો પડી, શ્વાન માજાર આવે છે ચડી,
અતીત ફરીને નિરમુખ જાય, ગવાનક નવ પામે ગાય. ૧૦

પકરો છો ગાર્હપત્યની સેવ, નૈવેદ વિના પૂજો છો દેવ,
પૂન્ય પર્વણી કો નવ જમે, જેવો ઉગે તેહવો આથમે. ૨૧

આ બાળક પરણાવવાં પડશે,[૭] સત્કુલની કન્યા કાંહાંથી જડશે;
સરાધ, સમચરી સહુ કો કરે, આપણા[૮] પિત્રી નિરમુખ ફરે. ૧૨

અન્ન વિના બાલક માગે [૯]વાગલા, તો કાહાથી ટાપી આંગળાં;
અબોટીઉં ધોતીઉં[૧૦] નવ મળે, સ્નાન કરોછો શીતલ જલે. ૧૩

વાધ્યા નખ ને વાધી જટા, માહે ઉડે રક્ષાની ઘટા;
દર્ભ તણી ત્રુટી સાદડી, તે ઉપર નાથ રહો છો પડી. ૧૪

બીજે ત્રીજે પામો છો આહાર, તે મુજને[૧૧] દહેછે અંગાર,
હું તો દરિદ્ર સમુદ્રમા બૂડી,[૧૨] હેવાતણમા અકકેકી ચૂડી. ૧૫

સોભાગના નથી શણગાર, નહિ કાજળ, કીડીયાં હાર;
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યુ સુકું. ૧૬

હું પૂછું છું લાગીને પગે, એવડું દુઃખ સહીશું કાંહા લગે;
**યાચના** [૧૩]દાહાડી તમો કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર. ૧૭

**માટે વિ-** જે રહે કલ્પવૃક્ષની તળે, તેહેને શી વસ્તુ નવ મળે;
**નવણી:** જે જીવ જલમા ક્રીડા કરે, તે[૧૪] પ્રાણી કેમ તરશે મરે. ૧૮

જે પ્રગટ કરી સેવે હુતાશ, તેહેને શીત આવે કયમ પાસ;
અમૃતપાન કીધું જે નરે, તે જમકિંકરનો ભે કયમ ધરે. ૧૯

જેને સરસ્વતી જીભે વશી, તેહને [૧૫] અધ્યયન ચિંતા કશી;
સદ્ગુરુના જેણે સેવ્યા ચરણ, તેહેને[૧૬] ગાનું માયાવરણ. ૨૦

જેણે જાહાનવી સેવી સદા, જનમમરણની શી આપદા;
જેહેનું મન શ્રી હરિચરણે વસ્યું, તે પ્રાણીને[૧૭] પાતક કશું. ૨૧

જેહને સ્નેહ શામળીયા સાથ,[૧૮] તેહને ઘર ન ઘટે અનાથ;
છેલ્લી વિનતિ દાસી તણી, પ્રભુ પધારો ભૂધર ભણી. ૨૨

---

૭ 'સતકુલ' હા. દો. પ્ર. 'શુકલ' પ્ર ૨. ૭. ૮. 'પૂર્વજ' પ્ર. ૨. ૧૦. ૯ 'વેવલાં' પ્ર ૫. ૧૦ 'નહાવા' શબ્દ વધારે મૂકયો છે. પ્ર ૯. ૧૧ 'દે' પ્ર. ૭. ૯. ૧૨ 'આ હાથે ચૂડી એકકે નવ ચડી' પ્ર. ૩. ૮. 'એવાતણમાં એકજ ચૂડી' હા. દો. પ્ર. ૧૩ 'તમે કરોછો નેત્ર ભરીવાર' પ્ર ૫. 'તમે દહાડી કરોછો ભરીભાર' પ્ર. ૩. ૧૪ 'પાણીમાં' પ્ર. ૩. ૧૫. 'અધ્યાપક' પ્ર. ૪. ૬, ૯ 'અધ્યાત્મ' હા. દો. પ્ર. ૧૬. 'શી માયાને વરણાવરણ' પ્ર ૨ ૧૭ 'પ્રાયશ્ચિત' ૧૮ 'તેહેનુ ઘર નવ હોય અનાથ' હા. દો. પ્ર.

ચઉદ લોકનો એ માહારાજ, બ્રાહ્મણને બીખતાં શી લાજ. ૨૩

વલણ.

લાજ ન કીજે નાથ, માધવ મનવાછિત ફળ આપશે,
કીરપા રૂપી[૧૯]કુહાર આપી, દરિદ્રનો દ્રુમ કાપશે. ૨૪

## કડવું ૩ જું.

રાગ ગોડી.

**પતિપત્નીનો યાચના સંબંધી યુક્તિવાદ:**

જાદવરાયને જાચો જઈ, હું લાગું તમારે પાય;
[૧]ધન નહિ જડે તો ગોમતી મરજન, દર્શન ફળ નહી જાય
ભાવડ ભાગશેરે. ૧
સુદામો કહે,[૨] વિપ્રને નથી માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ મૂકી, માગતા જીવ જાય (
મામ ન મૂકીએરે. ૨

ઉદર કારણે નીચ કને જઈ, કીજે વિનય પ્રણામ;
તો આ સ્થાનક છે મળવા તણું, મામે વણસે કામ—ભાવડ ૩

જાદવ સઘળા દેખતા કેમ, ઓડું જમણો હાથ,
[૩]હું દુર્બળનું રૂપ દેખીને, લાજે લક્ષ્મીનાથ—મામ. ૪

[૪]પ્રભુ, પુરુષ તે જે ઉદ્યમી,[૫] જઈ કરે પોતાનું કાજ,
એ બ્રાહ્મણનું કુલકર્મ છે, તો બીખતા શી લાજ—ભાવડ. ) ૫

---

૧૯. પ્ર. ૧ મા 'કૃપારૂપી કોહાર' એમ લખ્યું છે; પણ કાપવાની વાત છે તેથી 'કુહાર' શબ્દ જ ઠરે એમ લાગે છે. પ્ર. ૬ માં 'કોવાડે' એવો સ્પષ્ટ પાઠ છે. વલણની બીજી લીટી પ્ર. ૨ માં 'પ્રીત જાણી પુરૂષોત્તમજી, ભવનીભાવઠ ભાંગશે' એમ આપી છે.

પ્ર. ૪ મા રાગ સામેરી લખ્યો છે; અને 'કે' શબ્દ 'ભાવઠ ભાગશેરે' પહેલાં મૂકેલો હોય છે ૧ 'ગોમતી દર્શન.ફલ નાહાનું નહી જાય' પ્ર ૪ 'ફલ માર્જનનું નહી જાય' પ્ર. ૯ 'ગોમતીમાં જઈ' કા. દો. પ્ર ૨ 'સીને' કા. દો. પ્ર. ૩ 'દુર્બળ મિત્રનું' પ્ર. ૧ ૪ 'પુરૂ' તે ઉદ્યમ કરે.' પ્ર. ૭. ૫. જોઈ પ્ર. ૧૦.

અંતરજામી અજાણ નથીર, શ્રી તમને કહું વારંવાર;
દશમાસ ગર્ભવાસ પ્રાણીની રક્ષા કરે મોરાર-મામ. ૬
શો ઉદ્યમ કરીએ એવું જાણી, સંતોષ આણીએ મન,
સુખ લીલામા હરિ વિસરે, ભાવ થાય આપણો ભિન્ન-મામ. ૭
જાચવા ન જઇએ ને પડી રહીએ તો કયમ ઉગે પરિવાર,
એક વાર જાઓ જાચવા, તમને નહિ કહુ બીજી વાર૦ભાવક ૮
રાજા થકા વિભીક્ષણે જઇ, જાચ્યા શ્રી જુગદીશ,
અખડ પદવી પામીયા, ધર્યું મેધાડબર શીશ ભાવક ભાગરોરે. ૯
જોડવા પાણી ને દીન વાણી, થાય વદન પીળુ વરણ,
એ ચિહ્ન છે જાચકતણા, જાચવાથી રુડુ મરણ-મામ. ,
જગતના મનની વારતા જાણે, અતરજામી રામ,
ઈહા બેઠા નવનીધ આપશે, તાહા ગયાનુ શું કામ-મામ. ૧૧
સુદામો કહે નારને, કયમ ચાલે માહારા પાય,
મિત્ર આગળ મામ મુકીએ, ધિક્ક પડો માહારી કાય-મામ. ૧૨
કહેવું 'નહી પડે કૃષ્ણજીને, નથી અતરજામી અજાણ,
ઘટઘટમા વ્યાપી રહ્યો છે, પૂરણ પુરુષ પુરાણ-ભાવક. ૧૩
કશ ભારા ગર્ભ નિવાસ પ્રાણી, શો કરે ઉદ્યમ,''
એવું જાણી સતોષ આણો, હરિ નિસારશે ભ્રમ-મામ. ૧૪
તમો જ્ઞાની, ત્યાગી, વેરાગી છો, પડિત ગુણભડાર,
હું જાગતે જીવતે કેમ કરી, નીચ નારીનો અવતાર. ભાવક. ૧૫

## કડવું ૪ થું.

રાગ રામગરી

**સાંત્વન અને બોધ**

પછે સુદામોજી બોલીઆ, સુણ સુંદરી રે
હુ કહુ તે [1]શીખ માન, ઘેલી કોણે કરી રે,
જે નિર્મ્યું છે તે પામીએ, સુણ સુંદરી રે
વિધિરે લખી વૃદ્ધિ ને હાણ ઘેલી કોણે કરી રે

[2]સુકૃત દુકૃત મેઉ મિત્ર છે, સુણ સુંદરી રે
તે જાય આત્માને સાથ, ઘેલી કોણે કરી રે,
દીધા વિના નવ પામીએ, સુણ સુંદરી રે
નથી આપ્યુ જમણે હાથ, ઘેલી કોણે કરી રે

જો ખડધાન ખેડી વાવીયે, સુણ સુંદરી રે
તો ક્યાહાથી નિપજે શાળ, ઘેલી કોણે કરી રે,
જળ વહી ગયે શી શોચના, સુણ સુંદરી, રે
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કોણે કરી રે,

એકાદશી વ્રત નવ કર્યાં, સુણ સુંદરી રે
નવ કીધા તીર્થોપવાસ, ઘેલી કોણે કરી રે,
અગની તૃપત કીધા નહિ, સુણ સુંદરી રે
નહિ શ્વાન વાયસ ગોગ્રાસ, ઘેલી કોણે કરી રે

બ્રહ્મ ભોજન કીધા નહી, સુણ સુંદરી રે
નથી કીધા હોમ હવન, ઘેલી કોણે કરી રે,
અતીત [4]નિરમુખ વાળીયા સુણ સુંદરી રે
તો ક્યાહાથી પામીયે અન્ન, ઘેલી કોણે કરી રે ૫

પ્રીતે હરિપ્રસાદ લીધો નહી, સુણ સુંદરી રે
[5]દૂતરો ન મીધો આહાર, ઘેલી કોણે કરી રે,

---

૧ 'શિખામણ' હા દો. પ્ર. ૨ આ બે લીટી સાત પ્રતમાં છે, અને તે મૂળનો ભાગ હોય એમ દર બીજી અને ચોથી લીટીના અનુપ્રાસ-ઉપરથી લાગે છે અહી 'આત્માને સાથ' અને 'જમણે હાથ' એ પ્રાસ છે દરેક ટુંક ચાર લીટીની છે ૩ 'જાયે પ્રાણને આત્મા સાથ' પ્ર ૧ 'જાયે દેહ આત્મા સાથે' પ્ર ૩ 'સુણ્યા ને જાય આત્મા સાથ' પ્ર. ૪. ૯. ૪ 'નિર્મૂળ હા દો પ્ર ૫ 'નિત્ય અશુધ્ધ' હા દો પ્ર 'હવિષાન પ્ર ૮.

આ [6]દુર્ભર પેટ અન્ને ભર્યાં, સુણ સુંદરી રે
છૂટ્યા પશુ તણો અવતાર, ઘેલી કોણે કરી રે ૬
સંતોખ અમૃત ચાખીયે, સુણ સુંદરી રે
હરિચરણે સોપો મન, ઘેલી કોણે કરી રે;
ભક્તિએ નવનીધ પામીયે, સુણ સુંદરી રે
ધરો ધીર તમે સ્ત્રીજંન, ઘેલી કોણે કરી રે ૭

**પતિવ્રતા - નો પ્રત્યક્ષ વાદ-અન્ન- મહિમા.**

આખ્ય ભરી અબળા કહે, રૂખીરાયજી રે,
માહારૂં [7]જડ થયું છે મન, લાગું પાયજી રે;
એતો જ્ઞાન મને ગમતું નથી, રૂખીરાયજી રે,
સ્હે બાળક લાવો અન્ન, લાગું પાયજી રે. ૮

કોને અન્ન વિના ચાલે નહી, રૂખીરાયજી રે,
મોહોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજી રે,
અન્નવિના [8]ભગતી સૂઝે નહી, રૂખીરાયજી રે,
જીવે અન્ને આખું જગત, લાગું પાયજી રે ૯

શિવે અન્નપૂર્ણા ઘેર રાખીયાં, રૂખીરાયજી રે,
રવિએ રાખ્યું અખે પાત્ર, લાગું પાયજી રે;
[9]સપ્તરૂખી સેવે કામધેનુને, રૂખીરાયજી રે,
તો આપણે તે કોણમાત્ર, લાગું પાયજી રે. ૧૦

સુર સેવે કલ્પવૃક્ષને, રૂખીરાયજી રે,
મનવાછિત પામે આહાર, લાગું પાયજી રે.
ધર્મ, પ્રાણ અન્ન વિના નહી, રૂખીરાયજી રે,
ઉભો અન્ને સકલ સંસાર, લાગું પાયજી રે. ૧૧

[10]દેરાતું ફળ જાશે નહી, રૂખીરાયજી રે,
જઇ જાચો કૃષ્ણ બળદેવ, લાગું પાયજી રે;
ભાલે અક્ષર લખ્યા દરિદ્રના, રૂખીરાયજી રે,
ધોશે ધરણીધર તતખેવ, લાગું પાયજી રે. ૧૨

વલણ.

તતખણ ત્રિકમ છેદશે, દારિદ્ર કેરા ઝાડ રે;
પ્રાણનાથ પધારો દુવારીકા, હું માનું તમારો પાડ રે. ૧૩

## કડવું ૫ મું.

રાગ રામગરી.

કહે [1]ગર્ભ-જોગી સાભળો રાયજી, ફરી ફરી પ્રેમદા લાગે પાયજી;
વિપ્ર સુદામો આપ વિચારેજી, નિશ્ચે જાચવા જવુ પડશે માહારે જી. ૧

ઢાળ.

**યાચવા** જાવું પડશે સરવથા, ઘણું રૂએ અબળા રાંક,
**જવાની** અન્ન વિના અર્ભક વલવલે તો [2]વામાનો શો વાક. ૨
**તૈયારીઓ** પતની પ્રત્યે કહે સુદામો, [3]તમો છીલા ને હાર્યાં છુંય,
કહો ભામની ભગવતને જઇ, ભેટ આપું શુંય. ૩
કાકા કહીને નિકટ આવે, શ્રીકૃષ્ણ સુત સમુદાય;
તે ખાવું માગે, [4]લાજ લાગે, શું મૂકું કરમાય ૪
સુણી હરખ પામી પ્રેમદા, ગઈ પાડોશણની પાસ;
બાઇ આજ કારજ કરો માહરૂં, [5]તો હું વણમૂલે લીધી દાસ. ૫
દ્વારામતી અમ પતિ પધારે, જાચવા જાદવ રાય,
અમો [6]બમણુ કરીને આપશું, કાઇ ઉછીનુ આપો માય. ૬
**ભેટની** તે પાડોશણને દયા આવી જો દુર્બલ આવી માગવા;
**માવજત.** સુપડું ભરીને રૂખીપતનીને, તેણે આપ્યા કાગુવા. ૭

[૭]ઉખળમાં ધણું ઓખણ્યાં, આંહે થકી કાઢયાં બીજ;
તગતગ કરતા તાંદુલ નિસર્યા, રૂખીજી પામ્યા રીઝ. ૮

મારગમાં [૮]છોડાય નહી છે ત્રિકમનાં તાંદુલ;
લઇ જાવા [૯]જુગતે કરી, નથી બાંધવા પટકુળ ૯

ઉપરા ઉપરી બાંધણુ કીધાં ચીયરાં દશ વીશ;
રતનની પેરે જતન કીધું જ્યમ છોડતાં ચડે રીસ. ૧૦

રૂખી સુદામાને કહે બાળકડાં, કરીને રોતાં મુખ;
પિતાજી એવું લાવજો, જેણે જાય અમારી ભૂખ. ૧૧

એહવાં દીન વાયક સાંભળી, મુનિએ મેલ્યો નિ:શ્વાસ;
સુદામો કહે પુત્રને, પરિબ્રહ્મ પૂરશે આશ. ૧૨

**સુદામાનું પ્રયાણ:** રૂખી સુદામો સંચર્યા, સહુ વળાવી પરિવાર:
ત્યાગી, વૈરાગી વિપ્રને છે [૧૦]ભગતનો શણગાર. ૧૩

ભાલ તિલકને, માલા કંઠે [૧૧]મુખ રામ ભણતો જાય;
[૧૨]મુંછ કુછનું જાળું વાધ્યું, [૧૩]કુરૂપી દીસે કાય. ૧૪

પવન જટામાંહેથી ભસ્મ ઉડાડી, ધૂમ્ર મોટાનકોટ;
થાય [૧૪]ફટક ફાટાં ખાસડાં, ઉડે ધૂળના ગોટે ગોટ. ૧૫

[૧૫]ઉપાન રેણુએ અભ્ર છાયો, શું સૈન્ય મોહોટું જાય;
જે પંથી મારગમાં મળે, તે જોઇ વિસ્મે થાય. ૧૬

તેલ અંગે સ્વપને નહી, છે લૂખું રૂખિનું ગાત્ર;
એક હાથે ગ્રહી જ્યેષ્ટિકા, ને બીજે તુંબીપાત્ર: ૧૭

કોપીન જીરણુ વસ્ત્રનું, વનફૂલ કીધું પરિધાન;
ભાયેગ ભોણુ ઉદે થયો, કરશે શ્રીકૃષ્ણું આપે સંમાન. ૧૮

એમ અનેક ચૈષ્ટા પૂંઠળ થાય સુણી સુદામોજી હસતા જાય;
પૂઠે બાળક કાકરા નાખે, [6]રૂખીજી રામ કૃષ્ણ મુખથી ભાખે ૮

પાડે તાળી વજાડે ગાલ, [7]આંતરી વગે ઉછંછળા બાળ;
કોઇ વૃદ્ધ જાદવે દીઠા ૩ખી, સાધુની દ્રષ્ટ તેણે ઓળખી. ૯

તેણે બાળક સરવ મેલ્યાં ઢાંકી, પૂછ્યા સમાચાર ઉભા રાખી;
કોહો કૃપાનાથ કાહાંથી આવીયા,આ પુરમા કયમ કીધી મયા ૧૦

તવ પ્રીત વચન બોલ્યા ૩ખીજન, મુજને હરિ દર્શનનું મન;
તે જાદવે કીધો ઉપગાર, દેખાડી દીધું રાજદવાર. ૧૧

રાજમંદિર: હરિ મંદિર આવ્યા રૂખીરાય, [8]રહ્યા ઉભા નવ ચાલે પાય;
દવારપાળ દિગ્પાળ સમાન, [9]ધામ જ્યોત શું દ્વાદશ ભાણુ. ૧૨

શોભે હાટ ચઉટાનો ચોક, છજાં જરોખા બારી ગોખ;
અટારી જાળી મેડી માળ, જડિત કઠેરા ઝાકઝમાળ ૧૩

ચળકે કામ તે મીનાકારી, શું અમરાપુરી [10]નાખી ઉતારી;
સભા માહે ફટીક મણિના થંભ, થઇ રહ્યો છે નાટારંભ. ૧૪

મરદંગ [11]ઉપાંગ મધુરા તાલ, [12]ગુણીજન ગાયે ગીત રસાળ;
રમક ઝમક ત્યા ઘુઘરી થાય, તે સુદામોજી જોતા જાય. ૧૫

ધજા પતાકા કલશ બિરાજે, ઝાગડ ઝાંગડ નોબત વાજે;
વાજે શરણાઇ ભેર નફેરી, આણંદ [13]ઓચ્છવ શેરીએ શેરી. ૧૬

હરતા ફરતા [14]હીસે ઘોડા, તેહેને હેમ તણા અછોડા;
[15]ઉભા ઝૂલે મદના મદગળા, લંગર પાયે સોના સાકળાં. ૧૭

---

૬ ' સર્વ ગુણી દ્વિજવર સાખે ' પ્ર. ૩ ૭ ' પૂંઠે ફરી વળ્યાં નહાના બાળ ' કા. દો. પ્ર. ' ઉછાછળા ' પ્ર. ૪. ૮ ' હસા રસ્તે ચાલ્યું નવ જાય ' કા. દો. પ્ર. ૯ ' ધામ એટલે ઉગ્યા ભાણુ ' કા. દો. પ્ર. પ્ર. ૪ માં બારમી કડીથી કડવું પૂરૂં કરી, વચ્ચે વલણ મૂક્યું છે—' રચના દેખી રીઝયા ઘણું, ઋષિ થયા રળિયાત, નગ્ર દ્વારામતી નિરખીશું, જેથી વિશ્વ છે વિખ્યાત '; છતાં કડવાનો અંક બદલ્યો નથી. ૧૦ ' નાખું ઓવારી ' કા દો. પ્ર. ૧૧ ' ગાયે કિન્નરનાં ગીત રસાલ ' કા. દો. પ્ર ૧૨ ' ઉપર ' પ્ર. ૭ ૧૩ ' મંગળ ' કા. દો. પ્ર. ૧૪ ' હીંડે ' કા. દો. પ્ર. ' હસ્તી ફરતા બાંધ્યા ઘોડા ' પ્ર. ૫. ૧૫ ' ડોલે મદગળતા માતંગ ગજશાળાનો નવલો રંગ ' કા. દો. પ્ર. સ્વીકારેલા પાઠ પ્ર. ૧,૨,૩,૪,૫,૬,૮ માં છે.

હેમ કલશ ભરી લાવે પાણી, તે દાસી જાણે ઈંદ્રાણી;
છપ્પન કોટિ જાદવની સભા, તે નવ રાખે દાનવની પ્રભા. ૧૮
[16]અયુત જોદ્ધા ઉભા પ્રતિહાર, સાચવે સામળીયાનાં દ્વાર;
ભાગ્યની તાંહાં સુદામોજી ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે. ૧૯
સરખા- [17]ગહન દીસે છે કરમની ગતિ, અમે એક ગરુના વિદ્યારથી;
મણી: એ થે બેઠો પૃથવીપતિ, માહારા ઘરમાં ખાવા રજ નથી. ૨૦
રમાડતો ગોકુલ માંહે માંકડા, અમે ગરુને ઘેર લાવતા લાકડાં;
તે આજ બેઠો સંઘાસન ચડી, માહારે તુંબડી ને લાકડી. ૨૧
વળી રૂખીને આવ્યું ગનાંન, [18] હું અલ્પ જીવ એ સ્વયં ભગવાન;
એક વાર પામું દરશન, તો હું જાણે પામ્યો ઈંદ્રાસન. ૨૨
છે વિવેકી હરિના પ્રતિહાર, પૂછ્યા સુદામાને સમાચાર;
કોહો માનુભાવ ક્યમ કુરણા કરી, તવ સુદામે વાણી ઓચરી. ૨૩
છઉં દુરબળ બ્રાહ્મણનો અવતાર, માધવ સાથે છે મિત્રાચાર;
જે પ્રભુને કોહો માહારો પ્રણામ, આવ્યો છે વિપ્ર સુદામો નામ. ૨૪

વલણ.

નામ સુદામો જે કહ્યો, ગયો ઘરમાં પ્રતિહાર રે;
એક દાસી સાથે કહાવીયો શ્રીકૃષ્ણને સમાચાર રે. ૨૫

## કડવું ૭ સું.

રાગ મારૂની-દેશી.

શ્રીકૃષ્ણનું સતા સેજે શ્રી અવિનાશ રે, આઠ પટરાણી છે બે પાસ રે;
અંતઃપુર રખમણી તળાંસે પાય રે, શ્રી વૃન્દા ઢોળે છે વાય રે. ૧
ધર્યું દરપણ ભદ્રા નારી રે, જાંબુવતીએ ગ્રહી જલઝારી રે;
યક્ષ કર્દમ સત્યા સેવે રે, કાલંદ્રી અગર ઉસેવે રે. ૨

---

૧૬ 'અનંત' હા. દો. પ્ર. ૧૭ 'કઠણ' મ. છ ૧૮ 'અલ્પ જીવ હું એ સંગતાન' હા. દો. પ્ર.

[1]રુક્ષ્મણી તાંબુલ લાવે રે, [2]સતભામા બીડી ખવરાવે રે,
હરિ પોઢ્યા હિંડોળા ખાટે રે, પાસે પટરાણી છે આઠે રે. ૩

બીજી સોળ સહસ્ત્ર શત શ્યામા રે, કોય હંસગતિ ગજગામારે;
મૃગાનયણીકો એક ચકોરીરે, કોય શ્યામલડી કોય ગોરીરે. ૪

કોય મુગ્ધા બાલ કિશોરીરે, ખળકાવે કંકણ મોરીરે;
રૂપલાશી લે ચિત્તને ચોરીરે,[3] કોટે હાર, કંચુકી કોરીરે ૫

કોય ચતુરા ધરતી હાથરે, તેથી રીઝે વૈકુંઠનાથરે;
એક બીજીને વાત વાસેરે, સુરમા સરખી ઉભી પાસેરે. ૬

હરિ આગળ હરિગુણ ગાતીરે વસ્ત્ર પહેર્યાં છે નાના ભાતીરે;
સંગ મરદંગ તા ઘણા ગાજેરે,[4] શ્રી મંડળ વેણા વાજેરે. ૭

ગાંધવી કળા કોઇ કરતીરે,[5] કોઇ વાંકે અંબોડે ફરતીરે;
[6]ચતુરા નવ ચૂકે તાળીરે, બોલે મર્મ વચન મરમાળીરે. ૮

જેથી રીઝે શ્રી રણછોડરે, તેહેના પોહોચે વાંછિત કોડરે.
એમ થઇ રહ્યો થેઇથેઇકારરે,[7] રસ-મગન છે વિશ્વાધારરે ૯

**સુદામાનું આગમન** એવે દાસી ધાતી આવીરે, જોઇ નાથે પાસે બોલાવીરે;
બોલી સાહેલી શીશ નામીરે, દ્વારે દ્વિજ આવ્યો કોઇ સ્વામીરે ૧૦

**નિવેદન:** નોહે નારદ અવશ્યમેનરે, નોહે વસિષ્ઠ ને વામદેવરે;
નોહે દુરવાસાને અગસ્તરે, મે તો જોયા રૂખી સમસ્તરે. ૧૧

નોહે વિશ્વામિત્ર કે અત્રિરે, નથી લાવ્યો[8] કોઇની પત્રીરે;
દુરબળ દરિદ્રી સરખો ભાસેરે, એક તુંબીપાત્ર છે પાસેરે. ૧૨

પિંગળજટા ભસમે ભરીયોરે, કો ક્ષુધા રૂપણી સ્ત્રીએ વરીયોરે;
શેરીયે ઉભા છે થોકાથોકરે, તેને જોવા મળ્યા બહુ લોકરે. ૧૩

તેણે કાહાવીઉં કરી પ્રણામરે, માહારૂં વિપ્ર સુદામો છે નામરે;
એહવું દાસીએ કહ્યું કરજોડરે,[9] હું હું કરી ઉઠ્યા રણછોડરે. ૧૪

---

૧ 'નાગ્નિજીતા દાર સોહાવેરે' પ્ર ૩,૯ ૨ 'ચંદ્રચકોરી' કા. દો પ્ર. ૩ 'કોઇ શ્યામ છબીલી કો ઘોરીરે' પ્ર. ૪ ૪ 'વેણુવંસ' પ્ર. ૯ ૫ 'ફરકે અંબર ઘુમર ફરતીરે', પ્ર. ૩ 'અંબર તાકા કર ધરતી રે', પ્ર. ૬ ૬ 'મેનકા, ઉર્વશી, ઘૃતાચી રહે આસુંભીરે, તે તો નવ શકે સંગે નાચીરે પ્ર. ૩,૪,૬ ૭ 'રાસમગ્ન' પ્ર. ૨ ૮ 'ચિઠ્ઠી' કા. દો. પ્ર ૯ 'દાસીનો

શ્રીકૃષ્ણ: માહારો વ્હાલો સ્નેહી સુદામોરે, હું દુઃખીઆનો વિસામોરે,
નો સ્નેહ ઉઠી ધોયા જાદવરાયરે: નવ પહેર્યા મોજાં પાયરે. ૧૫

ઉછળ્યો! પીતાંબર ભોમ ભરાય રે, જઇ રૂખમણી ઉચ્યું સોહરે;
અતિ આણંદે ફૂલી કાયરે, હરિ દોડીને શ્વાસે ભરાયરે. ૧૬

દર્શન પડે ન એક થાયરે, એક પળ તે યુગ[૧૦] વહી જાયરે;
સ્ત્રીઓને કહી ગયા ભગવાનરે પૂજાથાળ કરો સાવધાનરે. ૧૭

હું જે ભોગવું રાજ્યાસનરે, તે તો એ બ્રાહ્મણનું પુન્યરે;
જે નમશે એહના ચરણ ઝાલીરે, તે નારી સહુપેં મુને
વાહાલીરે. ૧૮

સ્ત્રીઓનું: તવે સ્ત્રી સહુ પાછી ફરતી રે, સાંનથી પૂજાની કરતી રે,
કૌતુક: સહુ કહે માંહોમાંહી બાઇ રે, કેહેવા હશે શ્રીકૃષ્ણના ભાઇ રે. ૧૯

જેને શામળીયા શું સ્નેહ રે, હશે કંદર્પ સરખો દેહ રે;
લેઇ પૂજાના ઉપહાર રે; [૧૧]આવી ઉભી રહી મધ્ય દ્વાર રે. ૨૦

બાઇ લોચનનું સુખ લીજે રે, આજ[૧૨] જેહનું દરશણ કીજે રે;
શુકજી કહે સાંભળ રાય રે, શામળીયોજી મળવાં જાય રે. ૨૧

છબીલોજી તે છૂટી ચાલે રે, મૂકી દોટ તે દીન દયાળે રે;
સુદામે દીઠા કૃષ્ણદેવ રે, છૂટયાં આંસુ શ્રાવણ[૧૩]નેવ રે. ૨૨

જુએ કૌતુક ચારે વર્ણ રે. ક્યા આ વિપ્ર ક્યાં અશરણ-શરણ રે;
જુએ દેવ વિમાને ચડીયા રે, પ્રભુ આવીને પાયે પડીયા રે. ૨૩

મિત્ર-ભેટ: હરિ ઉઠાડયા ગ્રહી હાથ રે, રૂખીજી લીધા રૂદયા સાથ રે;
[૧૪]ભુજ બંધન વાંસા પૂઠે રે, પ્રેમનાં આલંધન નવ છૂટે રે. ૨૪

પછે મુખ અન્યો અન્ય જુએ રે, હરિનાં આંસું સુદામોજી લુહે રે;
તુંબી પાત્ર ઉભાવીને લીધું રે, [૧૫]દાસત્વ દયાળે કીધું રે. ૨૫

રૂખી પાવન કર્યું મુજ ગામ રે, હવે પવિત્ર કરો મમ ધામ રે;
તેડી આવ્યાં વિશ્વાધાર રે, મંદિર માહી હરખથી અપાર રે. ૨૬

હસ્ત ઝાલી હરખે મોરારિ રે, જોઇ હાસ્ય કરે સહુ નારી રે;
ઘણું વાંકા બોલાં સતભામા રે, આવા કુદરા મિત્ર સુદામા રે. ૨૭

હરિ તેહને ઉઠી શું ધાયા રે, ભલી નાહનપણાની માયા રે;
ભલી જોવા સરખી જોડી રે, હરિને [૧૬]સોધો એને રાખોડી રે. ૨૮

કોઇ બાલક બહાર નિસરશે રે, તે તો જોઇ કાકાને છળશે રે.
વળતાં બોલ્યા રૂખમણી રાણીરે, તમો બોલો [illegible]ા શું જાણી રે.૨૯

વલણ.

શું બોલો છો વિસ્મે થઇ, હરિ ભક્તને ઓળખો નહી;
બેસાડયા મિત્રને સેજ્યા ઉપર, ઢોળે વાય હરિ ઉભા રહી. ૩૦

## કડવું ૮ મું.

રાગ નટ.

અતિથિ ભગત આધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સત્કાર સુખ સેજાએ રૂખીને બેસાડયા, ચમર કરે ચક્રપાણી. ભગત. ૧

અને ભક્ત નેત્ર સમસા નાથે કીધી, આવ્યાં આઠ પટરાણી;
વત્સલતાઃ મંદમંદ હસે સતભામા, આધો [૧]પાલવ તાણી. ભગત. ૨

કનકની થાળી હેઠલ મેહેલી, રૂખમણી નાંખે પાણી;
સુદામાના પાગ પખાળે, હાથે સારંગપાણી. ભગત. ૩

જેના નાભિ કમળથી બ્રહ્મા પ્રગટયા, આ જગ પળમાં કીધું;
જેણે મુખમાહે જગત દેખાડ્યું, [૨]માતાનું મન બીધું. ભગત. ૪

વિશ્વામિત્ર જે મહાતપસી, તેહેને દોહલે દરસણ દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક [૩]લીધું. ભગત. ૫

---

૧૬ ' હાથે સઘળે રાખોડીરે ' પ્ર. ૧, ' હરિને નહીતર શાતી ખોડરે ' પ્ર. ૪, ' હરિને શ્યામતા એને રાખોડીરે ' પ્ર. ૩.

રાગ સોરઠી પ્ર ૩ અને ૫ માં લખ્યો છે. પ્ર. ૪ માં કેદારો છે. ૧ ' ઘુંઘટ ' હા. દો. પ્ર. ' અંબર ' પ્ર. ૫ ૨ ' માતાનું મન હરી લીધું ' પ્ર. ૧,૮ ' માતા પ્રસન્ન કરી લીધી ' પ્ર. ૪. ૩ ' પીધું ' હા. દો. પ્ર. કડી ૩ અને ૬ પ્ર. ૧,૨,૩,૮,૯ માં હોવાથી દાખલ કરી છે.

ષોડસો પ્રકારે પૂજા કીધી, અગર ધૂપ ધૂમાય;
કર જોડી પ્રદખણા કીધી, હરિને હરખ આસુ થાય. ભગત. ૬
ઓઢાડવાની જે પીત પછેડી, તેણે લોર્યા રૂખીના પાય;
ઉભા રહી વીંજણો કર સાહી, વિપ્ર ઢાળે વાય. ભગત. ૭
થાળી ભરી વૈદર્ભી લાવ્યા, ઘૃત શાક પાક પકવાન;
સરકગ જુગત રૂખીને તાહા, કરાવ્યા પયપાન ભગત. ૮
સુખ આચમન કરીને ઉઠયા, પ્રીતે ખવરાવ્યાં પાન,
વાધ્યું તે પરસાદ પ્રમાણે, આરોગ્યા શામળવાન. ભગત. ૯
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે,
ફરી ફરી મુખ જુએ રૂખીનું, હરખ મુકુંદને વ્યાપે. ભગત. ૧૦
સુદામાને ચના મોહોટી થરથર કાયા કાંપે,
પેલી ગાંઠડી તાંદુલ તણી, તે જંગા તળે લે ચાંપે ભગત. ૧૧

વલણ.

ચરણ તળે શું ચાપી રાખો, ગાંઠડી તાંદુલ તણી રે,
પ્રેમાનન્દ પ્રભુ પરમેશ્વરને, જાણવાની ગત છે ઘણી રે. ૧૨

શરીર પ્રજાળ્યું જોગથી, [3]તપે દુઃખે દેહી;
શે દુઃખે તમે દુબળા, માહારા પુરવ સનેહી. ગોવંદ. ૪

શત્રુ કો માથે થયો, ઘણા દુઃખે દાધા;
કે[4] ઉપરાજ્યું ચોરીએ ગયું, તેણે નહી સુખ શાતા ગોવંદ. ૫

કાંઇ ધાતુપાત્ર ઠને નહી, આવ્યા તુંબડું સાહી;
વસ્ત્ર નથી શેં પેહેરવા, માહરા બાળ સનેહી ગોવંદ. ૬

કે સુખ નથી [5]સંતાનનું, કોહોજી કરમને દોષે;
ભાભી અમારાં વઢકણા, તે શું લોહીડું શોષે. ગોવંદ. ૭

કે શું ઉદર ભરાતું નથી, તેણે સકી દેહી;
એ દુઃખમાં કીયું દુઃખ છે, માહરા પુરવ સનેહી. ગોવંદ. ૮

પછે સુદામોજી બોલીયા, [6]લાજે શીશ નામી;
તમને અજાણી શી વારતા, છો અંતરજામી. ગોવંદ. ૯

મુને મોહોટું દુઃખ[7] વિજોગનું, નહી શ્રી કૃષ્ણ પાસે;
આજ હરિ હુને જો મળ્યા, પિંડ પુષ્ટજ થાશે. ગોવંદ. ૧૦

[8]જેહને તમારૂ સમરણ છે, તેને ચંતા કેહી;
સુખ દુઃખ બેહુ સમાન છે, માહારા અતિ રે સનેહી. ગોવંદ. ૧૧

ગોઠ સુણી ગોવંદની, સુખ પામ્યો દેહી;
એ સુખ નથી સ્વરગ વૈકુંઠમાં, માહારા બાળ સનેહી ગોવંદ. ૧૨

## કડવું ૧૦ મું.

રાગ શામગરી.

**વિદ્યાર્થી** પછે શામળીયોજી બોલીયા, તુને સાંભરે રે;
અવસ્થાનું હાજી[1] નહાનપણાનો નેહ, મુને કેમ વિસરે રે.

**મીઠું** - આપણ બે મહિના ભેગા રહ્યા, તુનેઃ હાજી સંદીપના ઘરમાંહે,
સ્મરણ. મુને-૧

---

૩ 'તેણે દુર્બળ' પ્ર. ૩ ૪ 'કાંઇ' કા. દો. પ્ર. ૫ 'સંસારનું' પ્ર. ૭, કા. દો. પ્ર. ૬ 'પ્રભુને' કા. દો. પ્ર. ૭ 'ગૃહસ્થાશ્રમનું' પ્ર. ૮

૮ કડી ૧૧,૧૨ મ્હારી પ્રતમાં હોવાથી, અને સંવાદના ઉપસંહાર જેવી લાગવાથી દાખલ કરી છે.

૧ 'નહાનપણાની પેરૅ' કા. દો. પ્ર.

આપણુ અંનભીખ્યા ફરી લાવતા, તુનેઃ મળી જમતા ત્રણે ભ્રાત, મુને;
આપણુ સુતા એક સાથરે, તુનેઃ સુખ દુઃખની કરતા વાત. મુને–૨

પાછલી રાતના જાગતા, તુનેઃ હાજી કરતા વેદની ધુન્ય, મુને;
ગરૂ આપણા કહી ગામ ગયા, તુનેઃ હાજી[૨] જાચવા કોઇક ભૂપ.
મુને.–૩

કામ દીધું ગોરાણીએ, તુનેઃ કહ્યુ લઇ આવોને કાષ્ટ, મુને.
શરીર આપણાં ઉકળ્યા, તુનેઃ હાજી [૩]માથે તપ્યો અરીષ્ટ, મુને. ૪

[૪]ગોરાણીએ ખાવું બંધાવીયું, તુનેઃ ચણા પોચા વળી સાર, મુને;
તમો છાના આરોગીયા, તુને, તમે કહ્યો દરિદ્ર માહારાજ, મુને ૫

ખાધે કહોવાડા ધર્યા, તુનેઃ ઘણું દૂર ગયા રણછોડ, મુને;
આપણુ વાદ વધા [૫]ત્રણે બાંધવા, તુનેઃ હાજી ફાડયું મોટું
ખોડ, મુને. ૬

ભારા બાધ્યા દોરડે, તુનેઃ હાજી આવ્યા ભારે મેહ. મુને;
શીતળ સમિર વાયો ઘણું, તુનેઃ ટહાડે થરથર ધ્રુજે દેહ, મુને. ૭

[૬]નદી નાળે પૂર આવીયા, તુનેઃ ઘન વરસ્યો મૂશળધાર, મુને;
[૭]આકાશ અંધારે આવર્યું, તુનેઃ થયા વીજ તણા ચમકાર.
મુને. ૮

ગરુજી ખોળવા નીસર્યાં, તુનેઃ કહે સ્વી તેં કીધો મહેર, મુને;
આપણુને રૂદયાશું ચાપીયા, તુનેઃ ગરુ તેડી લાવ્યા ઘેર, મુને. ૯

ગોરાણી ગાય દોહતાં, તુનેઃ હુતી દોણી માગ્યાની ટેવ, મુને;
નિશાળે બેઠાં હાથ વધારીયો, તુને હાજી દીધી દોણી તતખેવ,
મુને. ૧૦

ગરુપતનીને ગનાન થયું, તુને તેણે જાણ્યા જુગદાધાર, મુને,
ગરુ દખણામાં માગીયો, તુનેઃ હાજી મ્રત પામ્યો તેહેનો કુમાર,
મુને. ૧૧

મેં સાગરમાહે ઝંપાવીયું, તુનેઃ તમો શોધ્યા સાત પાતાળ, મુનેઃ
હું પંચજન શંખ લાવીયો તુને હાજી દેતનો આણ્યો કાળ,
મુને. ૧૨

જમ નગર પછે હું ગયો, તુને તાહા આવી મળ્યા જમરાય, મુને,
પુત્ર ગોરાણીને આપીયો, તુને હાજી પછે થયા વિદાય, મુને. ૧૩

આપણુ તે દાડાના જુજવા પડયા, તુનેઃ હાજી ફરીને મળીયા
આજ, મુને,
તમ પાસે વિદ્યા શીખતા, તુને. હાજી મોહોટો કર્યો મહારાજ,
મુને. ૧૪

વલણ.

માહારાજ લાજ નિજ દાસની, એહેને વધારો છો શ્રીહરિ,
પછે દારિદ્ર ખોવા દાસનું, સોમ દૃષ્ટ શ્યામે કરી. ૧૫

## કડવું ૧૧ મું.

રાગ વસંત

માગીને સકલ સુંદરી દેખતાં, ગોઠ ગોવદે કીધી,
લીધેલી દારિદ્ર ખોવા દાસના, ગાહડી દૃષ્ટમા લીધી.—અદળક ઢળીયો રે ૧
ભેટઃ અદળક ઢળીઓ રે શામળીયો, મુષ્ટિક તાદુલ માટે,
ઈંદ્રનો વભવ આપશે તે, સેહેજ સુખડી સાટે—અદળક ઢળીયો રે. ૨
મનવાછિત ફળ આજ હું પામ્યો, મિત્ર મળવાને આવ્યા;
કાઇ ચતુર ભાભીએ ભેટ મોકલી, કેહિ રે સખા શું લાવ્યા
અદળક ઢળીયોરે—૩

એ દેવતાને દુર્લભ દીસે જે, જાચે જાદવરાય;
જો પવિત્ર, સુખડી પ્રેમે આપો, તો ક્રતની[4] ભાવડ જાય.
અટળક ઢળીયોરે-૫

**રાણીઓનું કુતૂહલ** ભગવાનની[5] બારજા બરમમા ભૂની, જુએ મળી સમસ્ત,
[6]અનોપમ વસ્ત શી છે રૂખી પાસે, જે હરિ ઓડે છે હસ્ત
અટળક ઢળીયોરે-૬

આમ હરિ જ્યારે હાથ લગાડે, રૂખી ખશેડે આમ;
બગન હેત પોતે દેખાડે, સઉને સુંદર શ્યામ અટળક ઢળીયોરે-૭

અવલોકવા ઉભી સઉનારી, કર ધરી કનકના પાત્ર,
જદુપતિને જાચે સહુ નારી, અમને આપજો તલ માત્ર.
અટળક ઢળીયોરે-૮

**સુદામાનો ગભરાટ:** સુદામાજી સાસે પડીયા, જે લજ્જા માહારી જાશે,
ભરમ બાગશે તાદુલ દેખી, તો ફજેતફ સરખું થાશે.
અટળક ઢળીયોરે-૯

શીને કહે હું[7] લાગ્યો લોભી, તુચ્છ ભેટ મેં આણી,
લજ્જા, લાખ ટકાની ખોઇ, [8]ઘર ઘાલ્યુ ધણીયાણી.
અટળક ઢળીયોરે-૧૦

સુદામાના મનની શોચના, શામળીયે સઘ જાણી,
હસતા ખસતા પાસે આવ્યા, તાદુલ લીધા તાણી.
અટળક ઢળીયોરે. ૧૧

ટેકા હેમ તણી થાળી મેહેલી, વસ્તુ [9]ધરવા જુગદીશ,
છોડે છખીનેજી પાર ન આવે, છે ચીથરા દશ વીશ અટકળ
ઢળીયોરે ૧૨

પટરાણીઓ જોઇ અચરજ પામી, [10]છે રૂખી પાસે મોટુ રત્ન,
અમરફળ કે સંજીવનમણિ, એવડુ કીધુ છે જતન અટકળ
ઢળીયોરે ૧૩

---

૪ 'ભુખરી' પ્ર ૩,૪. ૫ 'સ્રીઓ' હા કો. પ્ર. ૬ 'અલભ્ય' પ્ર. ૧, 'વલ્લભ' પ્ર, ૮, 'અમુલખ' પ્ર ૪, ૭ 'થયો,' હા કો પ્ર. ૮ 'ઘરઘાતુ' પ્ર ૧ ૯ 'લેવા' હા કો. પ્ર. ૧૦ 'છે પારસ કે રત્ન' હા. કો. પ્ર 'છે પરમ મોહોટું રત્ન' પ્ર. ૪.

કણ વેરાણા ને પાત્ર ભરાણું, જોઇ રહ્યા જુવતીનો સાથ;
તાંદુલ-કણ રૂદય, શું ચાંપ્યા, બોલ્યા વૈકુંઠનાથ.

અટળક ઢળાયોરે. ૧૪

તાંદુલનો સુદામા મેં પૃથવીતલ માંહે, લીધા બહુ અવતાર;
અલૌકિક આ તાંદુલનો સ્વાદ એહવો છે, નથી આરોગ્યો એક વાર.
સ્વાદ. અટળક ઢળાયોરે. ૧૫

મોહોટા [૧૧]મિત્ર સેવક મેં જોયા, ધ્રુ અમરીખ પરલાદ;
પણ તાદુલનો એકે મિત્રે, નથી દેખાડયો સ્વાદ.

અટળક ઢળાયોરે. ૧૬

તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન;
સાત જન્મ લગે સુદામે, નથી કર્યું એકે દાન.

અટળક ઢળાયોરે ૧૭

જાચકરૂપ થયા જુગજીવન, પ્રીત રૂદેમાં વ્યાપી;
મુઠી ભરીને તાંદુલ લીધા, દારિદ્ર નાખ્યું કાપી.

અટળક ઢળાયોરે. ૧૮

કર મરડીને લીધી ગાંઠડી, સાથે થાં દુઃખ મોડયાં;
જ્યમ ચીંથરાં નાથે છોડયાં ત્યમત્યમ, ભંવનાં બંધન છોડયાં.

અટળક ઢળાયોરે ૧૯

તાંદુલના કણ મુખમાં મુક્યા, ઉડી છાપરા આકાશ,
તેણે આનંદે સુદામાને થયા, સપ્ત ભોમ આવાસ.

અટળક ઢળાયોરે. ૨૦

રૂખી પતની થઇ રૂખમણી સરખી, થયા [૧૩]સામ્બ સરખા પુત્ર:
વૈભવને [૧૪]શું કવિ વખાણે, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર.

અટળક ઢળાયોરે ૨૧

બીજી મુઠી જ્યારે મુખમાં મુકે, ઝાલ્યો રૂખમણીએ પાણ;
એમાં શું ઓછું છે સ્વામી, કે અમને આપો ચતુરસુજાણ.

અટળક ઢળાયોરે ૨૨

---

૧૧ 'મોરા મોટા મિત્ર' હા. દો. પ્ર. ૧૨ 'સાથેથી' પ્ર. ૪, 'હાથેથી' પ્ર. ૨, 'સાથેનાં' હા. દો. પ્ર. ૧૩ 'શ્યામ' હા. દો. પ્ર. 'શંભુ' પ્ર. ૮
૧૪ 'શુકદેવ' પ્ર. ૪



‘ કણ વેરાણા ને પાત્ર ભરાણુ  જોઇ રહ્યો જુવતીનો સાથ ’
સુદામાચરિત્ર-કડવુ ૧૧-૧૪

અષ્ટ મહાસિદ્ધ ને નવનિધ સરવે, ઓરડી વસુમતીઃ
તે સુદામાજી નથી જાણતા, જે કૃષ્ણની આવટ આવી.
અડગક દીઠીએરે ૨૩

હાથી ડોલેને [૧૫]દુંદની બોલે, સુણીજન ઓપે સાખી;
જડિત્ર હિંડોળે સાંકળ હેમની, નીચે છે હરિણાક્ષી.
અડગક દીઠીએરે ૨૪

હીરા રતન કનક કોટીમધ, હાર્યો ધને કુબેર;
કોટિધ્વજ લાખેણા [૧૬]દીપક, વાજે છપ્પન ઉપર ભેર.
અડગક દીઠીએરે ૨૫

વલણ.

વાજે ભેર અખુટ ભંડારની, સુણ શ્રીગોપાળરે,
[૧૭]એમ રાત વાતમાં વહી ગઇ, થયો પ્રાતઃકાળ રે. ૨૬

## કડવું ૧૨ મું.

રાગ મેવાડો.

--

સાહામું જોઇ હસ્યાં દંપતી, સોળ સહસ્ત્રમાં કો પ્રીછતી નથી;
સકલ નારીને કરુણા કરી. તાંદુલ વહેંચી આપ્યા હરિ. ૫

તે માંહે સ્વાદ મૂક્યો સુધાસાર, સ્ત્રી આગળ રાખ્યો મિત્રનો ભાર;
હાસ વિનોદે વહી ગઇ શર્વરી, પ્રભાતે સુદામે જાગ્યા હરિ. ૬

સુદામાની હવે વિદાય આપો જુગજીવન, હરિ કહે પધારીયે સ્વામીન;
વિદાય: વળી કૃપા કરજો કો એક સમે, હાલે હાથે નરહરિ નમે. ૭

પોળ લગી વળાવા જાયે, કોડી એક ન મુકી કર માંહે;
કૃષ્ણની સતભામા કહે જાંબુવતી, કૃપણ થયા કેમ કમળાપતિ, ૮
દેખીતી બ્રાહ્મણ મિત્ર જે પોતાતણો, દીસે દરિદ્રે પીડ્યો ઘણો;
કૃપણતા: તેહેને વળાવ્યો નિરમુખ કરી, રૂખમણી કેહે શું જાણો સુંદરી. ૯

બેલડીયે વળાવ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર;
વઇભવ આગળ વળીયો છેક, મુજને ન આપી કોડી એક. ૧૦

હશે સ્ત્રીની ચોરી મનમાં ધરી, કાંઇક ગુપ્ત વાટમાં આપશે હરિ;
પાય લાગી નારી સહુ ગઇ, તોહે પણ કંઇ આપ્યું નહીં. ૧૧

કોસ એક વળાવા કેશવ ગયા, પછે સુદામોજી ઉભા રહ્યા;
વિઠ્ઠલજી હવે પાછા વળો, તવ ભેટી વળીયા શામળો. ૧૨

વળ્યા કૃષ્ણ ફરી મળજો કહી, પણ કરમાં કંઇ મુકયું નહિ;
તવ રૂખીએ મુક્યો નિશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઇ નિરાશ. ૧૩

રૂખી અનન્ત પામ્યો પશ્ચાત્તાપ, જાય નંદતો પોતાનું આપ;
હું માગવા આવ્યો મિત્રજ કને, તે સમે વ્રત શેં નાવ્યું મુને. ૧૪.

સ્ત્રીજીત નર તો શબ સમાન, રંડાએ ઉપજાવ્યું અપમાન;
અજાચક એકાંતરા જો પામીએ અન્ન, વા કંદ મૂલ કરીયે પ્રાશન. ૧૫
વ્રતભંગ ભૂખે મરે બાળક નાંહાંનડા, તો ખવરાવીયે સૂકાં પાંદડાં;
માટે ખેદ: વા પવન પ્રાશીને ભરીયે પેટ, કે કરીયે નીચ પુરૂષની વેઠ.-૧૬

અથવા કાષ્ટ તરણનો વિક્રે કરી, કે પર ઘેરે પાણી ભરી;
હલાહલ વિખ પીને પોહોડીએ, પણ મિત્ર આગળ હાથ ન
ઓડીએ-૧૭

---

૩ 'અપાર' કા. દો. પ્ર. ૪ 'સ્ત્રી ઉપજાવે તે ઉપમાન' પ્રે: ૬; ૩

ભગવાન- અજાચીકવ્રત મેં મેહેલ્યું આજ, ખોઇ લાખ ટકાની લાજ;
ની નિંદા દામોદરે ઘણી કીધી દયા, મુળગા માહારા તાંદુલ ગયા. ૧૮
કૃપણને ઘેર ધન હોયે ગણું, માટે નગર છે સોના તણું;
બાંધીમુઠીનો મિત્રાચાર, મોહોરો નિરદે નંદ કુમાર. ૧૯
એહેને આપતાં શું ઓછું થાત, હું બ્રાહ્મણની બાવટ જાત;
હું ને સામા આવીને ભેટયા હરિ, પાગ પખાળીને પૂજા કરી. ૨૦
આસન, પૂજન ભોજન મળ્યું, હું રાકને કોણ કરે એટલું;
એ કપટ ધૂરતની સેવા, લટપટ કીધી તાંદુલ લેવા. ૨૧
જેનું લે તેહેનો નવ રાખે ભાર, હરિને નંદુ મુજ ધિઃક અવતાર,
ગોપીનાં[૫] મહી લીધાં હરિ, તો કમળાનું સુખ આપ્યું ફરી. ૨૨
રૂખીપતનીના ખાધાં અન્ન, તો સિધ મુગતી પામ્યાં સ્રીજન,
જે ચંદન કુબજાનું લીધ, તો સ્વરૂપ કમળાનું કીધ. ૨૩
જે ભાજીપત્રનો કીધો આહાર, તો વિદુર તાર્યો ભવસંસાર;
વિવેક હરિ સહુને કરે [૬]ઉપગાર, પણ માહારૂં કર્મ કઠોર અપાર. ૨૪
જ્ઞાનનું વિવેક ગનાંન સુદામે ગ્રહ્યું, ધન નાપ્યુ તો સારૂં થયું;
પ્રગટવું: ધને કરી મદ મુજને થાત, ભગતી પ્રભુની ભૂલી જાત. ૨૫
કૃષ્ણે-મુજને કુરણા કરી, દરિદ્ર દુઃખ નવ લીધું હરિ,
સુખ પામ્યે વાવે ક્રોધને કામ, દુઃખે સાંભરશે [૭]શ્રીરામ. ૨૬

વલણ.

રામ સાંભરે દુઃખ વૈરાગથી, રૂખી ગનાંનઘોડે ચડયો;
વિચારતાં નિજ ગામ આવ્યું, ધામ દેખી ભૂલો પડયો. ૨૭

## કડવું ૧૩ મું.

રાગ રામગરી.

શુકજી ભાખે[1] હરિગુણગ્રામજી, ગોઠવણ કરતા આવ્યું ગામજી.
મેડી અટારી અદ્‌ભુત કામજી, રૂખી વિચારે શું ભૂલ્યો ઠામજી. ૧

ઢાળ.

સુદામાના ઠામ ભૂલ્યો પણુ[2] ગામ નિશ્ચે, ધામ કોઇ ધનવંતના;
સંકલ્પ એ ભોવનમા વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતના. ૨
વિકલ્પ: એમ વિચારીને વિપ્ર વળીયો, નગર અવિલોકન કરી;
[3]એંધાણી સરવ જોતા જોતા, [4]મંદીર તે આવ્યો ફરી ફરી. ૩
સુદામોજી પડયા સાંસે, વિચાર કીધો વેગળા જઇ;
આ ભોવન ભારે કોણે કીધાં, પર્ણકુટી માહારી કાંહા ગઇ. ૪
એ વિશ્વકરમાએ રચી રચના, માનવી પામર શું કરે;
કુટંબ માહારૂં કાહાં ગયું, રૂખી [5]વામ-દખણુ ફેરા ફરે. ૫
કીરત બોલે, હાથી ડોલે, હયશાળામા હય હણુહણે;
દાસી કનક કળશે નીર લાવે, ઉભા અનંત સેવક આંગણે. ૬
દુંદભી ગાજે ઢોલ વાજે, નાટારંભ બહુ થાય;
મરદંગ ધમકે, ઘુઘરી ઘમકે, ગીત ગુણીજન ગાય. ૭
જોઇ સુદામે નિશ્વાસ મૂકયો, કોઇ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુખ નથી, પણ બાળક માહારાં કાહાં ગયાં. ૮
હોમશાળો રૂદ્રાખમાળા, [6]પવિત્ર કુશની સાદડી;
[7]ગઇ પીસણી સન્માર્જની, વિપત્ય કયમ સામગ્રી પડી. ૯
દૈવની ગત ગહન દીસે, હું પડયો કર્માધીન;
માહારે કુટંબ વિજોગની [8]વિટંબણા, હું દૈવે દડયો દીન. ૧૦

---

૧ 'હરિનુ ગામજી' પ્ર. ૫. ૨ 'ગમ' પ્ર ૮ ૩ 'ઇચ્છાઆણી' કા. દો. પ્ર. ૪ 'તે ભુવન પાછા ફેરાફરી' કા. દો. પ્ર. ૫ 'રૂખી વિમાસણ ઘણી કરે' પ્ર. ૨,૫,૬,૮. ૬ 'પત્ર' કા. દો. પ્ર. ૭ 'ગોપીચંદન' કા. દો. પ્ર. ૮ 'વેદના' કા. દો. પ્ર.



'હસ્ત ગ્રેહેવા જાય સુંદરી, તવ રૂખીજી પાડે ચીસ'

સુદામાચરિત્ર–કડવું ૧૩–૧૭

તૂટી સરખી ઝુંપડી ને, લૂંટી સરખી સુંદરી;
[૯]સડયાં સરખાં છોકરાં, તે નવ મળ્યાં મુજને ફરી. ૧૧

સંકલપ વિકલપ કોટી કરતા, આવાગમન[૧૦] હિંડોળે ચડયા;
બારીએ બેશી પંથ જોતાં, નિજ કંથ સ્રીની દૃષ્ટે પડયા. ૧૨

**સન્માન** સાહેલી એક સહસ્ર લઇને, સતી જતી પતિને તેડવા;
**કરવા** જળઝારી ભરીને નારી આવી, જ્યમ હાથણી કળશ ઢોળવા. ૧૩

**આવતી** હંસાગમની હરખપુરણુ, અભિલાખ થયો મન ઇચ્છીયા;
**ઋષિપત્ની** ઝાંઝર ઝમકે, ઠમકે ઘુઘરી, વાગે તે અણુવટ વીછીયા. ૧૪

સુદામે જાણી આવી રાણી, ઈંદ્રાણી કે રૂખમણી;
હશે સાવિત્રી કે સરસ્વતી, શું શક્તિ દીસે શિવતણી. ૧૫

સાહેલી સહુ વીટી વળી, પદમણી લાગી પાય;
પૂંજા કરીને પાલવ ગ્રહો, તવ રૂખી નાઠા જાય. ૧૬

**સાધુ સુ-** [૧૧]સંવળું ન સૂઝે વિપ્ર ધ્રુજે, છૂટી જટા ઉઘાડે શીશ;
**દામાનો** હાથ ગ્રેહેવા જાય નારી, તવ રૂખીજી પાડે ચીસ. ૧૭

**ગભરાટ:** હું સહેજ જોઉંછું ધામ તમારા, નથી કપટ વિચાર;
હું વ્રધને તું જોબના, છે કઠણ લોકાચાર. ૧૮

[૧૨]ભોગાસક્ત હું નથી આવ્યો, મુને પરમેશ્વરની આણુ;
જાવા દો મુને [૧૩]શોભા સાથે, તુને હજો કલ્યાણુ. ૧૯

આ નગ્ર નરપત કો નથી શકે દીસે સ્રીનું રાજ્ય;
**ઋષિપ-** પાપણીયો તમને પરમેશ્વર પૂછશે, હુને કાં આણોછો વાજ્ય ૨૦
**ત્નીએ** રૂખીપતની કહે સ્વામી માહારા, તમે રખે દેતા શાપ,
**ટૂંકમાં** દારિદ્ર ગયા નવા ઘર થયાં, શ્રીકૃષ્ણુ-ચરણુ-પરતાપ ૨૧
**પારેલી** એવું કરી કર ગ્રહીને ચાલી, તું સાંભળ પરિક્ષત ભૂપ,
**સ્હેમજણ:** સુદામો પેઠા પોળમા, થયું કૃષ્ણુ સરખું રૂપ. ૨૨

---

૯ 'સવ્યાં' 'છલાં' 'ઘેલાં' પ્ર. ૧,૩,૪,૫,૬ ૧૦ 'વિપ્ર મન હિંડાળે ચડયો' પ્ર. ૩ 'આવ્યો ગામને ઢાળે ચડયો' પ્ર. ૨ ૧૧ 'શબ્દ' 'સાદ' પ્ર. ૪,૬,૭ 'દુર્બલ વદન શો વપુ મુજે' પ્ર. ૩. ૧૨ 'ભોગકારજ' પ્ર. ૫ ૧૩ 'સૌભાગ્ય' પ્ર. ૭ 'સૌભાગ્યવતી' પ્ર ૪

મથાળું.

રૂપે બીજા કૃષ્ણ જાણે, ગઇ જરા, જોબન આવીયું,
એલડીયે વળગ્યાં દંપતી, [14]રતિ-કામ જોડું લજાવીયું. ૨૩

## કડવું ૧૪ મું.

રાગ ધનાસી.

નિજ મંદિર સુદામો ગયા, તતખણ કૃષ્ણજી સરખા થયા;
દંપતિ [1]રાજ્ય-શોભાએ ભર્યાં, શ્રીહરિએ દુઃખ દોહલા હર્યાં. ૧

ઢાળ.

**સુદામાની** દોહલા હર્યાં ને સોહલા સ્યાં, ભર્યાં ભોવન લખમી વડે;
**વિભૂતિઃ** એક મુઠી તાંદુલે જે વિભૂતિ આપી, તે લખ જગતે નવ જડે. ૨
વસન, વાહન, ભોવન, ભોજન, ભૂખણ ભવ્ય ભંડાર,
ચામર, આસન, છત્ર બિરાજે, તાંહાં ઇંદ્રનો અધિકાર. ૩
મેડી અટારી છજાં જાળી, ઝળકે મીનાકારી કામ;
ફાટીક મણિના થંભ જડીયા, કૈલાસ સરખું ધામ. ૪
વિશ્વકર્મા [2]ભૂલો ભમ્યો, જોઇ ભોવનનો ભાવ.
માણેક મુકતા રતન હીરા, ઝવેરી જોતા જડાવ. ૫
ઝોળી, ગોળા, ઘડા, ગાગર, કનકનાં સરવ પાત્ર;
સુદામાના વૈભવ આગળ, કુબેર તે કોણ માત્ર. ૬
**દાનવીરની** જાચકનાં બહુ જૂથ આવે, નિરમુખ કો નવ જાય;
**ઉદારતાઃ** જેને સુદામાજી દાન આપે, [3]લખપતિ તે થાય. ૭

---

૧૪ 'જોણું' હા. દો. પ્ર.

.. પ્ર. ૩ મા કડવાની શરૂઆતમા એક લીટી વધારે છે–' સાંભળ પરીક્ષિત શુકજી કહે, પાતક જે શ્રવણે ગ્રહે'. ૧ 'રાજે' પ્ર. ૧,૫,૬. ૨ 'શરમે' પ્ર. ૪,૬ 'ભૂલે ભમ્યા' હા. દો. પ્ર. ૩ 'તેથી લક્ષ ઘણેરૂ થાય'.પ્ર. ૧,૬. પ્ર.૫માં નીચેની કડી ક્ષેપક લખેલી છે 'પેલી પાડોશણના તાંદુલ, લીધા હતા કહે; સુખડ ભરીને સુદામાએ રતન મોર આપ્યાં તાય'.

રૂખી સુદામાના પુર વિષે, ન મળે દરિદ્રી કોય;
કોટી ધજા [૪]ઘેર ઘેર બાંધી, ને અકાળ મૃત્યુ ન હોય. ૮
જદપિ [૫]વૈભવ ઇંદ્રનો પણ, રૂખી રહે ઉદાસ,
વિજોગ રાખે [૬]ભોગનો, પાળે તાહાં સંન્યાસ. ૯
વેદાધ્યયન અગ્નિહોત્ર હોમે, રાખે પ્રભુનું ધ્યાન,
[૭]માલા ન મુકે, ભગતિ ન ચૂકે, એવા વૈશ્નવજન ભગવાન. ૧૦
સુદામાનું ચરિત્ર સાભળે, તેહનાં [૮]દારિદ્ર દોહલાં જાય,
[૯]જનમ દુઃખ વામે, મુગતિ પામે, મળે માધવરાય. ૧૧

કવિનું ઓળખાણ.

વીરખેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામ;
ચતુરવંશી ગનાત બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ. ૧૨
સંવત સત્તર આડત્રીસ વરખે, શ્રાવણ સુદ નિદાન;
તિથિ તૃતીયા ભૃગુવારે, પદબંધ કીધું આખ્યાન. ૧૩
ઉદર નિમિત્તે [૧૦]કરી સેવ્યું, ગામ નંદરબાર;
નંદીપુરામા કથા કીધી, જથા બુધ અનુસાર. ૧૪

વલણ.

બુદ્ધિમાને કથા [૧૧]કરી, [૧૨]કરનારે લીલા કરી;
[૧૩]ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રાતા બોલો જે હરિ. ૧૫

---

૪ 'ને લક્ષદીપક' કા. દો. પ્ર. ૬ 'જોગનો' કા. દો. પ્ર. ૭ "રૂષિ મનસાથી વૈરાગ રાખે નથી ધનતણું અભિમાન' પ્ર. ૩. ૮ 'દુઃખ દારિદ્ર' કા. દો. પ્ર. ૯ 'ભવ' કા. દો. પ્ર. કડી ૧૧ પછી કાવ્યની ફલશ્રુતિ બતાવતી બે ટૂંક પ્ર. ૨,૫ અને ૭ માં મળી આવે છે—'નરનાર ગાય ને સાંભળે, આણી મનમાં હેત; કૃપા કરે તેને કૃષ્ણજી, સાભળતાં તતખેવ. ગંગા યમુના સરસ્વતી, ત્રિવેણી કેદાર, વૃદ્ધ ન થાય એ કથાથી, સાંભળતાં નિરધાર" પ્ર. ૨. 'સાંભળતાં પાતક જાય, મનની પૂરે આશ, કૃપા કરે તેને કૃષ્ણજી, સ્વામીશ્રી ભગવાન' પ્ર ૫. 'નરનારી ગાયે સાંભળે, આપે હેમના દાન; કૃપા કરે તેને કૃષ્ણજી, આવે સરગ વિમાન' પ્ર. ૭ પ્ર. ૪ માં કડી ૧૨,૧૩ ૧૪,૧૫ નથી. ૧૦ 'પરદેશ સેવ્યો' પ્ર. ૨,૬,૭,૮. 'પ્રબંધ કીધો' પ્ર. ૩. 'કરે સેવા ગામને દરબાર' પ્ર. ૪ ૧૧ 'કવી' પ્ર. ૩. ૧૨ 'હરિ લીલા અદ્દકી કરી' ૧૩ 'કર જોડી ભટ પ્રેમાનન્દ કહે, એકવાર બોલો શ્રીહરિ' પ્ર. ૩,૫,૯.

# સુદામાચરિત્ર–ટીકા.

કડવું ૧ લું.

૧-૧ મંગલાચરણમાં કવિ, બુદ્ધિપ્રેરક ગુરુ, વિઘ્નવિનાશક ગણપતિ અને વાણીદાત્રી સરસ્વતી–એ ત્રણેને નમન કરી, વાણીનો ખળખળ પ્રવાહ અનિરુદ્ધ ચાલ્યો જાય, કાવ્યનો ઉકેલ ઝટ થાય, અને ગ્રંથ સડસડાટ ચાલે તે માટે વિઘ્નો દૂર કરવા અને બુદ્ધિ પ્રેરવા વિનવે છે

ભક્ત ચરિત્રમા ભગવદ્‌લીલા ઓતપ્રોત થયેલી છે તેથી રમારમણ શ્રીકૃષ્ણનું જ ધ્યાન રાખીને એ કાવ્ય શરૂ કરે છે.

ગ્રંથના આરંભમાં મંગલ કરવું એવો આપણા ગ્રંથકારોનો સંપ્રદાય છે. હેને માટે બે પ્રમાણો ગણાય છે. શ્રુતિ અથવા શબ્દ, અને અનુમાન.

મંગલ માટે સાક્ષાત્ શ્રુતિ મળી આવતી નથી, પરંતુ શિષ્ટજનો મંગલ કરતા આવ્યા છે, તેથી ' समाप्तिकामो मंगलमाचरेत् ' એવા પ્રકારની, મંગલની અવશ્યકર્તવ્યતા બતાવનારી શ્રુતિ હોવાનું અનુમાન કરવામાં આવે છે.

બીજું, મંગલ એ સમાપ્તિનું કારણ છે એવું અનુમાન મંગલવાદીઓ કરે છે. કારણ કે જ્યાં જ્યાં મંગલ કર્યું હોય છે ત્યા ત્યાં અવશ્ય સમાપ્તિ જોવામાં આવે છે; અને જ્યાં મંગલ નથી કર્યું હોતું ત્યાં સમાપ્તિ જોવામા નથી આવતી.

પરંતુ આ અનુમાન ઉપર કોઇ શંકા કરે કે જ્યાં મંગળ કર્યું હોય ત્યા પણ ગ્રંથની સમાપ્તિ અવશ્ય જોવામાં આવતી નથી. સંસ્કૃતમાં બાણભટ્ટની કાદમ્બરી, અને પ્રાકૃત ગૂજરાતીમા પ્રેમાનન્દનો દશમસ્કંધ એના દૃષ્ટાંતો છે. વળી મંગલ કર્યા વગર પણ પાશ્ચાત્યપદેશીય ગ્રંથોમાં સમાપ્તિ જોવામા આવે છે; માટે મંગલકાર્યથી જ ગ્રંથની સમાપ્તિ જોવામાં આવે છે એમ નથી.

આનો ઉત્તર માત્ર એટલો જ મળે છે કે જેમનો ગ્રંથ અધૂરો રહ્યો હેમણે જેટલા વિઘ્ન આવેલાં હેના પ્રમાણમાં પૂરતું મંગલ નહીં કરેલું. અને જેઓના ગ્રંથ મંગલ સિવાય જ સમાપ્ત થયા હેમણે ગ્રંથની બહાર અથવા તો બીજા જન્મમા મંગલ કરી મૂકેલું, માટે વિઘ્ન નડયાં નહીં અને સમાપ્તિ થઇ.

આ પ્રમાણે આપણા પ્રાચીન ગ્રંથકારો શિષ્ટાચારને અનુસરીને

મંગલ કરે છે. ગ્રીક તેમજ બીજી પાશ્ચાત્ય ભાષાઓમાં પણ ઈશ્વરને ઉદ્દેશીને મંગલ કરવાનો રવૈયો દીઠામાં આવે છે. એના ત્રણ ભેદ છે; (૧) આશીર્વાદાત્મક, જેમ કાલિદાસ શાકુન્તલ નાટકના આરંભમાં બોલાવે છે-' તે પ્રત્યક્ષ આઠ મૂર્તિઓવાળા શંકર ત્હમારું પાલન કરો!' (૨) નમસ્કારાત્મક, જેમ આ કાવ્યમાં, અને (૩) વસ્તુનિર્દેશાત્મક, જેમ નળાખ્યાનમાં ' આદ્યું રૂડો નૈષધનાથ રે '.

**શ્રી**—મ્હોટા અને પવિત્ર પુરુષો કે સ્થાનોની પહેલાં ત્હેમના ઐશ્વર્ય, મહત્તા કે પવિત્રતાનું સૂચન કરવા વપરાતું પદ.

**શ્રી ગુરુદેવ**—માતા, પિતા અને અતિથિની જેમ आचार्यदेवो भव । तै. उ. १ । १० એ શ્રુતિથી ગુરુને પણ દેવ ગણવા વેદાજ્ઞા છે. ગુરુનું લક્ષણ મિતાક્ષરામાં આમ આપેલું છે-' स गुरु र्यः क्रियाः कृत्वा वेदमस्मै प्रयच्छति । '-શાસ્ત્ર પ્રમાણે જે પુરુષ વિદ્યાર્થીને સંસ્કારથી પવિત્ર કરી, વેદની વિદ્યા શિખવે તે.

પ્રેમાનન્દના ગુરુ રામચરણનું સ્મરણ આમાં થયું છે.

**ગણપતિ**—" 'ગણ' એટલે ટોળાં સમૂહ. પ્રભુની સ્તુતિરૂપી વેદમંત્રોના ( અથવા દેવોના ) જે સમૂહ; ગણ તેના પતિ. વેદમાં એક ઠેકાણે બ્રહ્મસ્પતિ એટલે બ્રહ્મના-સ્તુતીરૂપી વાણીના-પતિ એવા દેવને 'ગણોના પતિ' એવું વિશેષણ લગાડેલું છે. તેથી બ્રહ્મણસ્પતિ તે ગણપતિ કહેવાયા. પ્રભુની સ્તુતિ કરીએ અને વિદ્યા ભણીયે તો સઘળી જાતની અડચણો દુર થાય એમ આપણાં શાસ્ત્રો કહે છે. વાણીના પતિ બ્રહ્મણસ્પતિ. એ વિદ્યાના દેવ બૃહસ્પતિનુંજ ટુંકું રૂપ છે, તેમ ગણપતિ પણ વેદમાં વિદ્યાના દેવના સૂચક છે. "

ઇંદ્ર, વરુણ, ચંદ્ર, સવિતા અને બીજા વેદના દેવોમાંથી, પુરાણના દેવોની જેમ કલ્પના જન્મ પામી, તેમ 'ગણપતિ' શબ્દનો મુખ્ય ધર્મો લઇ કાળે કરીને પુરાણના ગણપતિ પણ નવી ઉત્પત્તિ પામ્યા. આની કથા ઓખાહરણના ૫-૬-૭ કડવામાં સરસ રીતે આપેલી છે: જુવો—

" મસ્તક લઇને આવીયા, શિવ ઉભીયા કેરી પાસ;
મહાદેવે મસ્તક મ્હોડીયું, વરદાન દીધું હાથ.
મ્હારે હાથે દુઃખજ પામ્યો મુજ પહેલો પૂજાય;
શુભ કામે સ્મરણ કરે ત્હેનું સિદ્ધ કારજ થાય. "

**સમરૂં**—સ્મરું, યાદ કરું.

**અંબા-સરસ્વતી**—પરમેશ્વરની આ વિશ્વમાં દીપતી શક્તિને

આપણે દેવી કહીયે છીયે અમ્બા, અમ્બિકા અથવા માતાજી કહીએ છીયે એ પરમેશ્વરની શક્તિ ત્રણ તરેહની છે એક તો વિદ્યા જેને સરસ્વતી કહે છે, જે આ વિશ્વમા એક નદીની માફક વહ્યા કરે છે, બીજી આ વિશ્વમા પથરાયલી સુન્દરતા, જે પ્રભુનુ ચિન્હ છે, જેનાથી આપણને પ્રભુનું ભાન થાય છે આ લક્ષ્મી ત્રીજી, આ વિશ્વમા સુન્દરતા સાથે જે વિકરાળતા રહેલી છે–જે પ્રભુની પ્રચડ શક્તિ, સર્વ પદાર્થોનું ભક્ષણ કરે છે, તે કાળી યા ચડી આ રીતે મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી એવા ત્રણ પ્રભુની શક્તિના રૂપ થયા

સરસ્વતીનુ વાહન હસ ગણ્યુ છે કવિઓ કહે છે કે હસ પક્ષી મોતીનો ચારો ચરે, અને દૂધ પાણી એકઠા હોય તો જૂદા કરી એમાથી દૂધ પી લે અને પાણી રહેવા દે, તેજ પ્રમાણે સરસ્વતી અથવા વિદ્યા–તે, જે સુન્દર અને સત્ય હોય ત્હેનુજ ગ્રહણ કરે છે, અને જે ખોટું અને કચરો હોય ત્હેને છાડી દે છે

પ્રબળ ગતિ—કામ કરવામા ઘણો વેગ

૧–૨ રમા-રમણ-લક્ષ્મીને લડાવનાર વિષ્ણુ, શ્રીકૃષ્ણ

ભગવલ્લીલા-અવતારી પ્રભુના ચરિત્ર

ભગતીરસ—પ્રભુના ગુણ કીર્તન ઉપર ભાવ રાખવો તે ભક્તિ, તે રૂપી રસ

૧–૩ શુકસ્વામી—મહાભારતકાર ભગવાન કૃષ્ણ દ્વૈપાયન વ્યાસના પુત્ર, પૂર્વ જન્મમા પોપટ હતા શિવે પાર્વતીને અધ્યાત્મ જ્ઞાન સ્હમજાવ્યુ તે પોપટે સાભળ્યુ એ શિવને જણાયુ ત્યારે તે ત્હેની પાછળ દોડયા ને શુક ગભરાઇ પોતાનુ ખોળીયું પાડી, વ્યાસ પત્નીના ઉદરમાં પ્રવેશ કર્યો, ને ગર્ભમાજ બાર વર્ષ સુધી રહ્યા. શિવ પણ ત્યા બેસી રહ્યા પછી વિષ્ણુએ શિવનુ સમાધાન કર્યું ને શુક અવતર્યા આ વખતમા અનેક જ્ઞાનચર્ચાઓ શુકે સાભળી તેથી ‘ગર્ભ જેગી’ કહેવાયા જન્મ થતા, માયા બાધ ન કરે તેથી ઓરસર્યા નાળ સહિત એ વનમા નાઠા નર્મદા સાથેના ઓરસગમમા આ શુક કથાનો સબધ છે શુકદેવજીનુ તીર્થ હજીયે એ જન્મયોગીનો મહિમા જાગતો રાખે છે શુકદેવ દોડી ગયા એટલે પછવાડે એના પિતા વ્યાસ દોડયા ને ઘેર આવવા સ્હમજાવ્યા પણ શુક ન આવ્યા. એ ઋષીઓના મડળમાજ ભગવાનના ગુણ કીર્તન કરતા એક વખતે શુકે નારદને મુક્તિનો ઉપાય પૂછ્યો. નારદે કહ્યુ ‘તે વ્યાસને ખબર છે’ પછી શુક

પિતા પાસે આવ્યા. વ્યાસે ભાગવત ભણાવ્યું. શુકદેવે પરીક્ષિતને અંતકાલ ઉપર બધા ઋષીઓ સમક્ષ સપ્તાહમાં આ ભાગવત સંભળાવ્યું હતું.

પરીક્ષિત—હસ્તિનાપુરના રાજા; અર્જુનના પુત્ર અભિમન્યુના પુત્ર. કલિયુગના પ્રારંભમાં થઇ ગયા એ જ્યારે ગર્ભમાં હતા ત્યારે અશ્વત્થામાએ એનો નાશ કરવા ઉત્તરાના પેટમાં બ્રહ્માસ્ત્ર મૂક્યું હતું, પણ કૃષ્ણે સુદર્શન ચક્ર વડે એને વાર્યું હતું; ત્હેમણે પોતે ઉત્તરાના ઉદરમાં પેશી પરીક્ષિતને દર્શન દીધું હતું. પૂરે માસે જન્મ્યા પછી પરીક્ષિત પોતાની આસપાસ જોવા લાગ્યા કે પેટમાં મ્હને દર્શન દીધું હતું તે અહીંયા છે કે નહી? આથી પરીક્ષિત નામ પડ્યું. ( परि ચોતરફ-ईक्ष् જોવું; બીજો શબ્દ परीक्षित् એવો પણ મળી આવે છે. તે પ્રમાણે વ્યુત્પત્તિ परि ચોતરફ, છેક; क्षि નાશ થવો–એના બધા કુળનો નાશ થઇ ગયેલો માટે )

યુધિષ્ઠિરાદિ પાંડવોએ હસ્તિનાપુરનું રાજ્ય એને સોંપી હિમાલય સ્વર્ગારોહણ માટે ગયા, ત્યારે એણે ધર્મરાજ્ય ચલાવ્યું હતું. તે એક-વાર વનમાં મૃગયા રમવા ગયા, બપોર થયા, પાણીની તરસ લાગી. ખોળ કરતાં શમીક ઋષિની પર્ણકુટિ નજરે પડી. ઋષિ ધ્યાનમાં બેઠા હતા. રાજાએ ત્હેને નમસ્કાર કરી પાણી માગ્યું; પણ ઋષિએ કાંઇ ઉત્તર ન આપ્યો. હિંસા કરેલી તેથી રાજાની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ હતી, તેથી તે એક મુએલો સર્પ શમીકની ડોકમાં નાખી હસ્તિનાપુર ગયા. માર્ગમાં આ અવિવેક શમીકના પુત્ર શૃંગીના જાણવામાં આવતાં ત્હેણે શાપ દીધો કે મ્હારા પિતાની ડોકમાં સર્પ નાખનારને આજથી સાતમે દિવસે સર્પ કરડશે, અને એ મરણ પામશે. પિતા પાસે આવી, તે મરણ પામ્યા જાણી શૃંગીએ રુદન આરંભ્યું. શમીક જાગ્રત થયા. પરીક્ષિત જેવા ધર્માત્મા રાજાને પોતાના પુત્રે શાપ દીધો જાણી પુત્રને ઠપકો આપ્યો, અને રાજાને દિલગીરી સાથે કહાવ્યું કે સાતમે દિવસે સર્પદંશથી ત્હમારૂં મરણ થશે; માટે મોક્ષનું સાધન કરવું હોય તો કરી લેજો. પરીક્ષિતે પુષ્કળ ધર્મદાન કરી પોતાના પુત્ર જનમેજયને રાજ્ય સોંપ્યું, પોતે રાજાનો પોશાક ઉતારી એક લંગોટી પહેરી હરદ્વાર જઇ ગંગાને કાંઠે બેઠા. સેંકડો ઋષિઓ નારદજી, શુકદેવજી રાજાને આવી મળ્યા. હાથ જોડી રાજાએ પોતાની મુક્તિનો ઉપાય પૂછ્યો, એટલે શુકદેવજીએ સાત દિવસમાં આખું ભાગવત સંભળાવ્યું અને 'सत्यं परं धीमहि' એ ધ્યાન સમજાવ્યું. પરીક્ષિત ધ્યાનમાં હતા એવામાં બ્રાહ્મણો રાજાને સારૂ ફૂલ લઇ જતા હતા ત્હેમાં તક્ષક નાગ

ક્રોધ રૂપે ભરાઇ જઇ રાજા પાસે ગયો અને ત્હેને કરડયો, તીર્થીણુ ઝેરથી રાજા ભસ્મ થયા, અને મુક્તિ પામ્યા. સરખાવો:—

" સાત દિને પરીક્ષિત રાજન, ભ્રમ ગયો ભેટયા ભગવાન;
બીજા બહુ ત્યાં બેઠા હતા, શુકના મુખની સુણવા કથા,
તે ત્હેવાને ત્હેવા રહ્યા, અખા હરીની જોઇએ મયા. "

પુણ્યપવિત્ર—( પંચમીતત્પુરુષ ) પુણ્યથી પવિત્ર.

દશમસ્કંધ—અરાડ પુરાણમા ભાગવત મહાપુરાણ ગણાય છે. એના બાર સ્કંધ એટવે મ્હોટા પ્રકરણ કે ભાગ છે, અકેકેક સ્કંધમા ન્હાનાં પ્રકરણ–અધ્યાય છે. સુદામાચરિત્ર ભાગવતના દશમા સ્કંધમાં એંશીમા અધ્યાયમાં છે. આ સ્કંધમા શ્રીકૃષ્ણલીલાના રસિક વર્ણન–કીર્તન છે. એ રાધાકૃષ્ણની લીલાની મોહિનીમાથી કોઇએ ગુજરાતી કવિ બચ્યો નથી. પ્રેમાનન્દનો 'દશમસ્કંધ' એ અનેક રસને બહલાવી રચેલું આ રસલીલાનું જ મહાકાવ્ય છે.

૧-૪ સાંદીપનિ—અવન્તી–ઉજ્જયિનિમા રહેતા એક કુલપતિ.

રૂખી — ઋષિ – ( ऋष् જોવું; ऋषति प्राप्नोति सर्वान् मन्त्रान् ज्ञानेन पश्यति संसारपारं वा ) સર્વ મંત્રોના રહસ્યને પ્રાપ્ત કરે, અથવા જ્ઞાનશક્તિથી સંસારનો પાર જુવે તે.

જે વખતે વેદ રચાયા તે વખતે ધર્મકર્મના વિચારમા જે જ્ઞાનીઓ લીન થઇ ગયા હતા, અને જેમાના કેટલાએકના ધ્યાનનું ફલ કવિતા રૂપે વેદમાં સાચવી રાખ્યું છે ત્હેમને ઋષિ કહે છે તેથી જ ઋષિઓ મંત્રના લખનાર નહી પણ જોનાર કહેવાય છે. સરખાવો ऋषयो मन्त्रद्रष्टारः ।"

સુરગુરુ સરખા—દેવોના ગુરુ બૃહસ્પતિ જેવા.

મઠ—વિદ્યાર્થીઓને રહેવાનો અને ભણવાનો આશ્રમ.

હલધર—વસુદેવનો રોહિણીથી થયેલો પુત્ર. શ્રીકૃષ્ણના મ્હોટાભાઇ, રેવતીના પતિ, વૈષ્ણવોના બલદાઉજી, એ શેષનો અવતાર મનાય છે,

એમણે કંસની તરફના ધેનુક, અને પ્રલંબ નામના બે રાક્ષસોને માર્યા હતા. મથુરા ગયા ત્યા કંસના મુષ્ટિક અને કૂટ નામના બે મલ્લોને માર્યા. દ્વારકામાં આવ્યા પછી એ વૃન્દાવન જઇ નંદ યશોદાને મળ્યા ને એમણે ગોપગોપીને ધીરજ આપી હતી. નરકાસુરના મિત્ર દ્વિવિદ વાનરને પણ એમણે માર્યો હતો. એ ગદાયુદ્ધમાં એક્કા હતા. ભીમ, દુર્યોધનને પોતાના પટ્ટશિષ્ય બનાવ્યા હતા જ્યારે કૃષ્ણ પાંડવયુદ્ધમા હતા ત્યારે બલરામ તીર્થાટન કરતા હતા. અર્જુને જોગીનું

રૂપ લઇ, સુભદ્રાનું હરણ કર્યું ત્યારે એ બહુ રીસે ભરાયા ને હળમૂશળ લઇ લ્હડવા તૈયાર થયા; પણ પછી કૃષ્ણે ત્હેમનું સાંત્વન કર્યું. કૃષ્ણે રુકિમણીહરણ કર્યું ત્યારે પણ યુદ્ધમા એમણે બહુ પરાક્રમ બતાવ્યું હતું. મદ્યપાનને લીધે એમની આખ કરેણના ફૂલ જેવી રાતી રહેતી શિશુપાલવધ કાવ્યમા માઘકવિ એમનો ઠીક પરિચય કરાવે છે યમુના નદીને પોતાના હળથી ખેચી હસ્તિનાપુર આણી હતી તેથી તે સંકર્ષણ કહેવાય છે જૂઓ—' રામ ' ઉપર ટીકા.

ભગવંત—સુભાગ્યવાળા, સંપૂર્ણ ઐશ્વર્ય, વીર્ય, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય—એ છ પ્રકારના ઐશ્વર્ય 'ભગ' શબ્દમા સમાયલાં છે,

૧-૫ વડો વિદ્યાર્થિ—આગળ પડતો નિશાળીઓ. એ ગુરુને ભણાવવામાં સહાય કરે છે, ગુરુ ન હોય ત્યારે શાળા ચલાવે છે આપણી ગામઠી નિશાળમા વડો નિશાળીઓ હોય છે, સ્કૂલોમા monitor હોય છે.

કાહાવે—કહેવાતા હતા, સુદામો—દ્રવિડ દેશના વિદર્ભ નગરના રહેવાસી બ્રાહ્મણ (નર્મકથાકોષ) ચરિત્રના નાયક કાઠીયાવાડનું પોરબંદર 'સુદામાપુરી' નામે ઓળખાય છે, અને ત્યાથી દ્વારકા જઇ આવ્યાની વાત વધારે સંભવે છે. છતા ભાગવતમા એને માટે આધાર નથી.

રામ—પ્રાણી માત્રમા રમતા અને એમને રમાડતા એવા પ્રભુ. અહીં બલરામ. જૂવો દશમ સ્કંધ અ. ૮,—

" દર્શનથી આરામ ઉપજે, માટે રામ એહનું નામ<br>
ભદ્ર શબ્દ કલ્યાણને કહીયે, જીતશે બહુ સંગ્રામ.

બલ પ્રાક્રમનો પાર ન આવે, માટે બલભદ્ર નામ;<br>
તાહારે ભાએગે આકર્ષણ કીધો માટે સંકર્ષણ નામ.

ચોથું નામ શ્રી હલધર કહીયે હળ ધરશે કર મ્હાય<br>
બલદેવ નામ પાચમું, છઠ્ઠું રોહિણી તન. "

કૃષ્ણ—વિષ્ણુનો આઠમો અવતાર-કંસ શિશુપાલાદિકનો વધ કરવાને, ભૂમિનો ભાર ઉતારવાને અને લીલા દર્શાવવાને થયો હતો. એ ચંદ્રવંશી યદુના વંશના હતા. એમની અનેક લીલાઓ ભાગવત દશમ સ્કંધમા વર્ણવેલી છે. નીચેના શ્લોકમા એ લીલા સંક્ષેપમાં ગૂંથી છે:—

( શાર્દૂલ. )

જન્મ્યા જે વસુદેવ-દેવકી થકી, ગોપી ગૃહે ઉછર્યા<br>
કીધી બાળલીલા, હણ્યા દનુજ કૈં, ધાર્યો ગિરિ હાથમાં<br>
માર્યો કંસ, હણાવીયા કુરુસુતો, ને પાળીયા પાંડવો-<br>
એવા ભાગવતે ચરિત્ર ભણીયા, શ્રીકૃષ્ણ કેરા અહો !

એમના અવતારી જીવનના ત્રણ ભાગ છે; એક તો ગોકુલના કૃષ્ણ: બીજા દ્વારકાના કૃષ્ણ: અને ત્રીજા અર્જુનના સખા, કુરૂક્ષેત્રના યુદ્ધમાં એનું સારથીપણું કરનાર, અને વિષમ પ્રસંગે એને ગીતાનો ઉપદેશ દેનાર. ખરી પરમાત્માની ભક્તિ જેવી ઋષિઓના યજ્ઞમા નથી તેવી આહીરોના પ્રેમમાં છે, તેમા પણ જેવી પુરૂષોમાં નથી તેવી સ્ત્રીઓમાં છે, અનેક દેવની ઉપાસના નથી, પણ એક પ્રભુને શરણે જવામાં છે—એ ગોકુળ-લીલાનો ઉપદેશ દ્વારકામાં રાજ્ય સ્થાપી યાદવોની રાજ્યસત્તા કેવી વિસ્તારી પોતાનો ગૃહસ્થાશ્રમ કવી રીતે ચલાવ્યો. જરાસન્ધ વિગેરેને મારીને અનેક રાજાઓને કેવી રીતે બન્દીખાનેથી છોડાવ્યા વિગેરે દ્વારકાનું રાજજીવન પાંડવો સાથે સગપણ અને સ્નેહના કારણે કરીને યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં મ્હેમાનોના પગ ધોવાનું નમ્રતાભર્યું કામ પોતે લીધું હતું કૈરવ પાંડવના યુદ્ધ પહેલાં બને ત્યાં સુધી યુદ્ધ ન થાય તેટલા માટે દુર્યોધનને સ્હમજાવવા પોતે ગયા હતા

શ્રીકૃષ્ણ પૂર્ણપુરુષોત્તમ કહેવાય છે. બીજા અંશાવતાર આગળ કૃષ્ણાવતાર ' સોળ કળા પૂરણ અવતાર ' ગણાય છે. ત્હેમાયે ' રામચંદ્ર મર્યાદા પુરુષોત્તમ, શ્રીકૃષ્ણ અવતાર પૂરણ બ્રહ્મ ' છે.

૧-૬ **સંકર્ષણ**—જૂઓ ' હલધર ' 'રામ' ઉપર ટીકા.

**સામલ**—રામચંદ્ર પેઠે કૃષ્ણનો વર્ણ પણ ઘનશ્યામ ભૂખરો કાળો હતો. જૂવો દશમ ક. ૩૦ મું. ' કાઇ શરીર છે ઘનશ્યામ રે, માટે શ્રી-કૃષ્ણ એહનું નામ રે. '

**અન્નભિખ્યા**—રાંધેલા અન્નની ભિક્ષા-પહેલા વિદ્યાર્થીઓ ગુરુને ત્યા રહેતા, અને ગૃહસ્થાશ્રમીઓને ત્યાથી ભિક્ષા-મધુકરી માગી લાવતા. બટુક બ્રહ્મચારીઓ 'ॐ भवति भिक्षां देहि । ' બોલતા એ જૂની રૂઢિ ' વિદ્યાર્થીના આશીર્વાદ 'મા હજી ચાલૂ છે.

**અશન** ( સં अश ખાવું ) ભોજન.

**ભૂધર**—કચ્છપ અવતારમા ભૂ-પૃથ્વીને ધારણ કરનાર વિષ્ણુ-કૃષ્ણ સરખાવો ગીત ગોવિન્દ:— ·

" પૃષ્ઠ પીઠ પૃથિવિ ફ્રૌઢી દૃઢ ધારી,
પડી જંહી આંટણ તણી ગડી ભારી.
જય કેશવ કચ્છપ રૂપ, જય જગદીશ હરે. "

૧-૭ **સ્વર બાંધીને**—વેદ ભણવામાં અવાજ ઉંચો, મધ્યમ, અને નીચો લેવો પડે છે તે સ્વર બાંધ્યો કહેવાય છે.

ધુન્ય ( સં. ध्वनि ) ધૂન લાગવી એમાં લીન, એકતાર થવાનો અર્થ છે.

સેન—શયન કરતા, પોઢતા, સૂતા. બધા સાથે, એક પથારીમાં સૂતા એમ કહી વિદ્યાર્થીઓનો સમભાવ બતાવ્યો છે.

મોરલીધર—કૃષ્ણ, ગોકુલમાં વેણુ-વાસળી, અથવા વાંસની હોવાથી હિન્દીમાં કહે છે તેમ 'બંસરી' વગાડતા, અને હમેશ સાથે રાખતા.

બળ—બલરામ.

મુન્ય ( સં. मुनि ) ઋષિ, અંહી સુદામા. જૂવો ગીતા અ. ૨ શ્લો. ૫૬:

" દુઃખે મન અનુદ્વેગી, સુખે જેની શમી સ્પૃહા;
ગયા રાગ, ભય, ક્રોધ, તે મુનિ સ્થિરબુદ્ધિનો. "

૧-૮ ચઉદ વિદ્યા—માં ચાર વેદ, છ વેદાંત, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર, અને અરાઢ પુરાણનો સમાવેશ છે.

ગુરુ દખણા—( ચતુર્થી તત્પુરુષ ) વિદ્યા ભણાવવા બદલ ગુરુ કશો બદલો લેતા નહી, પણ મઠ છોડતી વખતે શિષ્ય ગુરુની ઇચ્છા પ્રમાણે ત્હેને સંતુષ્ટ કરવા જે આપતા તે. સરખાવો રઘુવંશ સર્ગ ૫-૨૦ ગુરુએ શ્રીકૃષ્ણને પરમેશ્વર જાણ્યા હતા; તેથી ગુરુદક્ષિણામાં ત્હેમણે પોતાનો મૃત્યુ પામેલો પુત્ર માગ્યો હતો. તે શ્રીકૃષ્ણે યમપુરીમાં જઇને પાછો આણી આપ્યો હતો. જૂવો કડવું ૧૦, કડી ૧૦-૧૧-૧૨.

વિઠ્ઠલ—( વ્યુ ) પ્રભુ, શ્રીકૃષ્ણ.

વિદાઈ—વિદાય, રવાના, ચાલતા.

૧-૯ વિશ્વાધાર—( ષષ્ઠીતત્પુરુષ ) ઇશ્વર, અહીં કૃષ્ણ.

માનુભાવ—( સં. महत्-મ્હોટી + अनुभाव શક્તિ, બહુવ્રીહિસ ) મ્હોટા શક્તિવાળા, 'મહાશય' જેવો માનાર્થે વપરાતો શબ્દ.

ફરીને મળજો—કૃષ્ણ સુદામો મિત્ર થયા, પરસ્પર ઘણી પ્રીતિ બંધાઇ. શ્રીકૃષ્ણે માગણી કરી કે ' મહાપુરુષ ! હું એક વિનંતિ કરું છું કે તમે મ્હને ફરીવાર મળજો. ' આમાં વિદ્યાર્થી આશ્રમમાંથી છૂટા પડતા થતી સ્વાભાવિક લાગણી બતાવી છે.

૧-૧૦ ગદ્‌ગદ્ કંઠે—ગળગળા અવાજે.

મોરારિ—( मुर+अरि; ष. તત્પુરુષ ) મુર દૈત્ય એ પ્રાગ્જ્યોતિષપુરના રાજા, પૃથ્વીના પુત્ર નરકાસુરનો પ્રધાન. એને પાંચ માથાં હતાં. એને કૃષ્ણે માર્યો હતો. સરખાવો-'हरे मुरारे मधुकैटभारे. '

**મનસા**— ( सं. मनीषा ) મનની ભાવના, મનનું વલણ-કહેવતમાં છે કે ' મનીષા ( મંછા ) ભૂત ને શંકા ડાકણ. ' પ્રેમાનન્દ આજ અર્થમાં નાગદમનમા લખે છે ' મનષા સર્પ કઢાડવાની કીધી રે, ગોવિંદે ગેડી હાથમા લીધી રે. '

૧-૧૧ **મથુરા**—ઉગ્રસેનની રાજધાની, કૃષ્ણની જન્મભૂમિ. વૈષ્ણવ યાત્રીઓનું તીર્થ મનાય છે.

ગોકુલની બાળલીલા પૂરી થતાં દ્વારકાનું રાજજીવન શરૂ થયું તેની આ લીટીમાં વ્યંજના છે. વિશ્વકર્માએ એક રાતમાં સોનાની દ્વારકા નિર્માણ કરી પછી શ્રીકૃષ્ણ સંબંધીઓ સહિત દ્વારકા આવી રહ્યા એવી કથા છે.

**ગૃહસ્થાશ્રમ**—ચાર આશ્રમમાં બીજો.

આશ્રમ એટલે વિસામો, જીવનની નીસરણીના ચાર પગથીયાં ઋષિઓ જેમ વનમાં આશ્રમ-બાધીને રહેતા અને એમાં પવિત્ર જીવન ગાળતા, તેમ સાધારણ મનુષ્ય પણ રહી જાણે તો ત્હેને માટે જીવનના આ ચારે ભાગ ઋષિના આશ્રમ જેવા છે.

બ્રહ્મ એટલે વેદની વિદ્યા ભણીને, આચારમાં ઉતારવા માટે બ્રહ્મચારી વીસ કે ચોવીસ વર્ષે ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરતો. આ આશ્રમના મુખ્ય ધર્મો—સ્ત્રી ગૃહદેવી ઉપર પ્રેમ, દાન કરવાની ફરજ. અને પોત પોતાના વર્ણ પ્રમાણે દરેક ઉદ્યોગ કરી કમાવું અને સદાચારમાં રહીને, અને પ્રભુને લક્ષમા રાખીને સંસારનું સુખ ભોગવવું—એટલું છે. અગ્નિહોત્ર રાખી પતિ પત્ની સાથે બેસીને અગ્નિને આહુતિ આપતા—પતિ-પત્ની તે 'દંપતી' કહેવાતાં કારણ કે 'દમ' એટલે ઘર, એનાં બન્ને પતિ એટલે સ્વામી બધા આશ્રમોના આ મુકુટરૂપ છે. જેમ સઘળી ન્હાની મ્હોટી નદીઓ સમુદ્રમાં જઇને ઠરે છે તેમ બધા આશ્રમીઓનો વિશ્રામ ગૃહસ્થાશ્રમીને ત્યા છે.

**મન જેનું સંન્યાસી**—જેનું મન સંસાર વ્યવહારથી ઉદાસીન હતું ત્હેવા સુદામાએ પરણીને ઘર સંસાર માંડયો, છતાં સંસારમાં આસક્તિ ન્હોતી. તેટલા માટે જ હરિભક્ત કહેવાયા.

સંન્યાસ એટલે સકામ કર્મનો ત્યાગ. સરખાવો, ધનદાસ કૃત અર્જુન ગીતાઃ—

સંસારમાં સરસો રહે, ને મન મ્હારી પાસઃ
સંસારમાં લેપાય નહી, તે જાણ મ્હારો દાસ '

વળી સરખાવો 'ગુજરાતનો તપસ્વી'–એ 'તો સંસારી છે, ગૃહસ્થ થઇ સંન્યાસ પાળે છે.'

૧-૧૨ આ કડીમાં 'પ, પ' અને 'સ, સ' સાથે આવવાથી **અનુપ્રાસ** નામનો શબ્દાલંકાર થયો છે.

**પતિવ્રતા** ( બહુવ્રીહિ ) પતિની સેવા એજ છે વ્રત જેનું એવી–સતી.

**વ્રતપાવન**—વ્રત કરવાથી પવિત્ર થયેલી.

**પ્રીછે.** જાણે, ગણે

**માયા સુખી** ( ષષ્ઠી તત્પુરુષ ) સંસારનું સુખ.

૧-૧૩ દરિદ્ર—દળદર. પ્રેમાનન્દ આ શબ્દને નામ તરીકે વાપરે છે જુઓ કડવું ૧૦, લીઃ ૨૯; દશમ, અ. ૧૮; મામેરૂ 'દરિદ્ર ઘરમાં ફેરાફેરે તે મોસાળું ક્યાંથી કરે' વિગેરે.

**શીતળા** માતાની અમીદ્રષ્ટિથી સુદામાનાં બાલક 'થોડે અન્ને' પણ ઉછરી ગયાં. શ્રાવણ સુદ અથવા વદ સાતમને શીતળા સપ્તમી કહે છે. એ દેવીને છોકરા ઘણા વ્હાલા હોય છે. એની મૂર્તિની પાસે ઘણા છોકરાંના પૂતળાં બેસાડેલાં હોય છે.

૧-૧૪ **અજાચીક** વ્રત-(याच्-માંગવું ) કંઈપણ ન માગવાનો ટેક.

હાથ ઓડે-(સં. आ+वह् નું ભૂત કૃદંત आ+ऊढ; દેશ્ય **उड्डीयर्य**) હાથ લાંબો કરે, આગળ ધરે

૧-૧૫ ઘર સૂત્ર-ગૃહ સંસાર. પતિ (અને) પુત્રનું પૂરું પાડે,ગુજરાન ચલાવે.
[ સંતોખ આણી પછી 'સુખ' શબ્દ ઉમેરીને વાંચવું. ]

## કડવું ૨ જું.

૨-૧ **નરપતિ**–રાજા પરીક્ષિત.

રતિ-(૧) રતિભાર, જરાપણુ; (૨) સ્નેહ. આ બે અર્થ માટે સરખાવો–'રતિ બિન માનસ એક રતિકો'
'નામ ગ્રેહેસ્થ પણ કેવળ જતિ' જુઓ 'મન જેનું સંન્યાસી'–સરખાવો, ગુજરાતનો તપસ્વી'–સંસારીમાં યે સંન્યાસી જેવો.'

૨-૨ **મહિમા**–મ્હોટાપણું; દિલની બાદશાહી.

લહે–જાણી શકે.

સુદામા જાણી જોઇનેજ સંસાર તરફ દુર્લક્ષ બતાવતા, કારણકે ત્હેમને ભક્તિમાં રસ પડયો હતો. એમના મનની ખરી વૃત્તિ સ્હમજી ન શકવાથી લોકો એમને વગર સ્હમજણના ગણવા લાગ્યા.

'સમુદ્રની પેરે દારિદ્ર વ્યાપે'–'સમુદ્ર' ઉપમાન 'દરિદ્ર' ઉપમેય અને 'વ્યાપે' સાદૃશ્યવાચક શબ્દ હોવાથી અલંકાર **ઉપમા** છે.

૨-૩ ૨-૪ આ અને તે પછીની કડીમાં ગૃહિણીની ગૃહચિંતા અને ત્રેવડ વર્ણવ્યાં છે. કુટુંબનું નાવડું હિમ્મતભેર આગળ ધપાવવું અને વાવાઝોડામાંયે સુકાન સાચવી, દિશા ન પલટાય ત્હેની કાળજી રાખવી એ ગૃહદેવીની કર્તવ્યસીમા છે. સરખાવો લલિતનું સુન્દર કાવ્ય "રજકણમાંથી રત્ન બનાવે રસિક ચતુર રમણી."

પખાળે-(प्र+क्षाल्) ધૂવે,

સ્ત્રીજન-'જન' પદ માનાર્થે વપરાયું છે. સરખાવો 'ઋષિજન.'

અન્ન જડતું રહ્યું ( કાઠીયાવાડી પ્રયોગ )-મળતું બંધ થતું.

૨-૫ સાંભળીયે-જૂની ભાષામાં તેમજ કવિતામાં આવાં રૂપો માનવાચક આજ્ઞાર્થ તરીકે વપરાય છે. પૂજા કરાવતાં હાલના પુરોહિતો પણ આ'વાં રૂપો બોલે છે-જેમ કે ' અક્ષત ચડાવીયે. '

સુખસેજા-શરીરને સુખ થાય એવી સુંવાળી શય્યા, પથારી, પલંગ, ઢોલીયો. સેજા—( सं. शय्या; प्रा. सज्जा ).

પટકૂલ-( पट+दुकूल ? ) વસ્ત્ર. સરખાવો ' વનકૂલ '

સાનુકૂલ-ભાગ્યને અનુકૂલ-કૃપાળુ, દયાળુ.

૨-૭ પતિવ્રતા, ભક્તિમાં મચેલા સ્વામીને ઘરની દુઃખી અને દયામણી સ્થિતિ તરફ નજર કરવા વિનતિ કરે છે.

અળખામણી ( अलक्ष्यमाणा ) જેના તરફ ધ્યાન નથી અપાતું એવી-વ્હાલી નહી તે.

૨-૮ ધાતુપાત્ર...સમખાવા-ઘરમા ધાતુનું એ વાસણ કે આખું વસ્ત્ર કહેવા પૂરતું'યે નથી. સમ—( વ્યુત્પત્તિ ? )

૨-૮ જેમ જલવિણ......બાડુવાં-અંહી પ્રતિવસ્તૂપમાની છાયા છે. જ્યાં ઉપમેય વાક્ય અને ઉપમાન વાક્યનો સાધારણ ધર્મ જૂદા શબ્દોમાં કહ્યો હોય ત્યાં પ્રતિવસ્તૂપમા અલંકાર થાય છે.

બાડુવાં ( सं. बटुक, प्रा. वटुओ. ) શબ્દ દયામણો છે, બિચારા 'ન્હાનાં છોકરાં. જૂવો નળાખ્યાન-' બાહુકે દીઠાં બાડુવાં ઉલટ્યું અંતઃકર્ણ સરખાવો ' 'બડુવો'; વળી દેશમ સ્કંધ કડવં ૫.

' રોયાં વૃદ્ધ જોબન હો, રૂવે બાળક બાડુવાં;
રોયા હય હસ્તી હો, રોયા નગ્ર ઝાડુવાં.'

૨-૯ નિર્ધનતા વિષે આ ચિત્તવેધક કવિતા છે.

બાળકડાં—'ડાં' પ્રત્યય લાડ, પ્રીતિ, દયા વિગેરે ભાવનો સૂચક છે.

કેઇ પેરે—( सं. प्रकार ) કઇ રીતે.

દુઃખ દેખીને મરૂં—મરવા જેટલું દુઃખ થાય છે.

૨-૧૦ ભીંતડીયો— ( सं. भित्ति ) ગામડાના ગરીબ લોકનાં ઘરની કંગાલ સ્થિતિનું આમાં આબેહૂબ વર્ણન છે.

અતીત—અતિથિ ( अ+तिथि ) એક દિવસથી વિશેષ સમય સુધી ન રહે તે, પરોણો.

નિરસુખ—નિરાશ.

ગવાંનક ( गो, ગાય ઉપરથી ) જમતા પહેલાં ગૃહસ્થને ત્યાં ગાયને માટે જૂદું કાઢેલું જે રાંધેલું અન્ન તે. ગૃહસ્થને કરવાના પંચ મહાયજ્ઞમાંનો જે 'ભૂત યજ્ઞ,' હેમા આનો સમાવેશ છે જેમાં પ્રાણી માત્રનું ભલુ ઇચ્છી, ગૃહસ્થ વૈશ્વદેવમાં છેક કીડી પર્યંતનાં પ્રાણીને માટે અગ્નિ આગળ ભાતનાં બલિદાન મૂકે છે, અને પછી ઘરને બારણે જઇ, પશુ પંખી, અને કીટ (જેમ કે ગાય, કાગડા અને કીડી) અર્થાત્ પ્રાણી માત્રને રોટલી ભાત નાખે છે તે ભૂતયજ્ઞ.

૨-૧૧ ગાર્હપત્ય—ગૃહપતિ એટલે ગૃહસ્થ, હેના ઘરમાં રખાતો અને પૂજાતો અગ્નિ.

નૈવેદ્ય—દેવની ષોડશોપચારે પૂજા કરતાં, હેમને ધરાવવાનો જે પદાર્થ તે. એ નૈવેધ પછી પ્રસાદ ગણાય છે દેવને અસમર્પિત વસ્તુના ઉપભોગને અધર્મ ગણ્યો છે, જૂવો ગીતા અ ૩, શ્લો. ૧૩:—

'યજ્ઞ શેષ જમનારા સન્તો સૌ પાપથી છૂટે:
ખાય તે પાપી તો પાપ, જે રાંધે નિજ કારણે.'

ન્હા. દ. કવિ.

પર્વણી— ( सं. पर्वन् ની સાતમી વિભક્તિ ) દાન પુણ્ય કરવાને શાસ્ત્રમાં કહેલી ઉત્સવ-તિથિયો. સરખાવો 'સોપરમો દિવસ' સુપર્વ ઉપરથી.

જેવો ઉગે તેહવો આથમે—દિવસમાં કાંઇ પણ પુણ્ય, ધર્મ, દાન ન થાય તો તે દિવસ સાર્થક થયો કહેવાય નહીં; પુણ્ય સંઘરી મનુષ્યે દરરોજ કંઇને કંઇ હેમાં ઉમેરો કરતા રહેવું જોઇયે. જેથી અંગ્રેજ કવિ *Longfellow* કહે છે તેમ

*'So that each to morrow
Finds us farther than to day'*

કહેવાનો સીધો ભાવ એવો છે કે, લોકમાં પ્રચલિત કહેવત 'પ્રભુ ભૂખ્યા ઉઠાડે છે, પણ ભૂખ્યાં સુવાડતો નથી'-છતાં, આપણે ઉલટા ભૂખ્યાં ને ભૂખ્યાં રહીયે છીયે, એટલું વિષમ છે.

૨-૧૨ સકુળ-સુકુલ. સારૂં, ઉંચું, ખાનદાની ભર્યું કુળ, કુટુંબ.

સરાધ-શ્રાદ્ધ-એટલે પરલોક છે એવી શ્રદ્ધાથી કરેલું કર્મ. મુખ્ય મુખ્ય સંસ્કારોમાથી અંત્યેષ્ટિની ક્રિયાએ પછી જીવ પરલોકમા સુખી થાય, અને પિતૃલોકમાં ભળે તે સારૂ કેટલીક સામાન્ય ક્રિયાએ કર્યા પછી, કુટુમ્બમા દર વર્ષે મરણ તિથિએ અને ભાદરવાના અંધારીયા પખવાડીઆમા પિતૃઓને પિંડ આપી તર્પણ કરાય છે

સમચરી-સંવત્સરી, ( सं. सम्वत्सर ) વાર્ષિક મરણતિથિ.

પિતૃ નિરસુખ ફરે-આમા પણ ગૃહસ્થને કરવાના પંચ મહાયજ્ઞમાંનો પિતૃયજ્ઞ ગણાવ્યો છે. એમાં ગત થયેલા માતપિતા અને બીજાં સગા વહાલાના નામ સ્મરણ કરી, એમને જળની અંજલિઓ આપવામાં આવે છે, જે તર્પણ કહેવાય છે આનો હેતુ આપણા પૂર્વજોને દેવ સમાન સ્હમજીને માન આપવાનો, અને એમનું નિત્ય સ્મરણ તાજું રાખવાનો છે

શ્રાદ્ધ સંવત્સરી, અથવા બીજા દિવસોમા જે કંઇ દ્રવ્યનુ દાન, બ્રહ્મભોજન, પિંડ પ્રદાન વિગેરે કરવામા આવે છે ત્હેનું પુણ્ય મરનાર પૂર્વજને પહોચે છે. જો આમ કંઇ પણ પુણ્યદાન કરવામા ન આવે, તો પિતૃઓ ખાલી હાથે પાછા જાય છે એવું હિન્દુઓ શ્રદ્ધાપૂર્વક માને છે.

૨-૧૩ વાંઘલાં ( વ્યુત્પત્તિ ? ) ફાફા આંગલાં ( सं. अंग ઉપરથી ) અંગલાં, જુવો મીરાબાઇનુ પદ 'મેરા ગોપાલજીકુ અંગીયા બના દઉં, માથે દલંકી ટોપી '

અબોટીઉ-શણ અથવા રેશમનું વસ્ર એ પહેર્યાથી અધોળ સચવાય છે. જે બોટાતું નથી-અભડાતું નથી તે અબોટીક.

૨-૧૪-વાધ્યા ( सं. घर्षं ) આ કડીમા સુદામાની હોજ્યા ગોજ્યા વગરની, રાખસરી જગ્યથી એમનું ઘરરૂપ બતાવ્યુ છે. ઘરમાં ઉપરસ્કર furniture મા ફક્ત દર્ભની તૂટેલી સાદડી છે તે પર પડી રહે છે, એમ કહી ગરીબાઇનું સૂચન કર્યું છે.

૨-૧૫ તે સુજને દહે છે અગાર-જ્યા ઉપમાન અને ઉપમેયનો અભેદ વર્ણવ્યો હોય, ત્યાં રૂપક અલંકાર થાય છે, અંહી 'તે'ને અંગાર તરીકે જ વર્ણવ્યુ છે, તેથી અલંકાર રૂપક છે.

દરિદ્રસમુદ્ર-અંહી ઉપરનોજ અલકાર છે.

હેવાતણુ-સૌભાગ્ય, પતિની હયાતીનુ ચિહ્ન. 'મ્હારૂં સુવાસિનીપણું જણાવવાને જે બે પહેરણાં જોઇએ ત્હેમા એક ચૂડી સિવાય મ્હારી પાસે બીજું કંઇ જ નથી ' જુવો દશમ કહવું ૫૩

" સર્પની સહુ વસવવે, મૂકો અમારા સ્વામીન,
અમો ભિક્ષુકી દાતારનું, મણુ આપ હેવાતન. "

સૌભાગ્યના ચિહ્નરૂપ ત્રણ શણગાર હતા છે-મંગલસૂત્ર, કંકણ તથા કુમકુમનો ચાલ્લો. સરખાવો, ' લગ્ન મંગલ '—

" મોંઘુ મંગલ સૂત્ર, કંકણ તથા સૌભાગ્યનો ચંદ્રમાઃ
છાજો એ ત્રિપુટી અખંડ તુજને ! "

૨-૧૭ દાહાડી-દહાડે દહાડે, હમેશા. ( દ્વિરુક્ત શબ્દનું ટૂંકું રૂપ ) જુવો દશમ. કડવુ ૩૭ મુ-' તમો રાવ દાહાડી લાવતી, નથી લાજવી આજ મૂકાવતી ' વળી, ' કરહણીયા. મ્હને દાહાડી દાહાડી કરહણ દેજે. '

મિત્રાચાર-મૈત્રિ, સખાભાવ, દોસ્તી

ભરથાર-( सं. भर्ता, भृ ભરણ પોષણ કરવું, એ ઉપરથી ) સ્વામી અહીં 'ત'નો 'થ' થયો છે સરખાવો ભરથરી ( भर्तृहरि )

માધવ-લક્ષ્મીજીના પતિ.

૨-૧૮ કલ્પવૃક્ષ-ચૌદ રત્નોમાનું એક વાચ્છેલું, મનમા ચિંતવેલું તરત આપનાર સ્વર્ગમાનું ઝાડ. તે પાચ છે. પારિભદ્ર કે લિમ્બ, મંદાર, પારિજાતક, સન્તાન અને હરિચંદન.

અહીંયા કલ્પવૃક્ષની કૃષ્ણ સાથે સરખામણી કરેલી છે જેમ કલ્પવૃક્ષની તળે રહેનારને ધારેલી વસ્તુ મળી શકે છે, તેમ કૃષ્ણના મિત્રને કશાની ખોટ હોય નહીં, અલંકાર પ્રતિવસ્તૂપમા છે

૨-૧૯ પ્રગટ કરી-પ્રગટાવીન

હુતાશ—( सं. हुताशन ) હોમેલું ભક્ષણ કરનારો અગ્નિ.

શીત—ટાઢ

અમૃત—દેવ દાનવોએ ક્ષીર સાગરનું મથન કરી ચૌદ રત્નો કાઢયા હતા. ત્હેમાનું છેલ્લું અને મુખ્ય રત્ન દેવોનું અમરત્વ એને લીધે છે એ પીનારને જરા મૃત્યુ બાધ કરતા નથી એ ઉપરથી પ્રાકૃત શબ્દ 'અમી' થયો છે.

જમકિંકર—યમ. આપણને નિયમમા રાખનાર મૃત્યુ પછીના પરલોકના દેવ, ત્હેમના દૂત-પાર્ષદો;-મરેલાના લિંગ દેહને ધર્મરાજ પાસે લઇ જાય છે.

૨-૨૦ સરસ્વતી-જુવો 'અબા સરસ્વતી' ક. ૧-૧-૧-અહીં બધીયે વિદ્યા એવો અર્થ લેવો. વિદ્યા એટલે સામાન્ય અક્ષરબોધ અને શબ્દ બોધ નહીં,પણ જે જ્ઞાન મુક્તિનું કારણ થાય છે તે,(सा विद्या या विमुक्तये).

કેટલીકવાર કવિત્વ શક્તિને પણ 'સરસ્વતી' કહે છે. સરખાવો.
નરભેરામ—'સરસ્વતી વસજો જીભે રે, 'વ્યવહારની વાતે વદવું છે.'

અધ્યયન—ભણવું તે.

ચિંતા—( सं. चिंता ચિંતન કરવું ) ધ્યાન, મૂલ અર્થમાં, 'જ્યાં લગી આતમા તત્વ ચિંત્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જૂઠી.' એ ઢીંટીમાં, નરસિંહ મહેતા વાપરે છે; રૂઢ અર્થમાં 'ફિકર' એવો અર્થ થાય છે.

કશી—શી:( શા માટે જોઇયે ? ) પ્રશ્નાર્થમાં વપરાય છે. સરખાવો,
'સૂરજ આગળ આગીયો કશો ?'

માયા—અજ્ઞાન—આવરણ—ઢાંકણ, અંધાર પીછોડી.

૨-૨૧ જન્મ મરણ આપદા—જ્યાં સુધી જીવ અને બ્રહ્મમાં એકતા અનુભવી મોક્ષ મળતો નથી ત્યાં સુધી મનુષ્યને માથે 'पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरेशयनं'—ફરીફરી જન્મ અને મૃત્યુ લખાયલાંજ છે. જાહ્નવી—જન્હુ ઋષિની જાંઘમાંથી વહન કરેલું એવાં ગંગાજી.

આપદા—(सं. आपद्, અથવા आपत्ति ) દુઃખ.

પાતક—પાડનાર, નીચે પાડનાર—પાપ.

૨-૨૨ અનાથ—જેનો નાથ, ધણી નથી તે—રંક, કંગાલ, નિરાધાર. શ્રીકૃષ્ણ લક્ષ્મીપતિ હોવાથી હેમના ભક્તોને દીનતા ક્યાંથી સંભવે ? સરખાવો કાલીદાસ રઘુ—'नाथे कुत स्त्वय्यशुभं प्रजानाम्।'

ભૂધર—જુઓ ક. ૧-૫.

સ્નેહ—પ્રીતિ; જેમનો સ્નેહ પ્રભુ સાથે હોય છે હેમની પામરતા ક્યાં સુધી ટકી રહે ? કારણ કે એ સ્નેહની અસર, ભાગવતકાર કહે છે તેમ 'स्नेहवान् ज्वलतेऽनिशम्'—પ્રીતિ (તેલ) વાળો હમેશાં બળે છે ( પ્રકાશે છે )—એવી છે.

૨-૨૩ ચઉદ લોકના મહારાજ—સાત સ્વર્ગ અને સાત પાતાળ મળી ચૌદ લોક કે આખું વિશ્વ થાય છે, ભૂ, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ, અને સત્ય એ સાત સ્વર્ગ; અને અતલ, વિતલ, સુતલ, મહાતલ, રસાતલ, તલાતલ અને પાતાલ, એમ મળી સાત પાતાળ.

લાજ—લજ્જા, શરમ,

ભીખતાં—માગતાં.

૨-૨૪ મનવાંછિત—(તૃતીયા તત્પુરૂષ ) મનથી વાંછિત, ઇચ્છેલું, ધારેલું.

કુઠાર—કુવાડી. કીરપા—કૃપા.

'દરિદ્રનાં દ્રુમ—અલંકાર રૂપક છે, સરખાવો 'દુઃખનાં ઝાડ.'

## કડવું ૩ જું.

૩-૧ ભાવઠ—આપદા, મુસ્કેલી, ભીડ. સરખાવો —

'ભાવઠ ભાગી ભૂધરે, મહેતા નરસૈના સ્વામી.
સુખ દુઃખ મનમાં ન આણીયે.'

( ભવ+અટન–ભવસાગરમા ભટકવું ત્હેના જેવું મહા દુઃખ ? )

જાદવરાય—'મથુરામાંથી કૃષ્ણ પધાર્યા, પુરી દ્વારકા વાસી' અને ત્યા યદુવંશી યાદવોના રાય–રાજા થયા હતા.

જાચો—યાચો, યાચના કરો.

આ લીટીમા જ, જ અને ભ, ભ સાથે આવવાથી શ્રુતિરુત્તિ અનુપ્રાસ નામનો શબ્દાલંકાર થયો છે.

ગોમતી—દ્વારકા પાસેની નદી, બહુ પવિત્ર ગણાય છે. દ્વારકાનાથ રણછોડરાયજીને ભક્ત બોડાણા ડાકોર લાવ્યા ત્યારે ત્યાં પણ એજ નામનું તલાવ બંધાયું છે.

મરજન—મજ્જન—ન્હાવું તે.

દર્શનફળ—દર્શનનું ફળ, તેથી મળતું પુણ્ય. નહી જાય–મળશે. 'બીજું કાઇ નહી મળે તો એટલું તો ખરું જ, તેથી જરૂર જાવ' એમ સુદામાને સ્હમજાવે છે.

જડે—મળે; જૂવો 'પુરમાં પછે અન્ન જડતું રહ્યું.'

૩-૨ પ્રતિવાય ( સં. प्रत्यवाय ) (૧) પ્રતિબંધ, હરકત, વાંધો (૨) પાપ, દ્વેષ.

મામ–( मम ઉપરથી ) મમત્વ, મ્હોટાપણું, સ્વમાન. જૂવો ઓખાહરણ ક. ૩૭

'રથ વાળ્યા કીધા રામ, મુકી મામ ને નાઠા કામ.'

૩-૩ વણસે ( સં. वि+नश् નાશ પામવું ) બગડે; સરખાવો–'વણસે વણ સેવના થકી, નર ધારી નર ધારણા નકી.' દલપતરામ.

સ્થાનક છે મળવા તણું—મળવાનું ઠેકાણું છે, મિત્ર છે, સ્નેહી છે.

૩-૪ હું દુર્બળનું રૂપ દેખી...મ્હારે દાન લેવા જમણો હાથ ધરવો પડે, અને વળી મ્હારા જેવા કંગાલ મિત્રને જોઇ સમૃદ્ધિના ધણી શ્રીકૃષ્ણ, શરમાય, એમ સુદામાની દલીલ છે

૩-૫ આમા ઉદ્યોગી પુરુષોના વખાણ કરી, દાન લેવા હોય ત'આવર્યો એ બ્રાહ્મણના ષટ્કર્મ'મા આવી જાય છે, તેથી શરમાવુ ન જોઇયે એમ સુદામાની સ્ત્રી રહીયો આપે છે

૩-૬ અ'તરજામી—અ તર્યામી-( अन्तर्+यम्, ફેલાવુ, પ્રસરવુ ) માણસના અ ત કરણમાં જે જે વિચારો થતા હોય ત્હેના જાણનાર-જૂવો કડી ૧૧ 'જગતના મનની વાર્તા જાણે, અન્તરજામી રામ ' સરખાવો દયારામ —

શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજી, શામળીયા વ્હાલા,
સઘળુ સ્હમજો છો અ તરજામી, ન દલાલા'

ગર્ભવાસ—ગર્ભ'મા વાસ હોય છે ત્યારે

મોરાર—( मुरारि )—શ્રીકૃષ્ણ

૩-૭સુદામા કહે છે " સાત્વિકભાવી બ્રાહ્મણ હોવાથી આપણે ઉદ્યમ પણ શો કરીયે ? એમ વિચારી ચિત્તમા સન્તોષ ધારણ કરવો ઘટે છે કારણકે સ સારના ભોગવિલાસમા પ્રભુ ધ્યાનમાંથી ખશી જાય છે અને આપણા હૃદયની લાગણી-ચિત્તનુ વલણ પણ તેથી બદલાઇ જાય છે '

સરખાવો ગીતા 'स शान्तिमाप्नोति न कामकामी'
अ. २ श्लो. ७०.

૩-૮ પરિવાર—કુટુ બમા વીંટાઇને રહેનાર-છોકરા છૈયા

૩-૯ રાજા વિભીક્ષણ—વિભીષણ રાવણનો ન્હાનો ભાઇ એ રામભક્ત હતો રાવણે સીતાનુ હરણ કર્યું ત્યારે એણે સીતા પાછી આપી રામને નમ-વાનુ કહ્યુ રાવણે તે ન માન્યુ ને ઉલટ મારી નાખવા ખડ્ગ કાઢ્યું. ત્યારે એ રામને શરણે ગયો રામને રાવણના યુદ્ધનો ભેદ એણે કહી દીધો યુદ્ધમા રામના તરફથી એ ઘૂમતો રાવણવધ પછી લ કાનુ રાજ્ય રામે એને આપ્યુ હતુ

સરખાવો=-સુ દર ધનદાસની સુદામાની કથા, દશમ સ્ક ધ -
'તમે કહેશો કેમ યાચુ, માગતા આવે લાજ,
વિભીષણે જઇ શિશ નામ્યુ તો આપ્યુ લ કા રાજ.'

રાજા થકા—જો કે રાજા હતા તોપણ

"વિભીષણ રાજા છતા જગદીશ એવા રામની યાચના કરતા, ત્હેને ન્હાનમ લાગી ન્હોતી તો ત્હમે બ્રાહ્મણ છો, યાચના બ્રહ્મકર્મના ષટ્કર્મ'માનુ એક કર્મ છે, તો પછી એમા કઇ અપઘટતુ કે અણછાજતુ કહ્યુ'યે નથી—"એમ સુદામાની પત્ની દૃષ્ટાન્તવાળો સિદ્ધાન્ત રજૂ કરે છે

[1] મેઘાડ'બર—રાજછત્ર.

૩-૧૦ પાણિ-હાથ.

થાય વદન પીળું વરણુ—માગનારના ચહેરાનો રંગ ફીકો પડી જાય, મ્હોંપર શેરડા પડે.

કવિના મનમાં નીચેનો શ્લોક હોય એમ લાગે છે:—

वेपथु र्मलिनं वक्त्रं दीना वाग्गद्गदः स्वरः ।
मरणे यानि चिह्नानि तानि चिह्नानि याचके ॥

મહાભારત.

ઉપરના શ્લોકની સુન્દર છાયા નીચેના છપ્પામાં જણાય છે—

થરથર ધ્રૂજે દેહ, દેહની શુદ્ધિ વિસારે,
તન ઉપર નહિ તેજ, રામનુ નામ ઉચ્ચારે;
'ગળું' ગળગળું' થાય, નેત્રથી નીર ઝરે છે,
બોલે હલવા બોલ, શ્વાસ ઉશ્વાસ ભરે છે;
જેટલાં ચિહ્ન મરવા તણા, દુઃખ દાવાનળ લાગતાં,
શરીર ઉપજે શામળ કહે, માગણુ જનને માગતાં. ”

તેથીજ કહે છે—

જાચવાથી રૂડું મરણુ–' याचनाद् मरणं वरम्.' સુન્દર ધનદાસ પણ લખે છે ' દીન વચન જઇ કહેવું એથી મૃત્યુ સારું થાય ! ' નરસિંહ મહેતાના સુદામામાં પણ ' માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણીને '

૩-૧૧ આ કડીમાં સુદામાની અડગ નિષ્ટા, અને ' यो य श्रद्धः स एव सः' જેવી શ્રદ્ધા રાખીયે તેવું થઇ જવાય છે–' તેમ, એમને શ્રીકૃષ્ણના અંતર્યામીપણામાં પૂરી શ્રદ્ધા છે. આનો સ્પષ્ટાર્થ નીચેની કડીઓમાં આપે છે.

નવનિધ-( निधि-ભંડાર ) દેવોના કુબેરના નવ ખજાના છે. પદ્મ, મહાપદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુંદ, કુંદ, નીલ ને ખર્વ. અષ્ટ મહાસિદ્ધ સાથે પૂર્ણ વૈભવ બતાવવા, આ શબ્દ વપરાય છે.

૩-૧૨ કાય ( સં. चीयते अस्मिन् अस्थ्यादिकं इति कायः– જેની અંદર અસ્થિ વિગેરે એકત્ર થાય છે તે-દેહ ) શરીર.

૩-૧૩ ઘટ ઘટમા વ્યાપી રહ્યો છે—વિષ્ણુ ( સં. विष् વ્યાપવું ) શબ્દની વ્યુત્પત્તિમાં જ આ વ્યાપકપણાનો અર્થ સમાયલો છે.

પૂરણ પુરૂષ–જગતને ઉપજાવનાર પુરુષ અને પ્રકૃતિ તે પૂર્ણ પુરુષ અથવા ' પૂરણ ' ' વ્યાપી રહ્યો છે ' સાથે પણ લઇ શકાશે. વેદમાં, આ પૂર્ણ પુરુષનું રસમય વર્ણન पुरुषसूक्तમાં કરેલું છે.

પુરાણ-બ્રહ્માંડમાં જૂનામાં જૂનો, સરખાવો ગીતા-અ. ૧૧. શ્લો. ૩૮
त्वमादि देवः पुरुषः पुराणः

૩-૧૪ આ ભાવ સાથે સરખાવો—

" ધીરજ ધરને અરે અધીરા, ઇશ્વર દેછે અન્ન તેને;
ખલક તણો છે પ્રભુને ખટકો, માને સાચું મન તેને.
જન્મ્યા પહેલા જગના નાથે, શોધ્યો ઉપાય શુદ્ધ તેને:
હાડમાસના હૈયા મધ્યે, દેને સગ્ન્યુ દુધ તેને.
કોરોટામા કીટ વસે છે, ઇશ્વર પૂરે આહાર તેને:
હાથીને મણ, કીડીને કણ, ચાર પગાને ચાર તેને.
અજગર સૂતો અરણ્ય મધ્યે, ટગશું નવ દે દોટ તેને:
વિશ્વંભરનું બરદ વિચારો, ખાવાની શી ખોટ તેને.
મરાલ કેરો ચારો મોતી, વખતે આપે વ્હાલો તેને:
ઋષિરાજ કહે રામ ભરોસો, રાખી મનમાં મ્હાલો તેને. "

૩-૧૫ જ્ઞાની-' सदसद् व्यक्ति हेतवः सन्त. ' -ખરૂં ખોટું જાણવાની શક્તિ ધરાવનાર-જ્ઞાનવાળા.

વૈરાગી-સંસારના વૈભવો ઉપર જેને પ્રીતિ ન હોય એવા.

પંડિત-( सं. पण्डा તત્ત્વ જાણવાની બુદ્ધિ ) વિદ્વાન્.

હું જુગતે જીતું કેમ કરી-હું સ્ત્રી જાતી તે વાદવિવાદમાં કેમ જીતી શકીશ ?

જુગતે ( सं. युक्ति ) બોલવાની ચતુરાઇ, હેતુ પુરઃસર વાત.

જ્ઞાની, વૈરાગી, ત્યાગી, પંડિત-વિગેરે શબ્દો પતિને લગાડીને સુદામાની પત્ની થોડો ઉપહાસ કરી ઉકળતા મનની મુંઝવણ બતાવે છે.

૩-૧૬- પ્રમદા ( सं प्रमदा ) સ્ત્રી.

ઉચરે—( सं. उद्+चर् બોલવું ) બોલે.

અવતાર સ્ત્રીનો અધમ—પ્રેમાનન્દ આજ ભાવવાળાં વાક્યો દશમ સ્કંધમાં, ઘણીવાર ગોપીઓ કને બોલાવે છે. જૂઓ કડવું ૬૩. ' ધિક્ અબળાનો અવતાર '; વળી તેથી ઉલટું આગળ ઋષિપત્નીઓનો મહિમા બતાવી, ઋષિઓને કહ્યું છે કે—

'વૃષભની પેર વહી વિદ્યા, કૃષ્ણ બ્રહ્મ જાણ્યા નહીં;
શ્રીકૃષ્ણ કહે તરશો સ્ત્રીવડે, આટલા દિવસ ભૂલ્યા ભમ્યા. '

નરસિંહ મહેતા પણ સુદામા કને પોતાની પત્ની માટે આવાં પરસ્પર વિરોધી વાક્યો બોલાવે છે:—

'ધન્ય એ નાર અવતાર સફળ કર્યો, ' અને ' આપ્યું તો કંઈ નહી,
…શામની કૃપને હું દ્વારિકા આવીયો. '

સુદામાની ' સુંદરી ', આગળ જતા ' રંડા ' ( જુઓ–સ્રીજીવ નર તે શબ સમાન, રંડાયે ઉપજાવ્યુ અપમાન ' ) થાય છે તે પણ ઠીક આવું જ લાગે છે

આંસુ ભરે—આખમા આસુ લાવે.

કડવું ૪ થું.

૪-૧ નિર્મ્યુ —નિર્માણ થયુ, નક્કી કર્યું-કર્તા ' વિધિએ '

વૃદ્ધિહાણ—( सं. हानि, हा છોડી દેવુ ) લાભાલાભ સરખાવો દશમ ક ૬ વસુદેવ કંસને કહે છે —

> 'અન્ન, ઉદક, સંબંધ, જન્મ મૃત્યુ એ જીવને હાથે નથી,
> ઇશ્વર આધીન સર્વ છે, ભૂલે જીવ ગહન ગતિ ' ' '

ગોસ્વામી તુલસીદાસની રામકથામા ભરદ્વાજ કહે છે.—

> 'સુનહુ ભરત ભાવિ પ્રબલ, બિલખી કહત મુનિનાથ,
> હાનિ, લાભ, જીવન, મરન, જસ, અપજસ, વિધિ હાથ. '
>
> અયોધ્યા કાંડ.

વિધિ—નશીબ; પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ, એ ત્રણ પ્રકારના કર્મમાથી સંચિત કર્મનું ફલ તે વિધિ, દૈવ. ગીતાકાર પણ કહે છે. ' दैव मेवात्र पंचमम् । '

ઘેલી કોણે કરી—કો'ના કહેવાથી તારામા આ ઘેલછા આવી ?

-૨ મિત્ર—સાથે રહેનાર. સુકૃત દુકૃત-સારા નરસા આચરણ. સારાં નરસા આચરણથી નિપજતાં સુખ દુ ખ સાથે રહેવાવાળા છે અને તે લિંગ દેહ અને આત્મા, એટલે શરીર ધારણ કરનાર જીવની સાથે જઇને રહે છે. આત્મા લિંગ દેહને લઇ નવો જન્મ લે છે, તો તે જન્મમા પણ તેની સાથે સુખદુખનું દ્વંદ્વ જાય છે. આમ મનુષ્ય મરણથી પણ સુખદુખના દ્વંદ્વથી નથી છૂટી શકતો

દીધા વિના—ગયા જન્મમાં દાન કર્યાવિના; દાન દેનારે જમણા ( ' દક્ષિણ ઉપરથી દક્ષિણા ' ) હાથથી લેવું દેવું એવો શાસ્ત્રવિધિ છે. ' દીધા વિના-' માટે શાસ્ત્રાધાર છે- ' नादत्तमुपतिष्ठति ' જો દેવને કંઇ ન આપ્યુ હોય તો આપણને કંઇ પણ પ્રાપ્ત થાય નહી. ટૂંક ૨ થી ૬ સુધી પ્રતિવસ્તૂપમા અલંકારની; છાયા છે.

૪-૩ ખડ ધાન-ઘાસમાં નિપજતું, વણવાવ્યે ઉગી નિકળતું હલકું અનાજ, સામો, કોદરા, ચીણો વિગેરે.

શાળ—( सं. शालि ) ડાંગર

૪-૪ એકાદશી વ્રત—દરેક હિન્દુમાસના બે પખવાડીયાની અગીયારસી તિથિએ ફલાહાર કરી ઉપવાસ કરવાનો, અને તેથી ચિત્તશુદ્ધિ સાધી, પવિત્ર થવાનો હેતુ છે ઇન્દ્રિયોને વશ ન રહેતા, આત્માને વશ ઇન્દ્રિયો રાખી—આ'વા આત્મયજ્ઞના તપથી આત્મશુદ્ધિ મેળવવી, અને ઇશ્વરનુ યજન, પૂજન કરવુ એ વ્રત, ઉપવાસનો પરમ હેતુ અને રહસ્ય છે.

તિર્થ—હિન્દુ ધર્મના પુસ્તકો અને લોકરૂઢિમા તિર્થયાત્રાનો મહિમા કહ્યો છે, તે પણ પ્રભુભક્તિ વધારે લાગણીથી કરવા સારૂ, છે નહી, પર્વત, વન વિગેરે સ્થળે પ્રભુની લીલા વિશેષ નિહાળાય છે તે માટે તે સ્થળે જવાનું શાસ્ત્રમા કહ્યુ છે હિમાલયમાથી ગગા પડે છે, આગળ ચાલતા સાથે યમુના મળે છે, વળી આગળ ચાલતા ગગા યમુનાના વ્હેતા જળ, એક સ્થળે દિશા બદલે છે-અને તે સાથે બીજી ન્હાની નદીઓ ઉમેરાય છે-એ દેખાવ બહુભવ્ય અને રમ્ય છે, તેથી ગંગાદ્વાર, બદરિકાશ્રમ હરિદ્વાર, પ્રયાગ વારાણસી ( કાશી ) વિગેરે યાત્રાના સ્થાન બન્યા છે એજ પ્રમાણે જ્યા રામ, કૃષ્ણ, વિગેરે મહાપુરુષો વસી ગયેલા કહેવાય છે તે સ્થળ-જેમ કે યમુના, નર્મદા, ગોદાવરી વિગેરે, નદી કાઠેના તિર્થો-મથુરા, દ્વારકા, વિગેરે નગરીઓ-એ મહાપુરુષોના સબધી મહિમાવાળાં ગણાય છે તેથીજ પડયાઓ યાત્રાળુને સભળાવે છે કે 'अन्य क्षेत्रे कृत पाप तिर्थ-क्षेत्रे विनश्यति । '

અગ્નિ તૃપ્ત કર્યા નહી—હોમ કરી આહૂતિ વડે અગ્નિ ( ત્હેનાં ૪૮ સ્વરૂપ છે, તેથી બહુવચન ) સતોપ્યા નહી

અગ્નિ, એ ઘેર ઘેર પ્રકાશતુ પરમેશ્વરનુ રૂપ છે, એમા હોમેલુ દેવને પહોચે છે તેથી એ દેવોનો ' હોતા ' એટલે બોલાવનાર કહેવાય છે

શ્વાન, વાયસ ગોગ્રાસ—ભૂતયજ્ઞ માટે ગૃહસ્થે, કુતરા, કાગડા અને ગાય માટે અમુક ભાગ કાઢવો જોઇએ છે તે

૪-૫ નિરસુખ—સન્માન કર્યા વગરના ભૂખ્યા

૪-૬ હરિપ્રસાદ—દેવેને નૈવેદ્ય તરીકે ધરાવેલુ ફલ, ફૂલ કે ભોજન જુઓ ક ૨-૧૧ દેવને ધરાવ્યા વગરનુ અન્ન અશુદ્ધ ગણાય છે સરખાવો ગીતા, અ ૩, શ્લો ૧૩ भुजते ते त्वघ पापाद् ये पचन्त्या-

એક. "શિવ, સૂર્ય અને ઇન્દ્ર સરખા પણ પોતાને પુષ્ટ્ળ અન્ન મળે માટે પોતાને ત્યાં અન્નપૂર્ણા, અક્ષય પાત્ર, અને કામધેનુ રાખે છે–તો આપણે–આહાર મેળવવા કે કરીયે તો તે શી રીતે વધારે પડતું ગણાય ?"— એમ સુદામાપત્નીનું સાર દઇને કહેવું છે

કોણમાત્ર—શી ગણત્રીમાં સરખાવો ઓખાહરણ—' અનેકમાં એક કોણ માત્ર, હો રે કઠીઆરાણી,' વળી નળાખ્યાન– ત્હેના દુખ આગળ યુધિષ્ઠિર ત્હારૂં દુખ કોણ માત્ર !'

૪-૧૧ ધર્મ (અને) પ્રાણ અન્ન વિના નહીં—કારણ કે દેહ ટકાવવા અન્ન જરૂરનું છે, અને 'शरीरमाद्यं खलु धर्मसाधनम्-' તેથી શરીર સ્વસ્થ ન હોય તો કે સુઝે નહીં સરખાવો—

" बुभुक्षितै र्व्याकरणं न भुज्यते
पिपासितैः काव्यरसो न पीयते "

આત્માને દેહી કહ્યો છે કારણ કે 'तदालय शरीरम्' એવું બ્રહ્મસૂત્ર ભાષ્યમાં કહ્યું છે–તેથી દેહને ગમે તે રીતે ટકાવવો જોઇએ, એ બધા કથનનો સાર છે

૪-૧૨ ફેરાનું ફળ—સરખાવો 'ફેરા તણું ફળ એ મળ્યું, અવળેસાઇ; કીરચો લાગ્યો હાથમાં, અવળેસાઇ ' વલ્લભ

અક્ષર—લેખ એમ કહેવાય છે કે પ્રાણી જન્મે છે ત્યારે છઠ્ઠીને દિવસે ત્હેના લલાટમાં, બ્રહ્મા કહો કે વિધાતા કહો–એ એનું ભાવિ લખી જાય છે એ લેખ, આપણે કહીયે છીયે તેમ, પગાળાની ભાત પેઠે, 'ફાટે પણ ફીટે નહીં–' એવા હોય છે, તેથીજ કવિઓ કહે છે– 'લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર

દરિદ્ર—નામ તરીકે વાપર્યું છે

ધરણીધર—જૂવો 'ભૂધર' ક ૧-૫

તતખેવ—( सं. क्षिप्र, प्रा. खिप्र, ખેવ) તરતજ–જૂવો કડી ૧૩

૪-૧૪ ત્રિક્રમ—( स त्रिविक्र मत्रयो विक्रमाः पादन्यासा. यस्य ) વિષ્ણુએ વામન અવતારમાં ત્રણ ડગલાથી ત્રિલોક વીટી લીધા હતા પ્રલ્હાદનો પૌત્ર બળી, નવ્વાણુ યજ્ઞ કરી સોમો યજ્ઞ નર્મદા કિનારે કરતો હતો, તેટલામાં બટુકવેષ ધારી 'મારણ વામને' આવી ત્રણ પગલાં પૃથ્વીની યાચના કરી બળીને એમાં વામનજીની બાળબુદ્ધિ લાગી કે વધારે માગવાનો આગ્રહ કર્યો, પણ વામને કહ્યું કે બ્રાહ્મણને ઘણો લોભ ન ઘટે. દૈત્યોના ગુરૂ શુક્રાચાર્યને આમાં કંઇક લાગ્યો

અને તેથી બળીને એમ કહેવાતું કહ્યું કે, 'પૃથ્વીમાં દેવ, બ્રાહ્મણ આદિ પાંચજણનો ભાગ છે, માટે એ વિના જે જોઇયે તે માગો.' બળીએ એમ કહેવા સારૂ ના કહી સંકલ્પ કરતાં હાથમાં જલ લેવા જલની ઝારી નમાવી. શુક્રાચાર્યે યજમાનની હાણ જાણી, સૂક્ષ્મરૂપે ઝારીના નાળચામાં પ્રવેશ કર્યો, અને અને તેથી જળ પડયું નહી. બળી મુંઝવાઇ ગયો. એટલામાં વામને દર્ભની સળી ત્હેમાં ખોસી એટલે શુક્રની એક આંખ ફુટી ગઇ શુક્ર બહાર નિકળ્યા. પાણીની ધાર પડી સંકલ્પ થઇ ગયો કે તરતજ વામને વિરાટરૂપ ધારણ કર્યું, અને એક પગલું આકાશમાં અને બીજું પાતાળમાં મૂકી બળીને પૂછયુ કે 'ત્રીજું પગલું ક્યાં મૂકું ?' બળી હાર પામી ગયો, વામનની સ્તુતિ કરીને કહ્યુ–' મ્હારૂં મસ્તક પૃથ્વીનો ભાગ છે તેથી તે ઉપર મૂકો.' વામને બળીને પાતાળમાં ચાંપ્યો, ને સુતલ લોકનું રાજ્ય આપ્યું, પોતે ત્હેના દ્વારપાલ થયા.

નરસિંહ મહેતા વામનચરિત્ર બે પ્રભાતીયાંમાં આપે છે. ' બળી તણે દ્વાર હરિ વિપ્ર વામન હુવા '–વિગેરે. પ્રેમાનન્દનું પણ ' વામન ચરિત્ર ' પ્રાચીનકાવ્ય ત્રિમાસિકમાં છપાયું છે.

સરખાવો ગીતગોવિન્દ—

> 'બટુક બની બળીને છળીયો, ડગથી ત્રણ
> પાવન કરી પદજળથી, ત્રિભુવન.
> જય કેશવ વામનરૂપ, જય જગદીશ હરે. '

રા. નવલરામભાઇ મામેરામાં ' ત્રિકમજી ત્રેવડમાં રહેજો ' એ લીટીની ટીકા આપતાં ' त्रिक्रम् ત્રણનું–બ્રહ્મા, વિષ્ણુ ને શિવનું એકત્વ. Trinity '–એમ વ્યુત્પત્તિ આપે છે તે બરાબર લાગતી નથી.

દ્વારીકા—દ્વારકા–પશ્ચિમનું પુણ્યતીર્થ–યાત્રાના ચાર ધામમાંનું એક બારૂ, સમુદ્રનું બારૂં હોવાને લીધે એ નામ પડયું એમ કેટલાક કહે છે. તેથી જ દ્વારામતી પુરાણીઓ આવી વ્યુત્પત્તિ આપે છે– જરાસન્ધે મથુરાને ઘેરી લીધુ ત્યારે ત્યાંના લોકોને બચાવી લેવા શ્રીકૃષ્ણે રાતમાં ને રાતમાં નવું નગર નિર્માણ કરાવ્યું, અને લોકોને ઉંઘતા ને ઉંઘતા ત્યાં મૂકી આવ્યા. નગરમાં બધાં ઘર સરખાં હોવાથી, લોક જાગીને વિસ્મિત થયા. પોતાનું ઘર ન જડવાથી " દ્વાર ક્યાં ' ' દ્વાર ક્યાં ' એમ બોલવા મંડયા તેથી એ નગર દ્વારકા કહેવાયું.

એક. "શિવ, સૂર્ય અને ઇન્દ્ર સરખા પણ પોતાને પુષ્કળ અન્ન મળે માટે પોતાને ત્યાં અન્નપૂર્ણા, અક્ષય પાત્ર, અને કામધેનુ રાખે છે–તો આપણે–આહાર મેળવવા કે કરીએ તો તે શી રીતે વધારે પડતું ગણાય ? "— એમ સુદામાપત્નીનુ ભાર દઇને કહેવું છે.

કોણમાત્ર—શી ગણત્રીમા સરખાવો ઓખાહરણ—' અનેકમાં એક કોણ માત્ર, હો કે ઢઢીવારાણા,' વળી નળાખ્યાન–' ત્હેના દુઃખ આગળ યુધિષ્ઠિર ત્હારૂં દુઃખ કોણ માત્ર ! '

૪–૧૧ ધર્મ ( અને ) આણ અન્ન વિના નહી—કારણ કે દેહ ટકાવવા અન્ન જરૂરનું છે, અને ' शरीरमाद्यं खलु धर्मसाधनम्-' તેથી શરીર સ્વસ્થ ન હોય તો કે સૂઝે નહી. સરખાવો.—

" बुभुक्षितै र्व्याकरणं न भुज्यते,
पिपासितै र्काव्यरसो न पीयते "

આત્માને દેહી કહ્યો છે કારણ કે ' तदालयं शरीरम् ' એવું બ્રહ્મસૂત્ર ભાષ્યમાં કહ્યું છે–તેથી દેહને ગમે તે રીતે ટકાવવો જોઇએ, એ બધા કથનનો સાર છે.

૪–૧૨ ફેરાનું ફળ—સરખાવો ' ફેરાતણું ફળ એ મળ્યું, અલબેલાજી, હીરલો લાગ્યો હાથમા, અલબેલાજી ' વલ્લભ

અક્ષર—લેખ એમ કહેવાય છે કે પ્રાણી જન્મે છે ત્યારે છઠ્ઠીને દિવસે ત્હેના લલાટમા, બ્રહ્મા કહો કે વિધાતા કહો–એ એનું ભાવિ લખી જાય છે. એ લેખ, આપણે કહીયે છીયે તેમ, પટોળાની ભાત પેઠે, ' ફાટે પણ ફીટે નહી–' એવા હોય છે, તેથીજ કવિઓ કહે છે— ' લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર. '

દરિદ્ર—નામ તરીકે વાપર્યું છે.

ધરણીધર—જુવો ' ભૂધર ' ક. ૨–૫

તતએવ—( સં. क्षिप्रम्, પ્રા. खिप्प, એવ) તરતજ–જુવો કડી ૧૩.

૪–૧૪ ત્રિકમ—( સં. त्रिविक्रम-त्रयो विक्रमाः पादन्यासाः यस्य ) વિષ્ણુએ વામન અવતારમાં ત્રણ ડગલાથી ત્રિલોક વીંટી લીધા હતા. પ્રલ્હાદનો પૌત્ર બળી, નવ્વાણું યજ્ઞ કરી સોમો યજ્ઞ નર્મદા કિનારે કરતો હતો, તેસમયમા બટુવેષ ધારી ' કારણ વામને ' આવી ત્રણ પગલાં પૃથ્વીની યાચના કરી બળીને એમા વામનજીની બાળબુદ્ધિ લાગી. કે વધારે માગવાનો આગ્રહ કર્યો, પણ વામને કહ્યું કે બ્રાહ્મણને ઘણો લોભ ન ઘટે. દૈત્યોના ગુરૂ શુક્રાચાર્યને આમાં છેત્ર્યેદ લાગ્યો

અને તેથી બળીને એમ કહેવાનું કહ્યું કે, 'પૃથ્વીમાં દેવ, બ્રાહ્મણ આદિ પાંચ જણનો ભાગ છે, માટે એ વિના જે જોઇયે તે માગો.' બળીએ એમ કહેવા સાફ ના કહી. સંકલ્પ કરવા હાથમા જલ લેવા જલની ઝારી નમાવી. શુક્રાચાર્યે યજમાનની હાણ જાણી, સૂક્ષ્મરૂપે ઝારીના નાળચામાં પ્રવેશ કર્યો, અને અને તેથી જળ પડ્યું નહી. બળી ગભરાઇ ગયો. એટલામાં વામને દર્ભની સળી ત્હેમાં ખોસી એટલે ગુરુની એક આંખ ફુટી ગઇ. ગુરુ બહાર નિકળ્યા. પાણીની ધાર પડી સંકલ્પ થઇ ગયો કે તરતજ વામને વિરાટરૂપ ધારણ કર્યું, અને એક પગલું આકાશમાં અને બીજું પાતાળમા મૂકી બળીને પૂછ્યું કે 'ત્રીજું પગલું ક્યા મૂકું ?' બળી પાર પામી ગયો; વામનની સ્તુતિ કરીને કહ્યું–'મ્હારૂં મસ્તક પૃથ્વીનો ભાગ છે તેથી તે ઉપર મૂકો.' વામને બળીને પાતાળમા ચાંપ્યો, ને સુતલ લોકનું રાજ્ય આપ્યું, પોતે ત્હેના દ્વારપાલ થયા.

નરસિંહ મહેતા વામનચરિત્ર એ પ્રભાતીયાંમાં આપે છે. 'બળી તણે દ્વાર હરિ વિપ્ર વામન હુવા'–વિગેરે. પ્રેમાનન્દનું પણ 'વામન ચરિત્ર' પ્રાચીનકાવ્ય ત્રિમાસિકમા છપાયું છે.

સરખાવો ગીતગોવિન્દ—

'બટુક બની બળીને છળીયો, ડગથી ત્રણ
પાવન કરી પદજળથી, ત્રિભુવન.
જય કેશવ વામનરૂપ, જય જગદીશ હરે.'

સા. નવલરામભાઇ મામેરામા 'ત્રિકમજી ત્રેવડમા રહેજો' એ લીટીની ટીકા આપતા 'त्रिकम् ત્રણનું–બ્રહ્મા, વિષ્ણુ ને શિવનું એકત્વ *Trinity*'–એમ વ્યુત્પત્તિ આપે છે તે બરાબર લાગતી નથી.

દ્વારીકા—દ્વારકા–પશ્ચિમનું પુણ્યતીર્થ–યાત્રાનાં ચાર ધામમાંનું એક બાર, સમુદ્રનું બારૂં હોવાને લીધે એ નામ પડ્યું એમ કેટલાક કહે છે. તેથી જ દ્વારામતી પુરાણીઓ આ'વી વ્યુત્પત્તિ આપે છે–જરાસન્ધે મથુરાને ઘેરી લીધું ત્યારે ત્યાંના લોકોને બચાવા સેવા શ્રીકૃષ્ણે રાતમા ને રાતમા નવું નગર નિર્માણ કરાવ્યું અને લોકોને 'ઉંઘતા ને ઉઘતા ત્યા મૂકી આવ્યા નગરમા બધાં ઘર સરખાં હોવાથી, લોકો જાગીને વિસ્મિત થયા. પોતાનું ઘર ન જડવાથી '' દ્વાર ક્યાં ' ' દ્વાર ક્યાં ' એમ બોલવા મંડ્યા તેથી એ નગર દ્વારકા કહેવાયું'.

## કડવું ૫ મું.

૫-૧ રાય-પરીક્ષિત. વિપ્ર-( सं. विपु+र જાણું ) બ્રાહ્મણ-સરખાવો- ' विप्रया याति विप्रत्वं. '

૫-૨ રાંક-( रंक) ગરીબ

૫-૩ ભેટ શી મૂકું હાથ-સરખાવો, સુન્દર ધનદાસ-' દેવ, ગુરુ, તથા રાજદ્વારે, મૂકવી કઇ ભેટ.' સરખાવો-" रिक्तहस्तस्तु नोपेयाद्राजानं दैवतं गुरुम् ।" રાજાને જેમ નજરાણું કરીયે, તેમ શ્રીકૃષ્ણને ભેટ ધરવા કંઇ લઇ જવું જોઇએ એમ સુદામા કહે છે.

ભેટ—( વ્યુત્પત્તિ ? ) નજરાણું.

૫-૪ સમુદાય-સમૂહ, ટોળું.

કરગ્રહાંય-હાથમાં

૫-૫ મને વણ મૂલે લીધી દાસ-જાણે હમે વગર કિંમતે મ્હને દાસી રાખી એમ હું માનીશ. અલંકાર ઉત્પ્રેક્ષા છે. ઉપમેયનું ઉપમાન તરીકે ધારવું અથવા કલ્પવું તે ઉત્પ્રેક્ષા.

દ્રવ્ય લઇ મનુષ્ય વેચાતાં, એમ ઉપનિષદમાં શુનઃશેપની વાત ઉપરથી, અને આગળ જતાં માર્કંડેય પુરાણમા હરિશ્ચંદ્રના કુટુમ્બની કથા જોતાં લાગે છે.

૫-૬ ઉછીનું ( વ્યુત્પત્તિ ? ) બમણું—( सं. द्विगुण; प्रा. दुउणो, બાઉણો, બમણો ) માય-' ચ ' પાદ પૂરણાર્થ શબ્દ.

૫-૭ પડોશણ ( सं. प्रतिवेशिन्, प्रा. पडिवासी) પાસે રહેનાર. કાંગુવા—ભાગવતમાં ' पृथुक तण्डुलाः ' પૌંઆ માગી લાવ્યાનું લખ્યું છે તે યોગ્ય છે.

સુપડું-( सं- शूर्प ( ડું ), જૂઓ શૂર્પણખા, શૂર્પકર્ણ વિગેરે )

૫-૮ ઉખલ-( सं. उलूखल ) ખાંડણીયો. જૂઓ દશમ સ્કંધ અ. ૧૦ 'બાંધે ઉખળે બ્રહ્મને નરનારી ' 'વળી અ. ૧૯' 'ઉખળનું બંધન આજ સાંભર્યું', તે માટે કંપાવ્યું',' રે શામળીયા. '

ઓખણ્યા—છડયા. તગતગ કરતા—ચળકતા, તેજવાળા. પાખ્યા રીલ-રાજી થયા.

૫-૯ છોડાય—બીજો પાઠ 'છોવાય' (सं. स्पृश; हिंदी-छू-प्रा.छिवइ) અભડાય, અપવિત્ર થાય.

તાંદુલ—( સં तण्डुल ) અહીં પૌઆ, 'ભાગવતકાર पृथुक तण्डुलाः શબ્દ વાપરે છે

પટકુળ—બાંધવા એક કકડો સરખો પણ ન્હોતો એમ કહી ગરીબીની અવધિ બતાવી છે.

૫-૨ અર્ભક—છોકરાં. વામા-સ્ત્રી.

૫-૧૦ જતન-( સં. यत्न, यत् પ્રયત્ન કરવો ) સંભાળ. આખો કકડો બાંધવા માટે ન હોવાથી પૌઆ ઉપર દશ વીસ ચીંથરાના વીંટા વીંટયા અને એવી ગાંઠો વાળી કે તે છોડતાં કંટાળો જવાય-એમ રત્નની પેઠે રક્ષણ કર્યું. આથી દારિદ્રની પરાકાષ્ઠા ધ્વનિત છે.

'રતનની પેરે જતન કીધું'-અંહી અલંકાર ઉપમા છે. બે પદાર્થ વચ્ચે ચમત્કારી સાદશ્ય વર્ણવ્યું હોય ત્યા આ અલંકાર થાય છે.

૫-૧૧ અન્ન વસ્ત્ર લાવવા છોકરા પિતાને દીન વચન કહે છે

૫-૧૨ વાયક—વાક્ય અહીં 'ક' અને 'ય' પરસ્પર બદલાઇ જવાથી વર્ણવ્યુત્યય થયો છે. જેમ हिंस् ઉપરથી सिंह થયું છે

નિઃશ્વાસ—નિસાસો. પરિભ્રહ્ય-વિશ્વમા વ્યાપી રહેવા પ્રભુ

૫-૧૩ વળાવી—ઘોડે સુધી પહોચાડીને. વળ્યો-પાછો ગયો.

ભગતનો શણગાર—ભગત લોક પહેરે છે, અને જેથી ઝટ ઓળખી શકાય છે એવા શણગાર.

૫-૧૪ ભાલ—કપાળ, ધર્મ, અને પંથ બતાવવાને તથા એક જાતનો શૃંગાર લાગે, તેવી શોભાને સારૂ કપાળે ભસ્મ, સુખડ, ગોપીચંદન, કેસર, કે કંકુનું ચિહ્ન કરવામાં આવે છે તે.

તિલકની મુદ્રામા દેવના પાદારવિંદનો ભાવ છે. અને તે લલાટ જેવા ઉત્તમાગ ( શિર્ષ )ના ભાગમા ધારણ કરવાથી પૂજ્ય બુદ્ધિ અને ભકિત બતાવાય છે.

મુછ—( સં. श्मश्रु; પ્રા. मस्सू ) કુછ—( સં. कूर्च, દાઢી )- મૂછ તથા દાઢીના વાળનુ જાણે જાણું થયુ હોય એમ લાગતુ હતું.

કરૂપી—કુરૂપી, કદ્રૂપી, બેડોળ.

૫-૧૫ પવનથી ઓળ્યા ચોળ્યા વગરના સુદામાના માથાના વાળમાંથી રાખ ઉડે છે, તે જાણે માથામાથી ધૂમાડાના ગોટે ગોટ નિકળતા હોય એમ લાગતું.

અલકાર ઉત્પ્રેક્ષા છે—કંઇક કારણથી એક વસ્તુની બીજી વસ્તુ તરીકે

સંભાવના કરી હોય ત્યારે એ અલંકાર થાય છે. 'જાણે' 'રખે' એવા શબ્દ ઉત્પ્રેક્ષાના વ્યંજક છે

કોટાન કોટ-( सं. कोटिकोटि ) અસંખ્ય, પુષ્કળ

'થાય ફટક ટાટા ખાસડા'-અહીં સ્વભાવોક્તિની છાયા છે

૫-૧૬ ઉપાન રેણું—( सं. उपानद्+रेणु ) પગરખામાંથી નિકળતી ધૂળ સુદામાને ચાલતા જોડામાંથી એટલી બધી ધૂળ ઉડતી હતી કે જેનાથી કોઇ મ્હોટું સૈન્ય કુચ કરી જતું હોય'ને પાછળ ધૂળના વાદળ દેખાય એવો ભાસ થયો

અભ્ર-વાદળ છાયો-ઢાંકી દીધો

અહીં અલંકાર અતિશયોક્તિ છે ' असम्बन्धे सम्बन्धरूपाऽतिशयोक्ति ' બે વસ્તુમાં સંબંધ ન હોય છતાં તેમ વર્ણવવું તે અતિશયોક્તિ

સરખાવો—દશમ સ્કંધ અ. ૫૨. રુક્મિણીનો સન્દેશો લઇ જનાર હરિ શ્રવા બ્રાહ્મણનું વર્ણન —

' ફાટે ઉપાને રેણું ઉડે ચોહોપાસ, જાણે દળ જાયે ક્ષાહેણી પચાસ. '

૫-૧૭ સ્વપ્નમાં યે શરીરે તેલ ચોળવાની ઇચ્છા સુદામાને ન થાત તો જાગ્રદ વસ્થામાં તો વાતજ શી ?

લુખું-( स. रूक्ष, प्रा. लुक्ख ) બરછટ સુંવાળાશ વગરનું, તેજ વિનાનું

જ્યેષ્ઠિકા—( सं. यष्टि+का ) લાકડી જૂઓ દશમ અ ૭ 'જ્યેષ્ઠિકા મુજ અંધતણી રે, ભૂલ્યાંનો વિશ્રામ '

તુંબીપાત્ર—જલ પાત્રને સ્થાને તૂબડું.

૫-૧૮ કૌપીન—લંગોટી

જીરણ—( सं. जीर्ण ) જળી ગયેલું, જૂનું

વનકુલ—( वन+दुकूल ) વલ્કલ, ઝાડની છાલ કે પાંદડાનાં બનાવેલા વસ્ત્ર.

કીધું પરિધાન—પહેરેલું હતું

કડી ૧૪ મી કડી ૧૮ સુધીમાં સુદામાનું, પ્રવાસ સમયનું જે શબ્દચિત્ર કવિએ દોર્યું છે, તે કોઇ કુશલ ચિત્રકારની પીંછીને દીપાવે એવું છે

ભાગ્યોગ-ભાણ—ભાગ્યભાનુ-સુભાગ્યરૂપી સૂર્ય—અહીં રૂપક છે.

ઉદે થયો—ઉદય થયો-ઉગ્યો

આપ સમાન—પોતાની બરાબર,-પોતાના જેટલું સુખ આપશે, આગળ થનારી વાતનું સૂચન અહીં કવિ કરે છે,

પં-૧૯ 'થાકે શ્રમે' એમ પાઠ લઇએ તો એમ અર્થ નિકળે કે—ઇશ્વર પોતાની સન્મુખ આવનારને શ્રમ પડવા દેતા નથી એમ બતાવ્યું.

## કડવું ૬ ઠું.

સુદામા પોરબંદરથી દ્વારકા આવી પહોંચે છે. અને એમણે કેવી દ્વારામતી દીઠી' ત્હેનું વર્ણન આ કડવામાં છે.

ક-૧ નરપતિ-પરીક્ષિત્

સુદામાએ કેવી દ્વારામતી દીઠી ત્હેનું સુન્દર વર્ણન કવિ હવે આપે છે, પ્રેમાનન્દે કૃષ્ણલીલાનાં ઘણા આખ્યાનો રચ્યા છે, તેથી ઓખાહરણ, સુભદ્રાહરણ વિગેરે કાવ્યોમાં યાદવ રાજધાની દ્વારકાનું વર્ણન, રસભરી વાણીમાં આપે છે. આ સાથે સરખાવો માઘ કવિના શિશુપાલવધમાંનું દ્વારકા વર્ણન સર્ગ ૪.

કનક-કોટ-સુવર્ણનો કિલ્લો. દ્વારકા સુવર્ણની રચેલી હતી એમ કહેવાય છે.

ચળકારા કરે—ચંદ્ર સૂર્યનાં કિરણ સુવર્ણ ઉપર પડતાંચળકાટ મારતાં.

કાંગરે—(સાતમી વિભક્તિ)—ગઢની કોરણ ઉપર ગોળ ચપટું, ને ઉપરથી અણી જેવું જે ચણતર ચણેલું હોય છે તે કાગરો. કાંગરે મણિમાણેક જડયાં હતાં તે ઝગઝગાટમાં વૃદ્ધિ કરતા.

ક-૨ કોઠા ( सं. कोष ? ) કોટને લગતા, લડવા માટે જે કિલ્લા બાધ્યા હોય તે. કોઠાર, બુરજ.

કોશિસાં—( स. कपिशीर्ष ) કોટની બહારની ધારે અણિદાર ન્હાની કમાનો કાઢી હોય છે તે.

પર્મ-( सं. परम ) ઘણા.

જેવું વિશ્વકર્માનું કર્મ—વિશ્વકર્મા—દેવોના શિલ્પી-સૂત્રધાર, સુતાર, બ્રહ્માના પુત્ર. વેદકાળમાં સૂર્ય, ઇન્દ્ર સમાન આ એક દેવ મનાતા. તે પછીથી અત્યાર સુધી પણ શિલ્પશાસ્ત્રના આચાર્ય મનાય છે. ઋગ્વેદમા એમને સ્વર્ગ અને પૃથ્વીના સરજનહાર, સર્વ લોકના પિતા, દેવોના નામકરણ સંસ્કાર કરનારા વર્ણવેલા છે. શતપથ બ્રાહ્મણ અને મહાભારતમાં ત્હેમનું વર્ણન અદ્ભુત કરેલું છે. પુરાણોમા ત્હેમને આઠમા વસુ પ્રભાસની પત્ની, યોગસિદ્ધાથી થયેલા પુત્ર ગણ્યા છે. વિશ્વકર્માની પુત્રી સંજ્ઞા, સૂર્યને પરણાવી હતી.

પરંતુ તે સૂર્યનો અતિ જ્વલંત પ્રકાશ ખમી ન શકી, અને પીયેર ન્હાશી આવી. પણ વિશ્વકર્માએ ન સંઘરી ત્યારે અશ્વિની થઇ કુરુ દેશમા રહી. ત્યાં સૂર્યથી અશ્વિનીકુમાર થયા. પછી વિશ્વકર્માએ સૂર્ય મંડળને સરાણે ચઢાવ્યું અને સૂર્યને મંડલાકાર દીધો. ત્હેમણે શિવને ત્રિશૂલ, કાર્તિક સ્વામીને ભાલો, વિષ્ણુને ચક્ર, અને ઇન્દ્રને, વજ્ર બનાવી આપેલું કહેવાય છે.

દુર્ગ—અંદર જવાને અઘરો એવો કિલ્લો; મૂળ અર્થમા ડુંગરી કિલ્લો,

ધજા—( सं. ध्वजा ) વાવટા.

દુન્દભી—નગારાં, નોબત, ટકોરખાનુ.

કડીની પહેલી લીટીમાં ઉપમા અલંકાર છે

૬-૩ સુદર્શન—શ્રીકૃષ્ણનું ચક્ર છે. તે દ્વારકાના રક્ષણ માટે શ્રીકૃષ્ણની આજ્ઞાથી શહેરની આસપાસ ફર્યા કરે છે, ચોરી કે લુંટફાટની બુદ્ધિથી જે કોઇ અન્દર પેસવા જાય તો ત્હેનું માથું ઉડાવી દે છે.

ઓખાહરણમાં ( કડવું ૨૦ ) ચિત્રલેહા દ્વારકામા શ્રીકૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધની ચોરી કરવા જાય છે ત્યારે—

'જાવા ક્રીધું નગરમાં મન, એવે આવ્યું સુદર્શન,
જેનું મસ્તક છેદે જળમાં, કન્યા પેઠી ગોમતીના, જળમાં,'

એવો એનો ઉલ્લેખ છે.

ગંભીર નાદ—દ્વારકા પાસેનો રત્નાકર ગંભીર અવાજથી ઘૂઘવે છે.

સાયર—( सागरનું પ્રાકૃત રૂપ, અનાદિ 'ग' નો લોપ થયો છે )—દરિયો.

સંગમ—સાગર ( અરબી સમુદ્ર ) અને ગોમતીનો સંગમ થાય છે. તે.

ચારે વર્ણ—હિન્દુ ધર્મ શાસ્ત્રકારોએ જનસમાજના ચાર વર્ગ બાંધ્યા છે, જે વર્ણ કહેવાય છે. 'વર્ણ' એટલે ધંધાનું વર્ણન, રંગ, જાત. એ ચાર વર્ણ તે-બ્રાહ્મણ, જેમનું ખાસ કામ વિદ્યા ભણવા, ભણાવવાનું અને ધર્મનો ઉપદેશ દેવાનું છે-ક્ષત્રિય, જેમનું ખાસ કામ પ્રજાનું, રક્ષણ કરવાનું, અને યુદ્ધમા લડવાનું-વૈશ્ય, જેમનું ખાસ કામ ઢોર, ખેતી, હુન્નર, વેપાર વિગેરે સાધનથી ધન પેદા કરવાનું છે-શૂદ્ર, જેમનું ખાસ કામ, મજૂરી કરવાનું અને ત્રણ વર્ણને ઉપયોગી થવાનું છે.

પુરૂષ સૂક્તમાં જનસમાજ રૂપી મહાપુરૂષ,-પરમાત્માના અવયવ રૂપે, બધા વર્ણ ગણાવ્યા છે. બ્રાહ્મણ એ મુખ, ક્ષત્રિય એ બાહુ છે, વૈશ્ય એ ઉરૂ, અને શૂદ્ર એ પગ છે. આગ એક શરીરનાં અવયવ,

એટલે બધાંયે ધર્મ પ્રમાણે સરખાં, ઉંચાં નીચાં કોઈ નહી. સૌ સૌના ગુણ અને કર્મ પ્રમાણે ઉંચા નીચાના ભેદ પડી ગયા છે. આ ભેદમાંથી જૂદા જૂદા પ્રદેશમાં રહેવાથી અને જૂદાં જૂદા કર્મ કરવાથી અનેક ટોળાં બંધાયા; વર્ણ એટલે જાતિમાંથી, જ્ઞાતિઓ બંધાઇ, અને ચાર વર્ણમાંથી 'અરાડ વર્ણ' જેવો શબ્દ વપરાશમાં આવ્યો. એકલા બ્રાહ્મણોમાંથી જ ચોરાશી નાત થઇ, એમ 'ચોરાશી જમાડતાં' કહેવાય છે. આમ સમાજની મૂલ સ્થિતિમાં વિવિધ જાતનો સંકર થયેલો આપણને જણાય છે.

૬-૪ પરમ ગતિ—મોક્ષ. સરખાવો ઉપનિષદ્‌મા सा काष्टा सा परा गतिः

મુક્તિપુરી—દ્વારકા; એ તીર્થ ગણાય છે, ચાર યાત્રાનાં ધામમાનું એક. મુક્તિપુરી સાત ગણાય છેઃ—

अयोध्या, मथुरा, माया, काशी, काञ्ची, अवन्तिका ।
पुरी द्वारवती चैव सप्तैता मोक्षदायिका. ॥

काशीखण्डम

નરસિંહ મહેતામાં પણ છે—' જાવ વેગે કરી, નિરખો મુક્તિપુરી.'

મણા-ખામી, સરખાવો.

'ડહાપણમા તુજ નહી મણા, માણે મ્હોટી મોજ:
વાહવાહ ભાઇ વાહવાહ, તને, અબળા મારે રોજ'

વ્યાજસ્તુતિનું ઉદાહરણ.

ભાગવાન-ભાગ્યવાન; એક તો દ્વારકા તીર્થમાં આવી સ્નાન કર્યું તેથી, અને હવે પછી શ્રીકૃષ્ણનો અનુગ્રહ થવાનો છે તેથી.

૬-૫ અંહીથી પ્રેમાનન્દ સુદામાના નગર-પ્રવેશના રસિક વર્ણનમા ઉતરી પડે છે. નરસિંહ મહેતા જ્યારે એમને એકદમ શ્રીકૃષ્ણના દ્વાર આગળ લાવી ઉભા કરી દે છે, ત્યારે પ્રેમાનન્દને તેમાં ઠાવકો હાસ્યરસ ઉભરાતો લાગે છે; અને તે બારિક વીટીમા, આપણને કથા-નાયક સાથે રાખીને, જન સ્વભાવના સાચા ચિત્ર વડે, એ રસનો જમાવ કરી બતાવે છે.

પળે- ( સં. पल् ઉપરથી પલાયન ) ન્હાસી જાય.

તાળી દેઇ હસે—સ્ત્રીઓ સુદામાને જોઇ એક બીજાના હાથમા તાળી દઇ મશ્કરી કરે છે.

૬-૬ 'ધન્ય નગર આવો નર વસે' થી 'પતિવ્રતાનાં મોહરો મન' સુધી

અલંકાર વ્યાજસ્તુતિ છે. નિન્દાનું સ્તુતિ દ્વારા વર્ણન તે વ્યાજસ્તુતિ. નવલરામભાઇ એને અન્યોક્તિ કહે છે. જૂવો 'મામેરૂં' ટીકા.

ઇન્દુ-ચંદ્ર; સમુદ્રમંથન કરતાં નિકળેલાં ચૌદ રત્નોમાંનુ એક, શિવ એને કપાળમા રાખે છે તેથી ભાલચંદ્ર કહેવાય છે.

વેદમાં चन्द्र आल्हादने આનન્દ આપનાર, એમ વિશેષણ ઉપરથી આકાશમા સૂર્યના પ્રકાશથી તેજ આપનાર ગ્રહને ચન્દ્ર કહેલ. અત્રિ ઋષિની આખમાંથી તેજનો ચમકાર નિકળ્યો, તેથી અવકાશને ગર્ભ રહેલ તે, ચન્દ્ર ઉત્પન્ન થયો. કેટલાક કહે છે કે સૂર્યના સુષુમ્ણા નામના કિરણથી ચંદ્ર થયો, દક્ષ પ્રજાપતિની સત્તાવીસ છોકરીઓ જે નક્ષત્ર ગણાય છે ત્હેને ચંદ્ર પરણ્યો હતો. એમાંથી રોહિણી, ચંદ્રને વ્હાલી હતી તેથી ત્હેની બ્હેનોએ દક્ષની આગળ રાવ ખાધી ને એણે ચંદ્રને ક્ષયરોગ થશે એવો શાપ દીધો. પછી ચન્દ્રે કાલાવાલા કર્યા એટલે દક્ષે કહ્યું કે પંદર દિવસ ત્હારી કલા વધશે અને પંદર દિવસ ઘટતી જશે.

ચંદ્રમા ઓષધિપતિ કહેવાય છે. ચંદ્રનો પુત્ર બુધ છે ત્હેના પછી ઉત્તરોત્તર જે વંશ-વિસ્તાર ચાલ્યો તે ચંદ્ર વંશ કહેવાય છે શ્રીકૃષ્ણ ચંદ્રવંશી હતા.

કામ—પ્રીતિનો દેવ. એનુ સ્વરૂપ બહુ સુન્દર છે. ઇશ્વર અને માયાનો પુત્ર. બ્રહ્માના હૃદયમાથી તે પ્રથમ સ્રીરૂપે ઉત્પન્ન થયો, ને એથી બ્રહ્મા પોતેજ મોહ પામ્યા, ને પછી લજવાયા. એક વખતે શિવપાર્વતી ચોપટ ખેલતાં રકઝક થવાથી રીસાઇને ઉઠી ગયાં, અને પછી બન્નેએ ઉગ્ર તપ આરંભ્યુ. એ તપના તાપથી દેવ ગભરાયા. પાર્વતીને પાછાં બોલાવવા શિવને વિનવ્યા. શિવે તેમ કરવા ના કહી, ઇચ્છા હોય સો આવે, એમ કહ્યુ-અંગાએ પાર્વતીને સમજાવ્યાં, ને એ ભીલડીને વેશે આવ્યાં. ઇન્દ્રે કામને કહ્યુ હતું કે પાર્વતી ભીલડી થઇ આવે કે ત્હારે ત્હારૂં બાણ શિવને મારવુ. કામે બાણ છોડયું શિવ મોહ પામ્યા. પાર્વતી પ્રકટ થયાં. શિવ કામ ઉપર ક્રોધે ભરાયા. અને પોતાના ત્રીજા નયનની જ્વાલાથી એને,-કાલિદાસ કવિ લખે છે તેમ ' भस्मावशेषं मदनं चकार '—બાળી નાખ્યો. કામની પત્ની રતિએ ઘણી ઘણી પ્રાર્થના કરી. કાલીદાસના 'કુમાર સંભવ' કાવ્યમા એ પ્રસંગ 'રતિવિલાપ' નામે પ્રસિદ્ધ છે. શિવે અનુગ્રહ કર્યો. રતિને કહ્યું, હમણાં તું શંબરાસુર દૈત્યને ઘેર રહેજે, ને કામ પાછો કૃષ્ણ-રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નરૂપે અવતરશે ને ત્હને વરશે.

'કામને શેરડીનું અથવા ફુલનું ધનુષ્ય, અને ભ્રમર-મધમાખીની હારરૂપી ત્હેને પણછ છે; ને અકેકાં બાણ—તીરની અણી ઉપર અકેકું ફુલ એવાં પાંચ ફુલ છે, જેથી તે માણસની પાંચે ઇન્દ્રિયો ઉપર પોતાની સત્તા ચલાવે છે—તેથી એ 'પુષ્પધન્વા,' 'પંચશર' કહેવાય છે.

કામદેવનો પ્રિયમિત્ર વસન્ત છે, એ ઋતુમાં સ્નેહનું ઉદ્દીપન વિશેષ થાય છે

'એને રૂપે હાર્યો કેશવ, રામ'—અહીં વક્રોક્તિ છે, છતાં હરિકૃપાથી આ વાત પણ યથાર્થ ઠરી છે જૂવો કડવા ૧૩ નું વલણ.

વ્યંગવચન—વાચ્યાર્થ એટલે ઉપરથી સમજાય ત્હેવા અર્થથી જુદો, અંદરનો ગુપ્ત અર્થ–સુચવેલો અર્થ

સુદામા તો મહાત્મા હતા ત્હેમને કાઇ અસર ન થઇ. ત્હેમણે તો એ વચનો સાંભળ્યાજ નહીં.

૬-૭ હાઉ-જેને જોવાથી ભય ઉપજે એવો માણસ.
વિકરાળ—ઘણો બીહામણો.

૬-૮ પૂઠે—( सं. पृष्ठ; प्रा. पुट्ठ ) પાછળ.
ચેષ્ટા—હાવભાવ એવો થાય કે તે ઉપરથી ઉપહાસનો હેતુ જણાય; તેથી મશ્કરી.

૬-૯ વજાડે ગાલ—હાસ્ય ઉપજે એવો અવાજ કરે.
રખી—( ऋषि ) 'ષ'નો 'ખ' થયો છે—જેમ 'હરખ'—વર્ણભેદમાં આ ભેદ બહુ દેખાઇ આવે એવો છે.
સાધુની દૃષ્ટ—સાધુની નિર્મળી દૃષ્ટિ, આંખ, જોતાંજ એમની સાધુતા એ કળી શક્યો 'દૃષ્ટ' માટે સરખાવો નળાખ્યાન, 'મળી દૃષ્ટોદૃષ્ટ'.
આંતરી વળે—ઘેરીને વીંટાઇ વળે. ઉછંછળ ( उच्छृंखल ) શૃંખલા એટલે બંધન વગરનાં, તેથી આજ્ઞામાં ન રહેનારા, છછાછળાં.

૬-૧૦ મયા-માયા, અનુરાગ સમાચાર-હકીકત.

૬-૧૧ પ્રત્યુત્તર-જવાબ. રાજદ્વાર-રાજમંદીર.

૬-૧૨ દ્વારપાળ—પોળીયા, દરવાન
દિક્પાળ—દશ દિશાઓના અંતમાં અકેકો રક્ષક રહે છે તે પૂર્વના ઇન્દ્ર, અગ્નિના અગ્નિ, દક્ષિણના યમ, નૈઋત્યના નૈઋતિ, પશ્ચિમના વરુણ, વાયવ્યના વાયુ, ઉત્તરના કુબેર, અથવા કોઇ પ્રમાણે સોમ, ઇશાન્યના શિવ,આકાશના બ્રહ્મા, અને પાતાળના અનન્ત, એમ દશ.

ધામ-ઘર, મકાન. જૂનો કડવું-૧૩ 'ઠામ ભૂલ્યો, પણ આમ નિશ્ચે ધામ કોઇ ધનવંતનાં' જ્યોત-જ્યોતિ, તેજ. ધામ જ્યોત શું દ્વાદશ ભાણું'-અલંકાર ઉત્પ્રેક્ષા છે.જાણે બારે સૂર્ય સામટા ઉગ્યા હોય ને જેવું તેજ લાગે તેવું તેજ કૃષ્ણના રાજમંદિરનું લાગ્યું.

ભાણુ-( सं. भानु ) સૂર્ય.

૬-૧૩ ગોખ ( सं. गवाक्ष ) હવેલી કે ઘરના આગલા માળની રવેશ,બહાર નિકળતી કઠેરાવાળી જગા, છજું, ઝરૂખો.

અટારી-( सं. अट्टालिका ) ઉંચી મેડી.

મેડી-( सं. माडि, મરાઠીમા પણ એજ વપરાય છે ) માળ.

ચોક-( सं. चतुष्पथ ) ચોરસ ખુલ્લી જગા.

હાટ-દુકાન 'હડતાળ' 'શબ્દની વ્યુત્પત્તિમા હાટે તાળાં' એ બે શબ્દો જોડવાથી હાટનું 'હડ' થઇ ગયું છે.

ઝાકઝમાળ-ચળક ચળક થઇ રહેવા.

૬-૧૪ મીનાકારી—મીનાની કારીગીરી વાળું. મીનો ( ફા. ) કાચના જેવી ચળકતી એક વસ્તુ.

'શું નાખી ઉતારી'-પૃથ્વી ઉપર અમરાપુરીને સાંગોપાગ ઉતારી ન હોય એમ ઉત્પ્રેક્ષા છે.

અમરાપુરી-ઇંદ્રની રાજધાની, સ્વર્ગ.

'નાખુ ઓવારી' પાઠ લઇયે તો કુરબાન કરૂં, આપી દઉં, જતું કરૂં એવો અર્થ નિકળે. દ્વારકાની શોભા જોતાં અમરાપુરીને આપી દઉં, તો પણ મ્હારા મનમા ખટકે નહી, એમ કવિ અતિશયથી વર્ણન કરે છે, તેથી અલંકાર અતિશયોક્તિ છે.

ફટ(સ્ફ)ટિક મણિ-પારદર્શક વોળા, ચળકતા, સરખી બાજુના પહેલ વાળા હીરા. ઉજળું અથવા ધોળું 'ફટક' જેવું કહીયે છીયે તે.

નાટારંભ—નૃત્યનો આરંભ. સરખાવો દશમ અ. ૩૬.
'એ નાટારંભ શ્રીહરિનો કહ્યો, પાંતરીસમો અધ્યાય પૂરણ થયો.'

૬-૧૫ મરદંગ—મૃદંગ-ઢોલ, પખવાજ. ઉપાંગ-મૃદંગનું સહાયક વાદ્ય-'તાલ'

તાલ-ગાયનમા સમાન માત્રાના સૂરને થડકાવવા કાંસાની બે રકાબી જેવી ગોળ થાળીયો-કાંસીયો, કાંસીજોડા કહે છે તે.

ગુણીજન—નૃત્ય જ્ઞાનમાં કુશળ સ્ત્રી પુરુષો.
રસાળ-રસભર્યાં, રસિક, મીઠાં.

૬-૧૬ ધજા પતાકા—બન્નેમાં ખાસ કંઈ તફાવત નથી. ધ્વજનું હુગડું ત્રિકોણાકાર, અને પતાકાનુ એ સિવાય ગમે તે આકારનું હોય છે.

કળશ ( सं कलश ) લોટો, ન્હાની ગાગર એ ઉપરથી 'કળશીયો'

શરણાઇ—મોઢેથી વગાડવાની સીસમના લાકડાની પીત્તળથી મઢેલી પીપી, ત્હેનો આકાર ધંતૂરાના ફૂલ જેવો હોય છે

નફેરી—એક વાદ્ય ડફ જેવું હોય છે.

આણંદ ઓચ્છવ—આનંદ ઉત્સવ.

૬-૧૭ તેહને હેમતણાઅછોડા-આથી શ્રીકૃષ્ણનો વૈભવ અને સમૃદ્ધિ બતાવ્યાં છે.

મફના—( सं. मग्न ) હર્ષથી મગ્ન, અને તેથી ઉન્મત્ત.

હીસે—હેષારવ કરે, હણહણે

મદગળા—જેના લમણામાથી મદરસ ઝરે છે તે, માતંગ-મસ્ત હાથી. વૈભવનું સૂચન કરવા 'બારણે મદ ઝરતા હાથી ઝૂલે છે' એમ આપણે કહીયે છીએ

સોના સાંકળા ( स. सुवर्णकम्, અપભ્રંશ सुवण्णउ-सोण्णउ )

લંગર—એક જાતનું પગનુ ઘરેણ, ઝાંઝર જેવુ

૬-૧૮ હેમ કળશ—'મા' અધ્યાહાર.

તે દાસી જાણે ઇંદ્રાણી—દાસી જાણે ઇન્દ્રાણી જેવી સ્વરૂપવતી ન હોય, એવી સંભાવના કરવાથી ઉત્પ્રેક્ષા અલંકાર થયો છે.

છપ્પન કોટી જાદવની સભા—છપ્પન કુળના યાદવોને સભામાં સ્થાન હતું. કોટિ-નો અર્થ જાત થાય છે, કરોડ એવો નહિ સરખાવો તેત્રીસ કરોડ દેવનો અર્થ-'હિન્દુધર્મની બાળપોથી'.—

"કરોડનો મૂળ અર્થ સંસ્કૃત શબ્દ 'કોટિ' છે 'કોટિ' એટલે માથા ગણવાના પદાર્થો પચીસ માણસો છે, એમ કહેવાને બદલે કુલ પચીસ માથા છે એમ કહીએ છીયે એ અર્થમા કોટિ એટલે જાત, પ્રકાર જેમ આદિત્ય ૧૨ છે, છતા એમનો વર્ગ ૧ જ કહેવાય. રૂદ્ર ૧૧ વસુ ૮, અને તે ઉપરાન્ત દેવોના રાજા ઇન્દ્ર ૧, અને ઉત્પન્ન થયેલી વસ્તુ માત્રના પતિ, પાલન કરનાર ધણી, સ્વામી, પ્રજાપતિ; એમ મળીને ૩૩ દેવના કુલ માથા કહેવાય "

દાનવ—દનુના પુત્રો દૈત્યો, શત્રુઓ.

પ્રભા—તેજ, નવ રાખે દાનવની પ્રભા—એમના તેજથી અન્યથ નહી, ત્હેમની અવગણના કરે, દરકાર ન રાખે

૬-૧૯ પ્રતીહાર—છડીદાર અચુત-દસહજાર

સંકલ્પ વિકલ્પ—જૂદી જૂદી જાતના તરેહવાર વિચાર, આડી અવળી કલ્પનાઓ—એ કરાવનાર બુદ્ધિ છે. જૂવો ' संकल्पविकल्पिका बुद्धिः '

૬-૨૦ ગહન—અગમ્ય, ઊંડું સહમજ ન પડે એવું.

ગતિ-વેગ; અહીં શક્તિ-જૂવો ૬-૯-૧૦ એકગુરુ-સાંદિપની.

વિદ્યારથી—શિષ્ય; વિદ્યાનો અભિલાષુ. સરખાવો સરસ્વતીચંદ્ર ભા. ૧ ' પહેલાં વિદ્યાર્થી હતો, હવે અનુભવાર્થી છું. '

શ્રીકૃષ્ણ સુદામા બન્ને સાથે ભણ્યા, ઉછર્યા, પરંતુ જીવનમાં ગૃહસ્થાશ્રમી તરીકે બહુ છેટું પડી ગયું, તેથી મહદંતર સૂચવ્યું છે. સામળભટ્ટ 'નંદબત્રીશી'માં આ'વાજ વિચારવડે, બન્ને સરખી વસ્તુના આગળ જતાં જૂદા જૂદા વિપર્યય થયેલા બતાવે છેઃ—

'એક શંખ નદીમાં પડયો, બીજો વિષ્ણુને કર ચડયો'—વિગેરે

લાકડાં—ગુરુસેવાપરાયણ શિષ્યો લાકડા લેવા વનમાં ગયા હતા. તે પ્રસંગ માટે જુઓ ક ૧૦

સ‍ઘાસન—( सिंहासन ) શ્રીકૃષ્ણે કંસનો વધ કર્યો પછી ત્હેમને દ્વારકામાં ઉગ્રસેનની ગાદી મળી હતી

સિંહાસન ચઢી બેઠો-રાજા થઇ ગયો

જ્હારે તુ જાડી ,ન્હા' તો જલ પાત્રમા તૂમડુ અને રાજદંડને બદલે ટેકવવા લાકડી જ રહી તુ છેકજ ગરીબ રહ્યો, એમ કહેવાનો ભાવ છે.

અહીં પણ બન્નેની વિરુદ્ધદશા બતાવી, સુદામા તરફ આપણી અનુકમ્પાની લાગણી ઢળે એવો કવિનો હેતુ છે સરખાવો 'ઓખાહરણ'મા સૈન્યથી ઘેરાયવા અનિરુદ્ધનુ ઓણા ક્ષય સાથે વર્ણન કરે છે તે-

'એને ટોપ કવચ બખ્તર, ત્હમારે અંગે પીતાબર

એ તો મદોન્મત બહુ બળીયા, તમો સકોમળ પાતળીયા ' વિગેરે.

અહી પણ અલકાર વિષમ છે

૬-૨૨ વળી ઋષિને મનમા પોતાની સ્થિતિ સરખાવતા ઓછુ આવ્યુ, પણ એટલામા સાંભરી આવ્યું કે એવી સરખામણી કરવી ન ઘટે શ્રીકૃષ્ણ અવતારી, હોવાથી બધા વૈભવ એ ભોગવે ત્હેમા અણછાજતું કશુ નથી, અને હું કેવલ સસારી છું, તેથી સુખદુખના તડકા છાયડા ત્હારે હોય જ.

આ વિચાર સુદામાના મ્હોમા મૂકી કવિએ પાત્ર વિધાન જાળવ્યુ છે સુદામાને આ વિચાર બંધ બેસતા, છાજતા છે એ ભક્ત હૃદય, આગળ જતાં શ્રીકૃષ્ણને ત્યાથી કઇપણ પ્રત્યક્ષ વસ્તુ ન મળવાથી, 'ધૂર્ત કપટી' એવાં વિશેષણથી વિમુખ થાય છે પણ તરતજ વિવેક જ્ઞાન પ્રકટતા 'હરિને ન દુ તો મ્હને ધિક્કાર' એમ કહી ભક્તની અણી શુદ્ધ કોટીમાથી ડગતા નથી

અલ્પજીવ—પ્રાકૃત મનુષ્ય

૬-૨૩ મ્હાનુભાવ—જુઓ ૯ ૧-૮ કુરણા—કરુણા, દયા

છડીદાર ( स यष्टि ) મ્હવાળી લાકડી બારણા ઝાંપે સામા રહેનાર

તવ— ( स तदा ) ત્યારે

૬-૨૪ દયારામભાઇ આ પ્રસગના સુદામાનુ સુન્દર ચિત્ર નીચેના પદમાં સ્પષ્ટ કરે છે—

ભીલને સુદામાજી આયે, સુદામાજી આયે

લાકર કહીયો સમાચાર-મીતને

મુઠિ એક તાંદુલ સાથે, લીને બનત ઉપાય-મીતને.
ફટે તૂટે બસ્તર પહેને, બનો બાભણકો ગહેલ-મીતને.
હસહસ પૂછે રાની રૂક્મીની, કોન દેશ તુમ્હારો કોનગામ-મીતને.
બાલપનકે મિત્ર હમારે, જાનત એક નિશાલ-મીતને.
ફાટીતૂટી ઝુંપડી હમારી, ગુન ગાયે દયારામ-મીતને

૬-૨૫ **દાસી સાથે**—શ્રીકૃષ્ણ અંતઃપુરમા છે તેથી છડીદારે દાસી સાથે સુદામા આવ્યાના સમાચાર મોકલ્યા.

**કડવું ૭ મું.**

૭-૧ **શ્રી અવિનાશ**—જેનો નાશ નથી તે, પરમેશ્વર, અંહી શ્રીકૃષ્ણ.

**અષ્ટ પટરાણીઓ**—શ્રીકૃષ્ણની સોળ હજાર એકસો આઠ રાણીઓમાં આઠ પટ્ટરાણીઓ હતી-એટલે એમને સાથે ગાદી ઉપર બેસવાનો હક હતો. પ્રાગજ્યોતિષપુર નામે સાત કિલ્લાવાળા નગરનો રાજા નરકાસુર, પૃથ્વીના બધા રાજાઓને જીતી સોળહજાર એકસો, એટલી કન્યાઓ બળજોરીથી લઇ આવ્યો હતો. ત્હેનો વિચાર વીસ હજાર એકઠી કરી, તે બધી સાથે સામટું લગ્ન કરવાનો હતો. પારિજાતક સ્વર્ગમાંથી અપાવવા માટે સત્યભામાને લઇ શ્રીકૃષ્ણ ઇંદ્રને ત્યાં જવા નિકળ્યા, ત્યાં રસ્તામાં પ્રાગજ્યોતિપુર આવતા હરિભક્તને પીડતા અને દેવોને હરાવી ત્રાસ આપતા નરકાસુર સાથે યુદ્ધ કર્યું, ત્હેને માર્યો; અને ત્હેને ત્યાં કેદ થયેલી કન્યાઓને છોડવી, એમને ગમે ત્યા પરણવા કહ્યું-કન્યાઓએ પોતાને મુક્ત કરનાર શ્રીકૃષ્ણને જ પરણીને, એમનો ઉપકાર વાળવા નિશ્ચય બતાવ્યો એટલે શ્રીકૃષ્ણ એમને દ્વારકા લાવ્યા. આ ઉપરાંત જૂદા જૂદા લગ્ન થયેલા તે આઠ પટ્ટરાણીઓ. જૂવો ઓખાહરણ ક. ૫૦,

'રૂક્મિણી, જાંબુવતી ને ભદ્રા, સત્યભામા સત્યા, સુંદરી.
લક્ષ્મણા, કાલિંદી, રૂડા, આઠ પટરાણીઓ ખરી.'

**વાળાંસે**—વાપે-વાય ( સં. वायु. ) પવન

**ધર્યું દર્પણ**—ષોડશોપચાર પૂજામા મંગળ દ્રવ્ય તરીકે. મુખ જોવાને દર્પણ બતાવવાનો એક વિધિ છે

૭-૨ **યક્ષ કર્દમ**—યક્ષ લોકોને જે લેપ પ્રિય છે તે. કંકુ, અગુર, કસ્તુરી, કપૂર, સુખડ, અને સુગંધીદાર રાસ્ના એ ૭ ચીજો સમાન ભાગે લઇ ત્હેનું કરેલું ચૂર્ણ તે.

**સેને**—લેપ કરે.

ઉરેલે—આરસીયા ઉપર ઘસીને પાત્રમાં એકઠું કરે 'ઉરેલવું' ક્રિયાપદ આપણે વાપરીયે છીય

७-૩ તાંબૂલ-નાગરવેલના પાન

७-४ સોળસહસ્ર શત-જૂવો ૬ ૭ ૧.

હંસગતિ-હંસના જેવી ચાલ ચાલનારી સરખાવો કાલિદાસનું વિક્રમોર્વશીય ' हंस प्रयच्छ मे कान्तां गति रस्या स्त्वया हृता । ' વળી રઘુમા ' मरान्ले सु मदालसं गतं । '

ગજગામા—હાથણીના જેવી મદોન્મત્ત

મૃગાનેણી—મૃગનયના, હરિણના જેવા કાળા, અણીયાળા નેત્રવાળી અહીં ત્રણે રૂપક છે. ચકોરી-ચંદ્રમા સ્નેહવાળી ચકોરી જેવી

ગોરી—શંખ, ચંદ્ર અને ડોલરના ફુલ જેવી રૂપાળી

શ્યામલડી—તપાવેલા સોનાના રંગે રંગ છે જેનો એવી 'કોઇ શ્યામલડી કોઇ ગોરી રે'-એટલુ ચરણ પ્રેમાનન્દની 'દાણલીલા'-૬ ૨-૮ નુ સ્મરણ કરાવે છે.

७-५ મુગ્ધા—ન્હાની ઉમરની, થોડી સહમજણવાળી

બાળ-બાળા, સોલવર્ષની સ્રી

કિશોરી-દસ અને પંદર વર્ષની વચ્ચેની સ્રી ખળકાવે ખખડાવે

મોરી-મ્હોરે, સ્હામે, સન્મુખ 'મોરી અથવા મોર' ( मुखाग्र ) ઉપરથી છે મુખાગ્ર આગળ એટલે પડતુ, ખાસ ધ્યાન ખેચે એવું એટલે સન્મુખ. નર્મદાશંકરનો સરખાવો કબીર વડ

' ખરે આ મ્હોરાનો મગરૂબ બને દેરા નવ કા '

કોટે-ગળામા

કંચુકી-કાચળી, ચોળી સરખાવો દયારામ—

' મેઘાબર, કાળી કંચુકી ન પહેરે, કાજળ ન આખમા આંજવું.
મ્હારે શ્યામરંગ સમીપે ન જાવુ '

કોરી-(व्युत्पत्ति ?) નવી, એક વાર ન ધોઇ હોય એવી

વાત વાસે છે-છાની વાતો કરે

७-७ નાનાભાતી-જૂદી જૂદી જાતના ચંગ-ઘટ બેણા-વીણા, સીતાર જેવું તારવાળું વાદ્ય.

શ્રીમંડળ-એક જાતનુ તન્તુવાદ્ય

७-૮ ગાંધર્વકલા-દેવના ગવૈયાની માફક ગાવાની કળા સંગીતમા નૃત્ય,

વાદ્ય-અને ગીત, એ ત્રણેનો સમાવેશ થાય છે. સંસ્કૃતમાં એને 'તૌર્યત્રિક ' કહે છે.

વાચક—વાક્ય. અંહી ' ક ' અને 'ચ'નો પરસ્પર ફેરફાર થઇ ગયો છે, જે વર્ણ-વ્યત્યય કહેવાય છે. જેમ કે हिंस् હિંસા કરનાર सिंह કહેવાય છે.

તાલ-સંગીતના તાલ બતાવવા જે હાથથી અવાજ કરવો તે.

મરમાળી—ગૂઢ અર્થવાળું, ચતુરાઇ ભર્યું, બોલવાની આવડતવાળી સ્ત્રી.
આ આઠ કડીમાં શ્રીકૃષ્ણના અંતઃપુરમાં આનન્દોત્સવ થઇ રહ્યો છે તેનું વર્ણન છે.

૭-૯ થેઇથેઇકાર—નાચનારને પગે બાંધેલા ઘૂઘરાના રણકાર.

રસમગન—રસમગ્ન, જે આનન્દ રેલી રહ્યો છે તેથી આનન્દીત થયેલા.

૭-૧૮ દાસી—સુદામાએ પ્રતિહારને ખબર કરી, ને ત્હેણે દાસીને કહેવા મોકલી હતી તે આવી પહોંચી જૂવો. ૭-૨૫.

સાહેલી—( सं. सखि; प्रा. सही, साहेली ) અંહી દાસી.

દ્વિજ—બ્રાહ્મણ; માતાના ગર્ભમાંથી એક જન્મ, અને ઉપનયન સંસ્કારથી બીજો જન્મ થયો ગણાય છે. એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, એ ત્રણે 'जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते' સંસ્કારથી સુધરતાં દ્વિજ બને છે. પક્ષી અને દાંતના પણ બે જન્મ થાય છે. માટે તે પણ દ્વિજ કહેવાય છે.

અવશ્યમેવ—નક્કી.

નારદ—( नरस्य धर्मं नारं-માનવધર્મ+द्दा દાતા, આપનાર ) બ્રહ્માના દશ માનસ પુત્રોમાંના એક. એ દેવર્ષિ હતા. તે મનુષ્યોને ધર્મનો ઉદ્બોધ કરતા તેથી ત્હેમનું નામ સાર્થ હતું.

એક સમયે સરસ્વતી કિનારે વ્યાસ બેઠા હતા ત્હેમને ચતુઃશ્લોકી ભાગવત એમણે સંભળાવ્યું, અને તે ઉપરથી ભગવલ્લીલાની કથા બનાવવા કહ્યું. વ્યાસે એ ઉપરથી ભાગવત રચ્યું. નારદે પોતાના પૂર્વ જન્મની કથા એમને કહી છે. એમને મસ્તકે જટાભાર છે, હાથે વીણા રાખે છે, કપાળે ઉભું ટીલું કરે છે. એમના નામની એક સ્મૃતિ, અને પુરાણ પણ છે. ગાયનમાં એ એક્કા કહેવાય છે. દશમ સ્કંધમાં કહે છે તેમ 'નારદ છે ઇશ્વરનું મન, નિર્ગુણ તેજ કરે મુનિજન ' એ સદૈવ ત્રિલોકમાં ફરે છે, અને ભગવદ્ગુણ ગાવામાં લીન રહે છે. દેવતાઓને પરસ્પર, અથવા ઋષિ, રાજાને સન્દેશો પહોંચાડવો હોય છે તો તે નારદ પહોંચાડે છે.

નારદનું પાત્ર આપણા ધર્મ શાસ્ત્રો અને પુરાણની કથાઓમાં અદ્દ્ભુત છે. પરસ્પર વિગ્રહ કરવામા 'નારદવેડા' જેવો શબ્દ એમનાં ઉપરથીજ વપરાશમા આવ્યો છે. એમના પ્રપચ સાચા ઉદ્દેશથી રચાયલા, નિર્દોષ, અને જગતનું ભલુ કરનારા હોય છે, અને શ્રીકૃષ્ણના જેવા ગૂઢ અને પરિણામમા ગભીર હોતા નથી, પણ સાહજિક અને હાસ્ય ઉપજાવનારા છે. એ બ્રહ્મચારી છે સરખાવો નળાખ્યાન–'નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારી.'

વસિષ્ઠ—સપ્તર્ષિમાના એક એ રામ અને એમના સૂર્યવંશી પૂર્વજોના કુલગુરુ હતા. એમની પત્નીનું નામ અરુન્ધતી એમણે રામચંદ્રજીને યોગ સ્દમજાવ્યો હતો જે યોગવાસિષ્ઠ નામે પ્રસિદ્ધ છે. એમને વિશ્વામિત્ર સાથે દ્વેષ થયો હતો. ગાધિરાજપુત્રને બ્રહ્મર્ષિ ન કહેતાં રાજર્ષિ કહેવાથી વેર થયું હતું. વિશ્વામિત્રે વસિષ્ઠની ગાય લઇ લીધી, પુત્રોને મારી નાખ્યા. છતા વસિષ્ઠે ક્રોધ ન કર્યો એટલે વિશ્વામિત્ર સૌમ્ય થયા, દ્વેષ ભૂલ્યા, આ ઘડીયે વસિષ્ઠે એમને બ્રહ્મર્ષિ કહી બોલાવ્યા.

વામદેવ—ઋગ્વેદના દસ મંડલ કે મ્હોટા સૂક્તોના સમૂહ છે. ત્હેમાથી બીજા મંડલના કર્તા

૭–૧૧ દુર્વાસા—અત્રિ-અનસૂયાના પુત્ર, દત્તાત્રય અને ચંદ્રના ભાઇ, એ ઋષિ બહુ તેજસ્વી પણ સુલભકોપ હતા. શકુન્તલાને અતિથિ સત્કારમા ધ્યાન ન રાખવા માટે એમણેજ શાપ દીધો હતો કે 'દુષ્યન્ત ત્હને ભૂલી જશે'. પાંડવોની માતા કુન્તાજી ન્હાના હતાં ત્યારે ત્હેમણે પાલકપિતા કુંતિભોજને ઘેર અતિથિરૂપે પધારેલા દુર્વાસાને પૂજાવિધિથી પ્રસન્ન કરી, ત્હેમની પાસેથી પુત્રપ્રાપ્તિના પાંચ વરદાન મેળવ્યા હતા. સૂર્ય, ધર્મ, ઇન્દ્ર, વાયુ, અને બે અશ્વિનીકુમારની ઉપાસનાના મંત્રો એમણે આપ્યા હતા, જેથી કર્ણ, અને પાચ પાડવ થયા રાજભક્ત અબરીષે એકાદશીવ્રત કર્યું હતું ત્યારે પારણાને દિવસે દુર્વાસા, શિષ્યો સહિત જઇ ચડયા. ઋષિ નદીએ ન્હાવા ગયા, બહુ વિલંબ થયો દ્વાદશી થોડા પ્રહર હતી, ને એ આવ્યા નહીં. તેથી તુલસીપત્ર રાજાએ મ્હોંમાં મૂકી પારણા કર્યા, ને ઋષિની વાટ જોતા બેઠા ઋષિને આવતાં એ બધી ખબર પડતા ચ્હીડાયા, શાપ દેવા તૈયાર થયા. પણ પછી સુદર્શન ચક્ર પાછળ પડતા એ ત્રાસ પામ્યા, ને અંબરીષની માફી માગી.

અગસ્ત્ય—વરુણ અને ઉર્વસીના પુત્ર. તે ઋષિ ઘડામાથી ઉત્પન્ન થયા હતા. તેથી કુભોદ્દ્ભવ પણ કહેવાય છે. તે ઉપરથી સ્ત્રીઓ ગરબામા ગાય છે કે 'જુવો અગસ્ત્યની માતા ગાગર, જેણે એક

અર્જ'થી ફીધે સાગર. ' એ ઠીંગણા હતા, એ ધનુષબાણ સાથે જ નિત્ય ફરતા, એમની સ્ત્રીનું નામ લોપામુદ્રા. એકવાર તે વિંધ્યાચળ પર્વત પાસે થઇને જતા હતા. તે વખતે પર્વતે આડા પડીને ઋષિને નમસ્કાર કર્યો, ઋષિએ કહ્યું કે હું આવું ત્યાં સુધી પડયો રહેજે; પછી તે આવ્યા જ નહીં. તે ઉપરથી જે વાયદા પૂરા કરવામાં આવે એવા ન હોય ત્હેને ' અગસ્ત્યના વાયદા ' કહે છે આતાપી, વાતાપી અને ઇલ્વલ ત્રણ રાક્ષસ હતા. ત્હેમાંથી બે જણ જળ અને ફળરૂપ થતા અને ત્રીજો જે વટેમાર્ગુ નિકળે ત્હેને પેલાં માયાવી જળફળ આપતો એટલે તરત જ તે બે રાક્ષસ, વટેમાર્ગુનું પેટ ચીરી બહાર નિકળતા એકવાર અગસ્ત્યના પેટમાં તે જળફળ રૂપે ગયા, પણ ઋષિને એ કૃત્રિમ છે એમ ખબર પડતાં પેટે હાથ ફેરવ્યો. એટલે ત્હેને પોતાના પેટમાં ભસ્મ કરી નાખ્યા. ત્રીજો ન્હાસીને સમુદ્રમાં સંતાઇ ગયો, તેથી ઋષિ સમુદ્રનું આચમન કરી ગયા. દંતકથા છે કે અગસ્ત્યે સમુદ્રને મૂત્રરૂપે કહાડયો તેથી તે ખારો છે.

સમસ્ત—બધા.

વિશ્વામિત્ર—ગાધિ રાજાના પુત્ર. એ પોતાના તપોબળથી બ્રહ્મર્ષિ કહેવાયા. એ ઋષિને અને વસિષ્ઠને પરસ્પર સ્પર્ધા હતી. વસિષ્ઠના પુત્રના શાપથી ત્રિશંકુ નામનો રાજા મ્લેચ્છ થઇ ગયો હતો. એ ત્રિશંકુએ વિશ્વામિત્રને આજીજી કરી, તે ઉપરથી ત્હેમણે ત્હેમણે ત્હેને સદેહે સ્વર્ગમાં મોકલ્યો. પણ દેવોએ ત્હેને મ્લેચ્છ કહી નીચે પાડવા માંડયો. વિશ્વામિત્રે ત્રિશંકુને નીચે પડતો જોઇ મંત્રબળથી ત્હેને અટકાવ્યો. તેથી તે રાજા અદ્ધર અટકી રહ્યો માટે જે એકકે બાજુ પહોંચી શકતો નથી ત્હેને ત્રિશંકુની પેઠે અદ્ધર લટકી રહ્યો કહે છે. ત્હેમણે એક વખત યજ્ઞ આરંભ્યો, ત્હેનો રાક્ષસો આવી ધ્વંસ કરવા લાગ્યા, માટે ત્હેનું રક્ષણ કરવા અયોધ્યાના રાજા દશરથ પાસે જઇ એમણે રામ લક્ષ્મણ માગ્યા રાજાએ આનાકાની કરી, પણ પછી વસિષ્ઠે સહમતિથી રામ લક્ષ્મણને વિશ્વામિત્ર સાથે મોકલ્યા, ત્હેમણે સુબાહુને મારી યજ્ઞરક્ષા કરી, યજ્ઞ સમાપ્તિ થઇ એટલામાં જનક તરફથી પોતાની એકની એક પુત્રી સીતાના સ્વયંવર સંબંધી ઋષિ ઉપર કંકોતરી આવી. ઋષિએ રામલક્ષ્મણને પણ સાથે લીધા. રામે ધનુર્ભંગ કરી સીતા મેળવી.

અહીં શંકા થાય કે ઋષિ મ્હોટા તપસ્વી છતાં યજ્ઞનું રક્ષણ ન કરી શક્યા ને કિશોર રાજકુમારો કયાંથી કરી શક્યા ? ત્હેનું સમાધાન કે યજ્ઞની દીક્ષા લે ત્યારે શાંતવૃત્તિ રહેવી જોઇએ, ક્રોધ આણવા સિવાય

રાક્ષસોને શાપ દેવાય નહી તેથીજ ઋષિઓ રાજાની સહાય માગતા અને તે મળતી

અત્રિ—બ્રહ્માના પુત્ર એ દશ પ્રજાપતિમાના એક હતા દુર્વાસા દત્તાત્રય, અને ચદ્રના એ પિતા થાય સપ્તર્ષિમાના એ એક છે એમના પત્ની અનસુયા, પતિવ્રતા હતા, જેણે પોતાના સતીત્વના પ્રભાવથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને છ છ મહિનાના બાળક બનાવી દીધા હતા.

૭-૧૨ પિંગળ જટા—ધૂળ ભરેલી અને તેલ વિગેરેના સસ્કાર વિહોણી, ફીકી, ભૂખરા રગની જટા'

'ક્ષુધારૂપણી સ્ત્રીએ વરીયો રે—'જાણે ભૂખરૂપી સ્ત્રી એને પરણી ન હોય અને તેથી ત્હેની સાથે રતી હોય એવો ભાસ થાય છે અલકાર ઉત્પ્રેક્ષા છે

૭-૧૩ થોકેથોક—(સ. स्तोक, स्तोअ-ચાલ થોડુ પરતુ ગુજરાતીમા શબ્દ ઉતરી આવતા અર્થ ફરવાઇ ગયો એટલે પુષ્કળ જેમકે कटु-તીખુ २ तिक्त—કડ્ડુ ) ટોળે ટોળા

શેરી—(देश्य सिहरिणी) ગલી, રાજમાર્ગના ન્હાના ન્હાના મહોલ્લા

૭-૧૪ હે હે કરી—એ શબ્દ જૂના સ્નેહનો ઉછાળો બતાવે છે, અને સુદામા તરફનો પ્રેમ ઉભરાતા શ્રીકૃષ્ણ બોલી ઉઠે છે

'રણછોડ'—શબ્દ સહેતુક છે એ અહીં યોજવાથી, સુદામાને દરિદ્રતામાથી મુક્ત કરશે એવુ સૂચન કવિએ કર્યું છે. સરખાવો મામેરામા—'કુવરબાઇના પૂરો કોડરે, એમ કહી બેઠા રણછોડરે'

રણછોડ—( સં ऋणछोर, ऋण દેવુ, छुड् કાપવુ' ) ડાકોરમાની વિષ્ણુની મૂર્તિ દ્વારકાનાથનુ ડાકોરમા આવવુ, એ રૂપી જે ધન તે વડે વિજયસિહ-બોડાણાના ઋણરૂપ દેવાને વાળી આપ્યુ, માટે આ નામ

ऋण विजयसिंहस्य मुक्तिरूपं विमोचितुम् ।
स्थित स्तद्गृह मागत्य ऋणछोर स्तत स्मृतः ॥

બાળ સનેહી—બાળપણનો ગોઠીયો-જૂઓ ક ૯-૪

દુખીયાનો વિસામો-દુખ ઓછુ, હલકુ કરવાનુ ઠેકાણુ.

૭-૧૫ મોજા—(ફારસી) મોજડી, પગરખા

વ્હાલાંનું કામ, અને ત્હેને મળવાનો પ્રસંગ આવી મળતાં એટલો ઉત્સાહ, અને ત્વરા ઉત્પન્ન થાય છે કે ત્હેને માટે પગરખાં પહેરવા જેટલો કાલક્ષેપ કરવાનું પણ સહન થઈ શકતું નથી, અને તેથી 'અણુવાણે પગે' એવો શબ્દ વપરાયામાં આવ્યો છે. ભક્તવત્સલતાની રસિક વ્યંજના આમાં છે. સરખાવો નામેરૂં–ક. ૧૩-૧૧

' ન જડે ધ્યાને, દાને, બહુ જાગેરે,
તે હરિ અણુવાણે પાગેરે. '

પીતાંબર ક્ષોમ ભરાય—ઉતાવળમા પહેરેલું, પીળું વસ્ત્ર જમીન ઉપર ધસડાય છે, તે ઉંચું લેવા જેટલો યે વખત શ્રીકૃષ્ણ ગાળતા નથી. ક્ષોમ-ભૂમિ.

રૂખમણી—વિદર્ભ દેશના ભીમક રાજાની પુત્રી. એ લક્ષ્મીનો અવતાર ગણાય છે. એમનો પુત્ર પ્રધુમ્ન. એ મ્હોટી થઇ ત્યારે એના પિતા તથા ભાઇ રૂકમનો વિચાર સિંધ દેશના શિશુપાલને દેવાનો હતો, પણ એની ઇચ્છા કૃષ્ણ સાથે પરણવાની હતી, તેથી એણે પોતાના ગોર સાથે કૃષ્ણને છાનો કાગળ મોકલ્યો. ( આ કથા દશમ સ્કંધ અ. ૫૩-૫૪ માં આવે છે. ) ને લખ્યું કે હું અંબાના દહેરામા પૂજન કરવા ગામની બહાર આવું ત્યારે મ્હને લઇ જજો. કૃષ્ણે સંકેત પ્રમાણે હરણ કર્યું, એ પછી શીશુપાલનો વધ કર્યો અને દ્વારકા જઇ વિધિપૂર્વક લગ્ન થયું.

પ્રેમાનંદે 'રૂકિમણી હરણ ' રચ્યું છે. તેમજ દયારામે પણ ' રૂકિમણી હરણ ' લખ્યું છે, જે આપણા સ્રીવર્ગને કંઠસ્થ હોય છે, અને વિવાહ પ્રસંગે તેમાથી 'મીઠા' ગાય છે.

સાહે—હાથમાં રાખે છે.

૭-૧૬ ફુલી કાય—આનંદથી શરીર પ્રફુલ્લિત થયું. ત્રોડે-( સં. त्रु. તોડવું)
શ્વાસે ભરાય—શ્વાસ ભરાઇ આવવો, તે અંહી ઘણા ઉત્સાહનું ચિહ્ન છે. જુવો ક. ૫-૧૬

૭-૧૭ પળ—ઘડીનો આઠમો ભાગ

જુગ—(સં. युग ) સત, ત્રેતા દ્વાપર, ને કલિ એમ ચાર છે. ત્હેના ૧૭૨૮૦૦૦, ૧૨૯૬૦૦૦, ૮૬૪૦૦૦, ૪૩૨૦૦૦ વર્ષો અનુક્રમે છે.

એક પળ ચાલી જાય છે તે જુગ ( હજારો વર્ષ ) જેટલી લાંબી થઈ પડેલી લાગે છે પ્રિયના મેળાપમા થોડો અંતરાય પણ ઘણો લાગો થઇ પડે છે. સરખાવો ભાગવત, ગોપિકાગીત.

' त्रुटि र्युगायते त्वामपश्यताम् ! '

અંહી ત્વરાતિશય વર્ણવ્યાથી અને 'પળ' અને 'જુગ' નો અભેદ બતાવ્યાથી અતિશયોક્તિ અલંકાર થયો છે

૭-૧૭ **પૂજાથાળ**—પૂજાની સામગ્રી પૂરેલો થાળ

**સાવધાન**—( **सं. स,** સાથે, **अवधान** ધ્યાન ) મૂલ અર્થ તો ધ્યાન રાખતું હોય તે લાક્ષણિક અર્થ હોશીયાર, તૈયાર અહીં 'તૈયાર' સરખાવો કહેવત 'સમો વર્તે સાવધાન'

૭-૧૮ **સહુપે**—બધા કરતા 'પે' પ્રત્યયમા પંચમીનો અર્થ છે જૂઓ, દરામ, નાગ દમન, ક ૫૬

'કાટપે પાષાણુ કઠિન છે, તેથી કઠિન છુ લોહુ
વજ્ર તુલ્ય છે કાળજું માહારૂ, શુ દેખાડુ મોહોડુ રે-શામળીયા'

**સામગ્રી**—કોઇ કાર્ય માટે જોઇતી સમગ્ર-તમામ વસ્તુઓ-સાહિત્ય

૭-૧૯ **શું**-સાથે, '**सह**' ઉપરથી

**કંદર્પ**—કામદેવ-જૂઓ ક ૬ ૬

૭-૨૦ **ઉપહાર**—વસ્તુઓ

૭-૨૧ **લોચનનું સુખ**—ઉત્તમ જોવા લાયક પદાર્થો જોવા તે-સરખાવો
'કાન દીયો સુનનેકુ પુરાણ, ઔર નેત્ર દીયો જગ જોવનકું.'

**જેઠ**—( **सं ज्येष्ठ** ) વરનો મ્હોટો ભાઇ

૭-૨૨ **છબીલોજી**—સારી છબીવાળા, ખુબસુરત

**છૂટીચાલ**—ઢાળ, દમામ વિનાની ચાલ, ઘણા વેગવાળી ચાલ આવીજ રીતે છૂટો ઘા, છૂટો, હાથ, છૂટું મ્હો વપરાય છે સંસ્કૃતમા પણ એજ અર્થમા મુક્તકંઠ, મુક્તહસ્ત, મુક્તસ્વર વિગેરે શબ્દો ગૂજરાતીમા વપરાવા લાગ્યા છે

**દીન દયાળ**—(બહુવ્રીહિ) ગરીબ ઉપર દયા કરનાર (પ્રભુ) અંહી પ્રસંગ પણ ગરીબ ઉપર દયા કરવાનો છે, તેથી શબ્દની પસંદગી યથાયોગ્ય છે,

**આંસુ** — ( **सं. अश्रु, प्रा. अंसु** )

**શ્રાવણ નેવ**—શ્રાવણ માસના નેવા પાણીથી છલકાતા હોય છે તેમ બહુ વરસીને પાણી ઉભરાતા 'શ્રાવણ ભાદરવો' વરસ્યો કહે છે બહુજ મ્હોટાં આંસુની રેલમછેલ થઇ રહી

અંહી ઉપમા તથા ઉત્પ્રેક્ષાની સંસૃષ્ટિ થઇ છે

કૃષ્ણને જોઇને સુદામાના હૃદયમા આનન્દ સાગર ઉલટયો અને એની ભરતી આંખમાથી આંસુરૂપે બહાર જણાઇ આવી

૭-૨૩ **કઉતક**-( **सं. कौतुक** ) આશ્ચર્ય, નવાઇ, નવાઇ જેવો દેખાવ

**અશરણ શરણ**—નિરાધારના આધાર–શ્રીકૃષ્ણ.

**ક્યાં આ વિપ્ર..... અંહી મહદન્તર** બતાવ્યો છે, અને તેથી અઘટિત ઘટના જેવું બતાવવાનો હેતુ છે—અલંકાર, વિષમ છે.

**વિમાન**—( **સં વિ. નહી, માન** ભાર ) આકાશમા ઉડે એવું, એક ભાર વગરનું–હલકું વાહન કાઇપણ એક કામ કૃષ્ણ જેવા મ્હોટા પુરુષને હાથે થતુ હોય તો દેવ વિમાનમા ચઢી, અંતરિક્ષમા રહી જૂવે છે. એવું વર્ણન ઘણા પ્રસગોમા આવે છે અગ્રેજીમા પણ 'Sight for angels to see' એવો વિચાર છે

શ્રીકૃષ્ણ સુદામાને પગે પડયા કેમકે તે વયમા મ્હોટા હતા, વળી પોતે ત્હેની પાસે વિદ્યા ભણ્યા હતા, બ્રાહ્મણ હતા માટે પણ વંદ્ય હતા

**ભુજબંધન**—હાથથી વીંટી લેવું.

૭–૨૪ **આલંઘન**—આલિગન પ્રેમથી પરસ્પર ભેટવું તે

ઘણા વિયોગ પછી મળ્યા તેથી, તથા બાળસ્નેહથી, શ્રીકૃષ્ણના નેત્રમાથી આંસુ ટપકવા માડયા. સુદામાની પણ એમ સ્થિતિ થઇ છે. જૂઓ ક. ૭–૨૨.

૭–૨૫ **ઉલાળીને**—ઉંચુ કરીને.

**દાસત્વ**—દાસપણુ, દાસનુ કામ આથી સુદામા પ્રત્યેનો કૃષ્ણનો પૂજ્યભાવ બતાવ્યો છે.

૭–૨૭ **વાંકાબોલાં**—આડુ બોલનારા, નિન્દાના અર્થમા સ્તુતિના શબ્દ બોલ-

ત્હેમણે એકવાર, નારદના શિખવ્યાથી પારિજાતકના વૃક્ષ માટે કંકાસ કર્યો હતો. તે ઉપરથી શ્રીકૃષ્ણે ઇન્દ્રની ઇચ્છા ઉપરાંત ત્હેમના બાગમાં તે લાવી આપ્યું હતું. આ વિષે ભક્ત કવિ ગીરીબાઇએ ' સતભામાનું રૂષણું ' નામની બહુ મધુર કવિતા કરી છે.

ફુટડા—( સં. સ્ફુટ, સ્પષ્ટ ) બધા અવયવ સ્પષ્ટ, અને ઘાટીલા હોય ત્હેવા–એટલે રૂપાળા તેઉને—ત્હેને માટે.

હરિ. ....માથારે—પ્રભુ ત્હેને માટે તે ઉઠીને શું દોડયા ! ન્હાનપણનું હેત પણ ઠીક છે તો !

૭-૨૭ આ પ્રસંગ સૂરદાસજી નીચેના પદમા ગાય છે—

સુદામાકો દેખત શ્યામ હસે રે—

હમ તુમ મિત્ર બાલપના કે, અબ તુમ દૂર બસે રે,
ફાટી ધોતી, તુટી પઘડીયા, ચલત પાવ ઘસે રે—સુદામાકો.
ભોજાઇજીને જો ભેટ પઠાઇ, પાવેં તીન પસે રે,
સૂરદાસ પ્રભુ તુમ્હારે મિલનસે, કંચન મહેલ બસે રે—સુદામાકો.

૭-૨૮ સોંધો—( હિન્દી ) પહોપાદડી, સુગંધી પદાર્થ. જૂઓ. દશમ. ક. ૧૧૬.
' મૃગમદ ચંદન, મળીયાગર, પૂજે નારી હૃદયાલ્હાદન,
સુગંધ સોધા કુકુંમ કેસર, ઉડાડે અબીલ ગુલાબ. '

છળશે—બ્હી જશે. ( જૂવો નાગદમન—' બાઇ અડકાવોને બાર, બાળક છળશે રે '.

'છળવું'-છેતરવું, એવો બીજો પણ અર્થ છે જેમકે વામને બળીને છળ્યો )

શું જાણી—શું સ્હમજીને, રૂક્મિણી ઠપકો આપે છે.

૭-૨૯ હરિભકતોને દુનિયાના વ્યવહારની દરકાર હોતી નથી. તેથી સાધારણ માણસો હરિભકતને પારખી શકતા નથી કારણ કે ' જગતથગતની ઉલટી રીત ' છે. છતાં કડવામાં ગામની સ્ત્રીઓ, છોકરાઓ સુદામાને પારખી શકયાં નથી. તેજ પ્રમાણે શ્રીકૃષ્ણની સ્ત્રીઓનું પણ થયું છે. ગામમાં જેમ એક વૃદ્ધ યાદવ, તેમ અંહીં રૂક્મિણી સંતજનનું ખરું સ્વરૂપ જાણી શકયા છે.

## કડવું ૮ સું.

૮-૧ ભગતઆધીન-ભક્તાધીન-( દ્વિતીયાતત્પુરૂષ ) ભક્તને વશ. સરખાવો -

नाहं घसामि वैकुण्ठे योगीमां हृदयेप च ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

**ચમર-( સં. ચામર )** ચમરી જાતની, હિમાલય પર્વતમાં થતી ગાયની પૂંછડીના વાળનો ગુચ્છો જે દેવ-ગુરૂ ઉપર ફેરવવામાં આવે છે તે. ' છત્ર ' સાથે ' ચામર, ' એક જાતનો રાજવૈભવ સૂચવે છે.

**ચક્રપાણિ-(બહુવ્રીહિ )** સુદર્શન ચક્ર જેમના હાથમાં છે તે વિષ્ણુ અંહી શ્રીકૃષ્ણ.

૮-૨ **નેત્રસમસા** નેત્રસમશ્યા—આખનો અણસારો, સઙ્કેત.

**નાથ**-પતિ.

**મંદમંદ હસે**- સત્યભામા હસતું ખાળી ન શકવાથી પાલવ ( લુગડાનો છેડો ) મ્હો આગળ ધરી લાજ કાઢી, આડું જોઇને મીઠું ધીમું હસે છે.

૮-૩ **નાભિકમળ**—દૂંટી રૂપી કમળ અલંકાર રૂપક છે

**બ્રહ્મા**—ત્રિમૂર્તિમાંના એક. બ્રહ્મા એટલે કે, જે પરમેશ્વરમાંથી આ વિશ્વ બધે છે-વધે છે, અર્થાત્ ઉગે છે, ને બીજમાંથી જેમ વૃક્ષ વધે છે, એટલે ઉગે છે, ને ફૂલે ફાલે છે તેમ ફાલે છે તે. ત્રિગુણાત્મક માયામાં રજોગુણ તે બ્રહ્મા; એ રાજસગુણનો ગર્વ થતાં, ધનદાસની ' અર્જુન-ગીતા 'માં લખ્યું છે તેમ '

' વિરંચી વાછરું હરી ગયો, ને હરી ગયો અધર્મ.
હું નવાં નિપાવી લાવીયો, જ્હારે કોઇ ન જાણે મર્મ '—

એમ થયું એટલે બ્રહ્માને જ્ઞાન થાય છે કે ' હું કર્તા કહેવા માત્ર. ' સુત્રાખ્યાનમાં કવિ આપે છે તેમ ' નારાયણના નાભિકમળમાંથી બ્રહ્મા પ્રગટજ થાય.' એમનું વાહન હંસ છે. એમનાં પુત્રી તે સરસ્વતી એમને પાંચ માથાં હતાં; પણ રુદ્રે ત્હેમાંથી એક કાપી નાખ્યું હતું. એ ચાર મ્હોડેથી નિરન્તર ચારે વેદ ભણ્યા કરે છે. એ 'ચતુર્મુખ', ' ચતુરાનન ' વિગેરે નામથી ઓળખાય છે.

**જેણે......બીધું રે**—એક વખત બલભદ્ર અને બીજા ગોવાળોએ યશોદાને કહ્યું કે શ્રીકૃષ્ણે માટી ખાધી શ્રીકૃષ્ણ આવ્યા અને માને જોવા માટે ' મુખ વિકાસ્યું શામળે ' માટીનાં ટેફાં કાઢીયાં; ફરી જોવા લાગ્યાં જસોમતિ, બ્રહ્માંડ ત્રણ દેખાડીયાં. ' આંતું અણચિંત્યું', અને અણ-દીઠું જોતાં બ્હી ગયાં અને પ્રેમાનન્દનાજ શબ્દો (દશમસ્કધ. ક. ૩૪) માં લખીયે તો—

" વિરાટરૂપ વદનમાં દેખી, જશોદાને આવ્યું જ્ઞાન કહોનો પુત્ર,
હું કહોની માતા, એ સ્વયં શ્રી ભગવાન "

પણ શ્રીકૃષ્ણે જ્ઞાન અંબાને એટેલું આવ્યું જાણી, માયા કીધી તતખેવ' ને પછી 'આંખ મીંચી રોવા લાગ્યા, પયપાનને ઇચ્છે,' એટલે જસો-દાનો બ્રહ્મભાવ ગયો અને પુત્રભાવ થયો. પુત્રને ધવરાવીને, સુવાડયો..

સરખાવો, વિરાટ સ્વરૂપ જોતાં અર્જુનને પણ આવોજ ભય થાય છે.

૮-૪ તપસી-( सं. तपस्वी ) તાપસ, તપ કરનાર.

વિશ્વામિત્ર—જુવો ક. ૭-૧૧ દોહલે-( सं. दुर्लभ ) ઘણે કષ્ટે.

પાદોદક—પગ ધોવાનું પાણી, ચરણોદક, સરખાવો ' ગંગા ' ' વિષ્ણુ-પાદોદકી ' કહેવાય છે

કોઇ પૂજ્યનું ચરણામૃત માથે ધરવું અને પીવું-એને પવિત્ર અને પુણ્ય આપનારું ગણ્યું છે ભાગવતમાં પણ अगृहीच्छिरसा राजन् भगवान् लोकपावनः; ' એટલે ભગવાન લોકોને પાવન કરનાર છે, તોપણ પાદોદક માથે ચડાવ્યું, એમ લખ્યું છે. સુંદરના સુદામામાં પણ 'અર્ધ્યપાદ્ય પૂજા કરી, લેઇ ચરણામૃત ધર્યું શિષ' અને નરસિંહ મહેતાના સુદામામા પણ 'કનકની પાવડી ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શિષ લીધું—એમ છે.

૮-૫ વીંઝણો—( सं. व्यजन; 'य' નું સંપ્રસારણ ) પંખો.

૮-૬ ષોડસો પ્રકારે—ષોડશપ્રકારે. પૂજાના સોળ ઉપચાર—આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, દક્ષિણા, પ્રદક્ષિણા, મંત્ર પુષ્પાંજલી એમ છે.

અગર—અગુરુ નામનું સુગંધી લાકડું, જેમાથી અગરબત્તી બને છે.

પ્રદખણા—પ્રદક્ષિણા; જમણો હાથ આગળ રાખી, એની દિશામાં ગોળ ફરવું તે:

૮-૭ પીત પછેડી—પીળું ઉત્તરીય વસ્ત્ર, પીતાંબર; શરીર ઉપર ઝીણું દુપટા જેવું ઓઢવામા વપરાય છે તે.

૮-૮ થાલી મ્હોટી થાળ-ખૂમચો -વૈદર્ભી-વિદર્ભના ભીમક રાજાની પુત્રી રૂક્મિણી જુવો ક. ૭-૧૫.

પકવાન—( पक्वान्न ) પાચ છે. ઘેબર, દહીંથરાં ( સરખાવો 'દહીં તણાં દહીંથરાં ઘીતણા ઘેબરાં' ) ખાજા, જલેબી, કળીના લાડુ, ત્હેમાં સુત્રફેણી ને ફરશીપુરી વધારતા સાત ગણાય છે.

સરકરા જુગત શર્કરાયુક્ત, સાકર ભેળવેલું.

સુધ આચમન—શુદ્ધાચમન-શુદ્ધિને માટે આચમન, જમ્યા પછી મ્હોં સાફ થવા સારું ઘૂંટડો પાણી પીવું ત્હેને શુદ્ધાચમન કહે છે. પ્રસાદ —જુવો ક. ૪-૬.

શામળવાન—( सं. श्याम, वर्ण ) મેઘશ્યામ શરીરવાળા શ્રીકૃષ્ણ
સરખાવો—
'કાંઇ શરીર છે ઘનશ્યામરે, માટે શ્રીકૃષ્ણ એહેનું નામ રે'
વળી દશમ આ. ૮
'રમે રોતા શામળવાનરે, વલોણું તાણે દે ઘરમાં કાનરે'
અને નાગદમનમાં,
'શરીર જુવે માત જસોમતી, સર્પનો દંશ તો દીસતો નથી;
રખે વિખ ચઢ્યું હોય શામળવાન, જુવે તણુઆં તપાસી ચાંપે કાન'
'વાન'—વર્ણ ઉપરથી છે—જેમકે 'સોળે સાન, વીસે વાન.'

૮-૧૦ નાપે—ન આપે. મુકુંદ—સં. मुकु મોક્ષને દઆપનાર ) શ્રીકૃષ્ણ.
વ્યાપે—અંદર અને બહાર, ચોતરફ ફેલાઇ રહે.

૮-૧૧ જંગા—જંઘ, સાથલ. લાજ્યાતણી—લજવાની, લાજી લેવાની.

ગત—(गति) શક્તિ જુઓ ક. ૬-૨૦.

કૃષ્ણના વૈભવ આગળ, સુદામાને તંગની ખેટ બહુજ સુદ્ર લાગી.
તેથી સંતાડવા મથે છે. કારણ કે 'છપ્પન ભોગ જ્યાં, કલણ તાંદુલ ત્યાં'

## કડવું ૯ મું.

૯-૧ ગોવંદ—( गो, ગાય, અથવા ઇન્દ્રિયોને विद् જાણનાર, ઓળખનાર)
સરસ્વતીચંદ્ર ભા. ૩ મા 'ગોકુળમાં ગોવિન્દ બસે, ગોપાલક ગોપાલ'
એ લીટી આપી. રા. ગોવર્ધનરામભાઇ એના ત્રણ પ્રકારના સુન્દર
અર્થ કરી બતાવે છે.

ગોઠડી—( सं गोष्ठि ) વાતચીત. આતુર-ઉત્કંઠિત, ટમકમી રહેલા.

૯-૨ કેહી—કહી. મન મુકીને-સંકોચ રાખ્યા વિના, ખુલ્લે મને.

૯-૩ કાન ફૂંકયો—મંત્ર આપ્યો, ઉપદેશ કર્યો; બીજા અર્થમાં, આડું અવળું
સમજાવવું

સંસાર મૂકયો—સંસારનો વ્યવહાર છોડી દીધો.

૯-૪ મજાળ્યું—બાળ્યું, સફ કરી નાખ્યું.

જોગ—( सं. योग ) પ્રાણવાયુનું રૂન્ધન કરી, આસન, ધ્યાન,
સમાધિ, વિગેરેથી અન્તઃકરણની એકાગ્રતા કરવી; અને પછી જીવાત્મા
અને પરમાત્માનું એકપણું સાધવું તે.

દેહી—શરીરવાળો, જીવ; પણ અંહી 'શરીર'ના અર્થમાં છે.

૯-૫ દાધા-(सं. दग्ध) બળ્યા, સંતાપ્યા. ઉપરાજ્યુ-(सं. उपार्जितम्) ઉપાર્જ્યું, ઉપાર્જન કરેલું, કમાયલું. શાતા-શાંતિ.

૯-૭ કર્મને દોષે-પૂર્વ જન્મોમાં જે કામ કર્યાં હોય ત્હેના ફલરૂપ દોષથી.

લોહીડું—લોહી. શોષે—ચૂસે, સુકવી દે.

અંહીં કવિએ 'ભાભી'ની ઠીક સૂચના કરી છે અને એ ઉપરથી સુદામાના લગ્નની વાત છેડી છે. નરસિંહ મહેતાની ભાભીની વાત કવિ એવીજ અજબ રીતે હળવા હાસ્યરસથી તે ભક્તના આખ્યાનમાં છેડે છે.

૯-૮-ખરી રીતે શ્રીકૃષ્ણ જાણે છે કે ખાવાની તંગી એજ સુદામાનું સાચું દુઃખ છે; તેથી જાણી જોઇને બીજાં દુઃખ અમસ્થાં ગણાવી જઇને ખરું દુઃખ છેવટે પૂછે છે. તેથી વાંચનારની જીજ્ઞાસા, શો જવાબ મળશે તે સાંભળવા એક પગે થઇ રહે છે.

૯-૯-સુદામા શ્રીકૃષ્ણને 'અંતર્યામી' કહી, આપ સર્વજ્ઞ છો, એટલે મ્હારૂં સાચું દુઃખ જાણો છો' એવો ટુંકો જવાબ આપે છે. ને કૃષ્ણે ન ગણાવેલું એવું વિજોગના દુઃખનું બ્હાનું કાઢે છે.

૯-૧૦ હુંને-મ્હને; 'ને' પ્રત્યય 'હું' ને લગાડ્યો છે. જુવો ક. ૧૩-૨૦ 'હુંને કાં આણો છો વાજ્ય.'

પિંડ—શરીર; પુષ્ટ-જાડું.

## કડવું ૧૦ મું.

આ આખા કડવામાં બન્ને બાળ સ્નેહીઓ પોતાના ન્હાનપણના સાથે ગાળેલા દિવસોની વાત એક બીજાને સંભારી આપે છે. કીડીનો પૂર્વાર્ધ શ્રીકૃષ્ણ બોલે છે, અને ઉત્તરાર્ધ સુદામા કહે છે.

૧૦-૧ સ્નેહ—(सं. स्नेह, प्रा. नेह, णेह). વ્હાલ.

એ મહિના—ખરેખરા તો ૬૪ દિવસ. જુવો ક. ૧-૭.

પાછલી રાતના—બાર વાગતા સુધી આગલી રાત, અને ત્યાર પછીની પાછલી સરખાવો નરસિંહ મહેતા-'રાત રહે જ્યાહરે પાછલી ખટઘડી સાધુ પુરૂષને સુઇ ન રહેવું.'

૧૦-૪ ઉકળ્યા—તપ્યા.

માથે તપ્યો અરિષ્ટ—માથા ઉપર મરણ પમાડે એવો સૂર્ય તપ્યો.

અરિષ્ટ—(रिष्ट પહેલાં 'અ' મૂકાયો, જેમ મુંઝવણ, અમુંઝણ મિથ્યા, અમથું.) અશુભ, મરણ ચિહ્ન, જેવો, નાસ પમાડે ત્હેવો તપી સૂર્ય.

૧૦-૬ વાદ વધા—શરત કરી.

ખોડ—( સં. ક્ષ્વોટક: પ્રા. ખોડઓ ) મ્હોટું, જાડું સૂકું લાકડું. જુવો દશમ સ્કંધમાં કુબ્જાને કૃષ્ણકૃપાથી 'હતાં ચરણ કાષ્ટનાં ખોડ રે, ગયો પાદ કહળી છોડ રે.'

કહોવાડા—( સં. कुठार ) લાકડા ચીરવાનું લોખંડનું હથિયાર.

૧૦-૭ બારે મેહ—મેઘ બાર છે જ્હેમા પુષ્કર, આવર્તક વિગેરે મેઘ બહુ જબરા ગણાય છે. બધા મેઘ સાથે વરસે તો વરસાદ મૂશળધાર વરસે. વરસાદ હાથીની શૂંઢ જેવી જાડી ધારમા વરસ્યો, એમ પણ કહેવાય છે. શીતળ સમીર-ટાઢો પવન.

૧૦-૮ કેર—( कार्य ) જુલ્મ. આવર્યું-ઢાંકી દીધું, ઘેરાયું

રૂદયાશું—છાતી સાથે

દિશા—જ્યારે વરસાદ બહુ પડે ત્યારે પૂર્વ દિશા કઇ તે સુઝ જાય નહી.

૧૦-૧૦ દોણી—( સં. दोहिनी ) દોહવા માટે માટીનું વાસણ.

૧૦-૧૧ ગરદભખણુ—જુવો ક ૧-૭. ગનાન-જ્ઞાન કુમાર-પુત્ર.

હાથ વધારીયો—કૃષ્ણ જાતે પરમેશ્વર હતા તેથી ત્હેમણે અસંભવિત ક્રિયા કરી બતાવવાની પોતાની શક્તિનું ભાન કરાવવા, વગર ઉઠયે, બેઠા બેઠાજ હાથ લંબાવી દૂર પડેલી દ્હોણી આપી.

૧૦-૧૨ સાગર—પ્રભાસ પાટણ આગળનો દરીયો. ઝંપાવીયું-પડતું નાખ્યું.

સપ્ત પાતાળ—'નળાખ્યાન'માં કવિ હંસ કને ગણાવે છે-' અતળ, વિતળ, સુતળ, તળાતળ, રસાતળ, મહાતળ અને પાતાળ'—એ નાગલોક કહેવાય છે.

દૈત્યનો આણ્યો કાળ—પંચજન નામના દૈત્યને માર્યો, અને પાંચજન્ય શંખ લાવ્યા-हरिवंशના આઠમા અધ્યાયમાં આ કથા આપેલી છે ત્હેનો ઉપયોગ કવિએ કર્યો લાગે છે. 'પંચજનના વધની ગાથાનો ઉલ્લેખ દશમસ્કંધના ૪૫ મા અધ્યાયમા થયો છે.

૧૦-૧૩ જમ નગર—યમનું શહેર, યમપુરી.

કડી ૧૦ થી ૧૨ મા ગુરૂપત્નીની અપૂર્વ માગણી છે, અને તે શ્રીકૃષ્ણે પૂરી પાડી એ વાત આવે છે. ગુરુનો પુત્ર પ્રભાસના સમુદ્રમાં ડૂબી ગયો હતો તેથી શ્રીકૃષ્ણ પ્રભાસ ગયા, અને સમુદ્રમાં પેઠા. સમુદ્રે કહ્યું કે પંચજન નામનો રાક્ષસ છે, તે ગળી ગયો હોય

તો હેને પૂછ્યો. પછી તે રાક્ષસને મારી, હેની પાસેથી પાંચજન્ય નામનો શંખ તથા કેટલાંક રત્નો લઇ શ્રીકૃષ્ણ યમપુરીમાં ગયા; ને ત્યાંથી ગુરુનો પુત્ર લાવી ગુરુપત્નીને આપ્યો. જૂઓ ક. ૧-૭.

શ્રીકૃષ્ણ કહે છે કે હું હમારી પાસે વિદ્યા ભણ્યો ત્યારે સુદામાએ કહ્યું કે, "ઇશ્વરાવતારી સર્વજ્ઞને કોઇ પાસે ભણવાપણું હોતુંજ નથી, પણ હમે મનુષ્યચરિત્ર કર્યું", અને દુનિયામાં મ્હને મ્હોટો કરી દેખાડયો, આપે મ્હારૂં માન વધાર્યું."

૧૦-૧૪ સોમ-સૌમ્ય—સોમ, ચંદ્ર જેના દેવતા છે તે, મનોહર, શાન્ત, શીતળ, અંહી શાંત. દૃષ્ટ—દૃષ્ટિ, નજર, મીઠી નજરે જોયું

## કડવું ૧૧ મું.

૧૧-૧ ગોઠ—ગોષ્ઠિ, વાતચીત.

ગાંઠડી—(सं. ग्रन्थि; प्रा. गंठडिआ, पूर्व हिन्दी गठरी)-ગાંસડી, પોટકી.

૧૧-૩ સખા—મિત્ર; समप्राणः सखा मतः-એક જીવ હોય તે સખા કહેવાય છે.

મનવાંછિત-જૂવો ક. ૨-૨૪.

૧૧-૨ અટળક—બેસુમાર, અખૂટ, ઘણો જ.

ઢળીયો—મહેરબાન થયો. સરખાવો-' વહાલો મ્હારો અટળક ઢળીયો રે, સમ હું ખાઇશ?રે-' દયારામ. વળી દશમસ્કંધ અ. ૪૨ ' અટળક ભોળો અવિનાશી રે, દીઠી કંસતણી એક દાસી રે. '

મુષ્ટિક—એક મુષ્ટિ; દેવ ભાવના ભૂખ્યા હોવાથી ગમે ત્હેવી પણ ભાવની ભેટથી પ્રસન્ન થાય છે.

અંહી અલંકાર પરિવૃત્તિ છે. થોડું લઇને વધારે આપવું અથવા વધારે લઇને થોડું આપવું-એવા વિનિમયને પરિવૃત્તિ કહે છે.

૧૦-૨ ઇંદ્રનો વૈભવ—ઇંદ્રના જેટલી રિદ્ધિ સિદ્ધિ.

સેજમાં—થોડી વારમાં.

સ્વલ્પ—ઘણું થોડું. સુખડી-મીઠાઇ, અંહી કાંગ. તંદુલ, પહુંઆ.

સાટે—બદલામાં. ભાગવતમાં ચારમૂઠી પહુંઆ કહ્યા છે.

ઇન્દ્ર—દેવતાઓમાં મુખ્ય-સ્વર્ગનો રાજા [ એ વાયુ, આકાશ, વિદ્યુત્, ગર્જન, સૃષ્ટિ અને પૂર્વ દિશાના પ્રદેશનો અધિપ છે. ] યજ્ઞમાં ને

કેટલાંક શ્રાદ્ધમાં એની આરાધના થાય છે, અને બલિ અપાય છે. અમરાપુરીનું નન્દનવન, પારિજાતક, કામધેનુ, ઐરાવત એ એના વૈભવમા ગણાય છે. એ પોતાની પદવી જાળવી રાખવા બહુ સાવધ રહે છે. અને તેથી અશ્વમેધ કરનારાઓને અને તપસ્વીઓને છળવાને, એ કંઈ કંઈ યુક્તિઓ કામે લગાડે છે. શ્રીકૃષ્ણના કહેવાથી ઇન્દ્રપૂજા ગોકુલમા બધ થઇ અને અને ગોવર્ધનપૂજાનો મહોત્સવ થયો ત્યારે બારે મેઘ તૂટી પડયા. ગોકુલ પાણીમાં તરવા લાગ્યું. પછી તો ' જેમ વર્ષાકાળના તૃણને ઉપાડે ન્હાનું બાળ રે, જેમ ઉન્મત્ત ગજ લે શુંડમા સુકોમળ કમળનાળ રે'—તેમ 'કૃષ્ણે પર્વત લીધો ઉચકી.' ગોપગોપી બચ્યા, અને કૃષ્ણના 'ઇન્દ્રદમન' 'દેવદમન' એવા નામ પડયા આ પ્રસંગે ઇન્દ્રનો ગર્વ ગળ્યો હતો.

વેદના અર્થ પ્રમાણે, જે એના વજ્ર વડે પર્વતોને ચીરીને દૈત્યોએ પૂરેલી ગાયો છોડાવે છે, દૈત્યોને મારે છે, આર્યોને યુદ્ધમાં જીવાડે છે—એ સર્વ શક્તિમાન પરમેશ્વર ઇન્દ્ર અને દૈત્યોનું યુદ્ધ તે આકાશમાં થતું વરસાદનું તોફાન અને ગર્જના, વજ્ર તે વિજળી, પર્વતો તે વાદળા, એમા પૂરી રાખેલી ગાયો તે વરસાદની સેરો.

૧૧–૪ અમ જોગ—અમારે યોગ્ય. વસ્ત–વસ્તુ.

૧૧–૫ ભવની ભાવટ જાય—તો આ જીંદગીની પીડા ટળી જાય. પણ પીડા કોની ? ઉપરથી અર્થ એવો છે કે મ્હારી એટલે શ્રીકૃષ્ણની; પણ ગૂઢાર્થ એવો છે કે ત્હમારી ( સુદામાની )

૧૧–૬ ભર્મ–( સં. ભ્રમ ) છૂપો ભેદ, ગુહ્ય વાત. ભારજા–ભાર્યા, સ્ત્રીઓ. ઓડે—જૂઓ ક. ૧–૧૩. અનોપમ–અનુપમ,, જેની સાથે સરખાવાય એવું બીજું કશું નથી તે.

૧૧–૭ શ્રીકૃષ્ણ—સુદામાની ખેંચતાણ વર્ણવી કવિએ હાસ્યરસ રેલાવ્યો છે.

૧૧–૮ તલમાત્ર—તલ જેટલું.

૧૧–૯ કઉતક—( सं. कौतुक ) મશ્કરી, હાસ્ય, સરખાવો મામેરું–ક. ૧૧ સાંસે—સંશયમા 'એવાં કૌતક અનેક, સહુકો દેખે છે.' ]

૧૧–૧૦ લોભી લાગ્યો—લોભી જણાયો. 'લજ્જા લાખ ટકાની ખોઇ'—અમૂલ્ય આબરૂ ગુમાવી જૂવો દયારામ.

' લાખ ગુમાવી રાખ રાખને, રાખે મળશે લાખ.
રાખ રાખતાં લાખ રહેશે, રાખ થશે સહુ ખાખ.
શિક્ષા શાણાને '

**ઘર ઘાલ્યું**—નુકશાન કર્યું, મ્હોટું સંકટ ઉત્પન્ન કર્યું-સરખાવો-

'ઠરઃઘરથી કુંભકર્ણ બોલ્યો, ધૂણી પોતાનું શિશ,
ઘરઃઘાલ્યું ભાઇ ઘેલડા, તેં દુભાવ્યા જગદીશ-વીરા '
( રણયજ્ઞ ક ૧૦ )

વળી જૂઓ-દશમ સ્કંદ અ. ૧૧

' આજથી નારીનો વિશ્વાસ ન કીજે, મન માને તેમ ચાલે
પ્રીત શાની સ્વામી ઉપર, કોઇ એક દહાડો ઘર ઘાલે '

૧૧-૧૧ **શોચના**, જૂવો ક ૪-૩

**હસતાં ખસતાં**-હસતા આગળ ખસીને, લટપટ કરીને. સરખાવો ક. ૧૨-૨૧.

૧૧-૧૩ **અચરજ**—( સં. आश्चर्य ) નવાઇ. **ચીથરાં**-( સં. छिन्द् કાપવું, ભૂતકૃદંત छिन्न ઉપરથી )

**પારસ**-( स्पर्शमणि ) લોખંડને સ્પર્શ કરતા સુવર્ણ બનાવી દે છે.

**અમર ફળ**-જે ફળ ખાધાથી અમર થવાય તેવું ફળ. **સંજીવનમણિ**-ભૂવેલાને પોતાના સ્પર્શથી જીવતા કરનાર મણિ.

૧૧-૧૫ **બહુ અવતાર**-વિષ્ણુના મુખ્ય દશાવતારમાં, શ્રી કૃષ્ણાવતાર ૮ મો અને ૨૪ અવતારમા ૨૨ મો અવતાર છે, જૂવો ગીતા ' बहुनि मे व्यतीतानि जन्मानि '

**અવતાર**—એટલે નીચે ઉતરી આવવું તે. પ્રભુ આ વિશ્વના કણે કણમા ભરેલો છે, છતા આપણા જેવા સાધારણ મનુષ્યો એને જોઇ શકતા નથી. પણ જ્યારે એ અમુક પદાર્થમા કે અમુક મનુષ્યમા વિશેષ રૂપે પ્રકટ થાય છે, ત્યારે આપણે અવતાર થયો કહીયે છીયે. અવતારનો હેતુ અધર્મ ટાળી, ધર્મ સ્થાપવાનો અને અસાધુઓને દૂરકરી સાધુઓનું રક્ષણ કરવાનો છે, અને એવા અવતારી પ્રભુને અખો ભગત 'હાથપગાળો સુન્દર શ્યામ ' કહે છે.

૧૧-૧૬ **ધ્રુવ**-સ્વાયંભુવ મનુના પુત્ર ઉત્તાનપાદનો પુત્ર. એની માનું નામ સુરુતિ. તે રાજાની અણમાનીતી હતી. ધ્રુવ કુમાર એકવાર સભામા, પોતાના ઓરમાન ભાઇને પિતાના ખોળામાં બેઠેલો જોઇ પોતે પણ બેસવા ગયો. તે વેળા એની અપરમાએ બોલ મારી કે હું અમાનણીનો પુત્ર છે, તેથી પિતાના ખોળામા બેસવાનો ત્હને અધિકાર નથી, ત્હારી ઇચ્છા હોય તો તપ કરીને આ ત્હારી કાયા પાડ, ને ફરી જનમ લે મ્હારે શરીર, તો ત્હને રાજ અપાવીશ વીર. ' અપરમાના વચન

સાંભળી ધ્રુવને પણ બહુ દુઃખ થયું, ને પછી એ માની આજ્ઞા લઈ વનમાં તપ કરવા ગયો; માર્ગમાં નારદ મળ્યા. ત્હેમણે એને ઘેર જવા બહુ સદ્દમજાવ્યો, પણ એણે માન્યું નહી. નારદે એને નિશ્ચયમાં દૃઢ જોયો, એટલે ત્હેને ' ॐ नमो भगवते वासुदेवाय- ' એ દ્વાદશાક્ષર મંત્ર આપ્યો, અને કહ્યું " તું મધુવનમાં જઈ, યમુનામાં સ્નાન કરી તપ માડજે, એટલે ત્હને છ માસમાં વિષ્ણુ મળશે. " એ પ્રમાણે કરવાથી ધ્રુવને નારાયણ મળ્યા. ધ્રુવે વિષ્ણુની સેવાનું વરદાન માગ્યું. વિષ્ણુના કહેવાથી ધ્રુવ માતપિતાને સન્તોષ આપવા ઘેર આવ્યા. રાજાએ એને અભિષેક કર્યો, અને ધ્રુવે છત્રીસ હજાર વર્ષ રાજ્ય કર્યું. પછી એ વૈકુંઠમાં ગયો, ને ધ્રુવનો તારો બનીઅચલ થયો છે.

બૃહત્કાવ્યદોહન ભા. ૧ લા માં કાલિદાસનું રચેલું ' ધ્રુવાખ્યાન ' ચંદ્રાવળા રાગમાં બહુ સુન્દર છે, ને તેથી સ્ત્રીઓમાં સુપ્રસિદ્ધ છે; ને ઘણાંને એ કંઠસ્થ હોય છે.

અમરીખ—અંબરીષ–એ વિષ્ણુના રાજભક્ત હતા. એક વખતે દુર્વાસા ઋષિ ( જુવો ક. ૭–૧૧ ) અંબરીષનું પણ ડૂમૂકાવવા, અક્ષયા એકાદશી પછી બારશને દિવસે ઘણા ઋષિઓને લઈ રાજાને ત્યાં આવ્યા. રાજાએ બધાને ન્હોતરું દીધું. ઋષિમંડલ સ્નાન કરવા ગયું એ વખતે, બારશ બે ઘડી હતી. તે પૂરી થઈ રહેવા આવી, તોપણ દુર્વાસા વિગેરે આવ્યા નહી, તેથી બ્રાહ્મણોના કહેવાથી વ્રતભંગ ન થાય માટે વિષ્ણુનું ચરણામૃત લઈ પારણાં કર્યાં. દુર્વાસાને આથી ક્રોધ ચડયો ત્હેમણે માથાની લટ કાપી પૃથ્વી ઉપર નાખી, એટલે એક કૃત્યા ( રાક્ષસી ) પેદા થઈ, ને અંબરીષને બાળવા લાગી. વિષ્ણુએ રાજાના રક્ષણ માટે સુદર્શન મોકલ્યું. એ સુદર્શન, કૃત્યાને બાળી નાખી, દુર્વાસાની પછવાડે દોડયું. ઋષિ, નાસતા દેવતાઓ પાસે ગયા, પણ કાંઇ વળ્યું નહી. ત્યાથી વિષ્ણુ પાસે ગયા એટલે ત્હેમણે કહ્યું કે મ્હારા ભક્તનો અપરાધ કર્યો છ માટે ત્હેની પાસે માફી માગો. દુર્વાસાએ અંબરીષ પાસે માફી માગી, એટલે રાજાએ સુદર્શનને પાછા જવાની વિનતિ કરી, અને ઋષિ મુક્ત થયા.

જૂના કાવ્યદોહનમાં, નરભેરામ અંબરીષચરિત્ર ' અંબરીષ જન તો એવા રે, હરિચરણે જેનીમતિ '–થી શરૂ થતી બે કાફીમાં આપે છે.

પ્રહ્લાદ—દિતિના પુત્ર હિરણ્યકશિપુના પુત્ર, સત્યાગ્રહ સાધનાર અને અન્યાય સાથે અસહકાર કરનાર વીરબાલક, એ જન્મથી ગ્હેરો વિષ્ણુભક્ત હતો. એ નિત્ય રામનું નામજ લીધા કરતો હતો, એથી હિરણ્યકશિપુને રીસ ચઢતી. પ્રહ્લાદને નિશાળે મૂક્યો. તો ત્યાં પણ

પોતે રામ વિના બીજું ભણે નહિ. મહેતાજી બહાર જાય ત્યારે બધા છોકરાને રામનું નામ લેવરાવે નિશાળ બગડવાથી મહેતાજીએ એને પાછો એના પિતાને સોંપ્યો પિતાએ વેરીનું નામ લેતા પ્રલ્હાદને, સામદામથી બહુ સ્હમજાવ્યો. પણ એણે તે માન્યું નહી. એટલે છેલ્લો ઉપાય દંડનો હાથમા લીધો પ્રલ્હાદને બહુ બહુ દુઃખ દીધું. પર્વત ઉપરથી ફેંક્યો, નદીમા નાખ્યો, અગ્નિમા હડશેલ્યો, સાપ કરડાવ્યા, પણ આત્મા જેવો એ અમર રહ્યો. આખર દૈત્યે એને પૂછ્યું કે 'બાળ, દેખાડ દેખાડ ત્હારો વૈકુંઠપતિ' બાળકે કહ્યું. 'દાદા, દેખાડું શું રામ, મ્હારો રહ્યો છે વ્યાપી.' રામ સર્વવ્યાપક છે એમ સાંભળતા દૈત્યે પાસેના લોહસ્થંભમા એનો રામ બતાવવા કહ્યું. પ્રલ્હાદે પ્રભુની સ્તુતિ કરી. એટલે વિષ્ણુએ સ્થંભ ફોડી હિરણ્યાક્ષ માર્યો, નરસિંહરૂપ ધરાયો 'પછી પ્રલ્હાદને રાજ્ય આપ્યું.

પ્રેમાનન્દના પદબંધ ભાગવતમા પ્રલ્હાદ ચરિત્ર આવી જાય છે. બૃહત્કાવ્યદોહન ભાગ ૧ લામાં કાલિદાસનું 'પ્રલ્હાદાખ્યાન' વિવિધ પદોમાં રચેલું આપ્યું છે.

૧૧-૧૨ હેઠળ—( સં. अधस्तात्; અપભ્રંશમા હેટ્ઠિલઉ )—નીચે.

૧૧-૧૮ જુગજીવન—જગત જેનાથી જીવે છે તે, અથવા જગતમાં બધી વસ્તુમાં જે જીવતો જાગતો રહે છે તે-પરમેશ્વર-સરખાવો-મીરાબાઇ-' જેઠ જગજીવન, જગતમાં મ્હારો ન્હાવલીઓ નિર્દોષ-ગોવિન્દોજી માણુ હમારો રે '

૧૧-૧૯ ભવનાં બંધન—સંસારમાં જન્મ મરણ લેવાં તે.

આવાગમન—જુઓ ક. ૧૩-૧૨. થાં-( स्थित-थिउ-थउ, थकट ઉપરથી )

સાથેથાં દુઃખ મોડયાં—અંહી, અને 'ભવનાં બંધન છોડયાં' બન્ને ઠેકાણે અલંકાર સહોક્તિ છે. બે પદાર્થનું સાથે હોવું ચમત્કારીક રીતે વર્ણવ્યું હોય ત્યા એ અલંકાર છે સુન્દર, ધનદાસના સુદામામાં એનું ઉદાહરણ છે-' જેમ ઊડે તેમ ભવના બંધન છુટતાં જાય તાંહે.'

૧૧-૨૦ સપ્તભોમ—સપ્તભૂમિ સાત માળ. સરખાવો 'નળાખ્યાન' ભીમકનો રાજમહેલસપ્તભોમ તે વ્યોમ સમાને, ભૂમિ-floor ના અર્થમાં.

આવાસ—મહેલ.

૧૧-૨૧ ઋષિપત્ની રૂક્મિણી જેવાં રૂપાળાં અને પુત્રો સામ્બ જેવા રૂપાળા થઇ ગયા સામ્બ-જાંબુવતીનો પુત્ર

'વૈભવને કવિ શું વખાણે'—અલંકાર અતિશયોક્તિ છે

૧૧-૨૨ પાણ-( સં. पाणि ) હાથ.

૧૨-૩ તાપું—તપ કરું

૧૨-૫ પ્રીછતી—( સં. પૃચ્છ્ ઉપરથી ) જાણતી, સ્હમજતી-પ્રેરક અર્થમાં જૂવો-દશમ ક ૧૩ 'વસુદેવે સ્ત્રીને પ્રીછવી, લીધા શ્રી ભગવાન રે' સરખાવો 'કુટુમ્બ સર્વે પ્રીછવ્યુ અને પ્રીછવી ઘરનાર રે.'

૧૨-૬ શર્વરી—રાત્રિ સુધાસાર-અમૃતના સારરૂપ

વહી શર્વરી—વિનોદની વાતો કરતા રાત વહી ગઇ, પણ વાતો પૂરી થઇ નહી; એવો ભાવ છે સરખાવો ઉત્તરરામ ચરિત—

' अविदितगतयामा रात्रि रेव व्यरंसित् '

૧૨-૭ પધારીયે—પધારો-માનાર્થમાં. ઠાલે હાથે-કાઇ આપ્યા વિના

નરહરિ—વિષ્ણુના દશ અવતારમા ચોથો. વિષ્ણુએ હિરણ્યકશિપુને મારવા અર્ધું મનુષ્યનું અને અર્ધું સિંહનું એવો અવતાર લીધો હતો. જૂઓ 'પ્રહ્લાદ' ક. ૧૧-૧૯; જૂઓ ગીતગોવિંદ કે. ૯ મુ૫.

"કર કમળે નખ કંટક ધરી અણિયાળો,
કીટ હિરણ્યકશિપુ દળી વાળ્યો,
જય કેશવ નરહરિ રૂપ, જય જગદીશ હરે "

૧૨-૮ જાંબુવતી—જામ્બુવાન રીંછની પુત્રી, અષ્ટ પટરાણીઓમાની એક સત્રાજીત યાદવને સ્યમંતકમણિ, ઉગ્રસેનને યોગ્ય છે માટે તે ત્હેમને ભેટ કરવો ઘટે છે, એમ શ્રીકૃષ્ણે જ્યારે કહ્યું ત્યારે સત્રાજીતે તે ન માન્યુ. આ વાત થયા પછી સત્રાજીતને ભાઇ એ મણિ કોટે બાધી મૃગયા રમવા ગયો. ત્યાં સિંહે એને મારી નાખ્યો એ સિંહને જામ્બવાન રીંછે માર્યો, ને મણિ લાવીને પોતાની પુત્રીને પારણે બાધ્યો. મણિ એકાએક ખોવાવાથી, મણિ ચોરાયાનું આળ શ્રીકૃષ્ણને માથે આવ્યું. તે દૂર કરવા શ્રીકૃષ્ણે ખોળ કરવા માંડી વનમાં ગયા રીંછ સાથે ગુફામાં યુદ્ધ થયું. અઠ્ઠાવીસ દિવસે રીંછ હાર્યો, એટલે મણિ આપી કૃષ્ણને પોતાની પુત્રી જામ્બુવતી પરણાવી

કૃપણ—કંજૂસ; લોભી એક સંસ્કૃત કવિ, કૃપણ, અને કૃપાણ (તરવાર) એ બે શબ્દમાં ફક્ત આકાર જેટલોજ ભેદ છે, બાકી બીજા બધા ગુણમા સામ્ય છે-એમ સુન્દર કલ્પના કરે છે-

दृढतरनिबद्धमुष्टेः कोषनिषण्णस्य सहजमलिनस्य ।
कृपणस्य कृपाणस्य च केवलमाकारतो भेदः ॥

उद्भट

'કૃપણ કેમ થયા કમળા પતિ'—અંહી વિરોધાભાસની છાયા છે.

૧૨-૯ રૂક્મિણી કહે છે કે 'બહેનો, તમે શું સમજો ?' રૂક્મિણીને જાણવાની શક્તિ છે. બીજીઓમાં નથી.

૧૨-૧૦ વેલડીએ વળગ્યા—બે જણ સાથે વળગીને આવ્યા. સરખાવો 'વેલડીએ વળગ્યા દંપતી.' ક ૧૩-૨૩

વળીયો છેક (સ. શેષ, દેશ્ય છેક ) હદ, આરો આં—અવધિ થઇ ગઇ.

૧૨-૧૧ 'સ્ત્રીની બ્હીકને લીધે મ્હને ત્હેમની રૂબરૂમાં કંઇ ન આપ્યું, પણ સ્ત્રીથી છાનું હવે મ્હને કંઇક આપશે ખરા.'

આંહી પ્રેમાનન્દે પોતાના કાળની કલ્પનાનું આરોપણ શ્રીકૃષ્ણની પાત્રતા ઉપર કર્યું છે પતિ પત્નીમાં આવા ભેદ, છૂપાવવાની વૃત્તિ, પત્નીનો પતિ ઉપર અણઘટતો ડર—એ બધું અમને તો અનુચિત જણાયું છે.

૧૨-૧૪ સ્ત્રીજીત—સ્ત્રીથી જીતાયલો. આંહી પોતે સ્ત્રીના કહેવાથી આવ્યા છે તે માટે પોતાને સ્ત્રીજિત કહ્યા છે.

શબ—મડદું, મૃત-અચેતન શરીર

રંડા—દુષ્ટ સ્ત્રી. રોષમાં આ શબ્દ સુદામાના મુખમાં મૂકયો છે; પણ એ ઘણો સખત લાગે છે જૂવો ક. ૩-૧૬ ઉપરની ટીકા.

આવા અણઘટતાં વચનોથી ચરિત્ર-નાયકના સાધુપણાને ઝાંખપ લાગે છે.

૧૨-૧૫ એકાંતરા—(એક+અન્તર) એક દિવસ પડતર રહેતો જાય એવી રીતે.

૧૨-૧૬ વિક્રે—વિક્રય-( વિ.+ક્રિ વેચવું ) વેચવું તે, વેપાર. આશીને-ખાઇને. લાકડાં અને ઘાસ વેચીયે, પણ મિત્ર પાસે માગવા ન જઇયે; એ વેપાર બ્રાહ્મણને માટે નિષિદ્ધ ગણ્યો છે.

૧૨-૧૭ ( શ્રીકૃષ્ણ પાસે માગવા આવ્યો તેથી ) મ્હેં અજાચકવ્રત આજે છોડી દીધું અને લાખ ટકાની લાજ ( જુઓ ક. ૧૧-૧૭ ) ખોઇ.

૧૨-૧૮ દામોદર—દામ, દોરડું જેના પેટ આગળ બાંધ્યું હતું તે. સરખાવો દશમ-અ. ૧૧ 'બંધન કીધાં દોરડે માટે, દામોદર ધર્યું નામ.' અને મામેરું ક. ૧૩ 'એક લેખણ કાને ખોશી, નામ ધર્યું દામોદર દોશી.' શ્રીકૃષ્ણ ગોકુળમાં હતા ત્યારે બાળપણમાં બહુ મસ્તી કરતા. એક વખત શ્રીકૃષ્ણે યશોદાની રીઢી થયેલી વલોણાંની ગોળી ફોડી, માખણ ગોવાળને વ્હેંચી આપ્યું. યશોદા રોષે ભરાયાં ને એમની કેડે દોરડી બાંધી, ખાંડણીયા સાથે બાંધી રાખ્યા, જેથી રૂદન કરીને તેઓ

૧૨-૩ તાપું—તપ કરું

૧૨-૫ પ્રીછતી—( सं. पृच्छ् ઉપરથી ) જાણતી, રહમજતી-પ્રેરક અર્થમા જૂઓ-દશમ ૬ ૧૩ 'વસુદેવે સ્ત્રીને પ્રીછવી, લીધા શ્રી ભગવાન રે' સરખાવો 'કુટુમ્બ સર્વે પ્રીછવ્યુ અને પ્રીછવી ધરનાર રે'

૧૨-૬ શર્વરી—રાત્રિ સુધાસાર-અમૃતના સારરૂપ

વહી શર્વરી—વિનોદની વાતો કરતા રાત વહી ગઇ, પણ વાતો પૂરી થઇ નહી, એવો ભાવ છે સરખાવો ઉત્તરરામ ચરિત—

' अविदितगतयामा रात्रि रेव व्यरंसीत् '

૧૨-૭ પધારીયે—પધારો-માનાર્થમા ઠાલે હાથે-કાઇ આપ્યા વિના

નરહરિ—વિષ્ણુના દશ અવતારમા ચોથો વિષ્ણુએ હિરણ્યકશિપુને મારવા અર્ધુ મનુષ્યનુ અને અર્ધુ સિહનુ એવો અવતાર લીધો હતો જૂઓ 'પ્રહ્લાદ' ક ૧૧-૧૯, જૂઓ ગીતગોવિંદ કે ૯ મુવ

"કર કમળે નખ કઠક ધરી અણિયાળો,
પીટ હિરણ્યકશિપુ દળી વાળ્યો,
જય કેશવ નરહરિ રૂપ, જય જગદીશ હરે"

૧૨-૮ જાંબુવતી—જામ્બુવાન રીંછની પુત્રી, અષ્ટ પટરાણીઓમાની એક સત્રાજીત યાદવનો સ્યમંતકમણિ ઉગ્રસેનને યોગ્ય છે માટે તે તેમને ભેટ કરવો ઘટે છે, એમ શ્રીકૃષ્ણે જ્યારે કહ્યું ત્યારે સત્રાજીતે તે ન માન્યુ આ વાત થયા પછી સત્રાજીતનો ભાઇ એ મણિ કોટે બાધી મૃગયા રમતા ગયો ત્યા સિંહે એને મારી નાખ્યો એ સિંહને જામ્બવાન રીંછે માર્યો, ને મણિ લાવીને પોતાની પુત્રીને પારણે બાધ્યો મણિ એકાએક ખોવાવાથી, મણિ ચોરવાનુ આળ શ્રીકૃષ્ણને માથે આવ્યું. તે દૂર કરવા શ્રીકૃષ્ણે ખોળ કરવા માંડી વનમા ગયા રીંછ સાથે ગુફામાં યુદ્ધ થયુ અઠ્ઠાવીસ દિવસે રીંછ હાર્યો, એટલે મણિ આપી કૃષ્ણને પોતાની પુત્રી જામ્બુવતી પરણાવી

કૃપણ—કંજૂસ, કોઈ એક સંસ્કૃત કવિ, કૃપણ, અને કૃપાણ (તરવાર) એ બે શબ્દમા ફક્ત આકાર એટલોજ ભેદ છે, બાકી બીજા બધા ગુણમા સામ્ય છે-એમ સુન્દર કલ્પના કરે છે-

दृढतरनिबद्धमुष्टेः कोशनिषण्णस्य सहजमलिनस्य ।
कृपणस्य कृपाणस्य च केवलमाकारतो भेदः ॥

उद्भट

'કૃપણ કેમ થયા કમળા પતિ'—અહી વિરોધાભાસની છાયા છે

૧૨-૯ રૂકિમણી કહે છે કે 'બહેનો, હમે શું સમજો ?' રૂકિમણીને જાણવાની શકિત છે બીજીઓમાં નથી

૧૨-૧૦ એલડીએ વળગ્યા—એ જણ સાથે વળગીને આવ્યા. સરખાવો 'એલડીએ વળગ્યા દંપતી.' ક ૧૩-૨૩

વળાયો છેક ( સ. શૈષ, દેશ્ય છેક ) હદ, આરો આ:-અવધિ થઇ ગઇ.

૧૨-૧૧ 'સ્રીની બ્હીકને લીધે મ્હને ત્હેમની રૂબરૂમા કઇ ન આપ્યુ, પણ સ્રીથી છાનું હવે મ્હને કંઇક આપશે ખરા'

અંહી પ્રેમાનન્દે પોતના કાળની કલ્પનાનું આરોપણ શ્રીકૃષ્ણની પાત્રતા ઉપર કર્યું છે પતિ પત્નીમા આવો ભેદ, છૂપાવવાની વૃત્તિ, પત્નીનો પતિ ઉપર અણઘટતો ડર-એ બધું અમને તો અનુકટુ જણાયું છે

૧૨-૧૪ સ્રીજીત—સ્રીથી જીતાયેલા. અંટી પોતે સ્રીના કહેવાથી આવ્યા છે તે માટે પોતાને સ્રીજિત કહ્યા છે

શબ—મડદું, મૃત-અચેતન શરીર

રંડા—દુષ્ટ સ્રી રોષમા આ શબ્દ સુદામાના મુખમા મૂકયો છે, પણ એ ઘણો સખત લાગે છે જૂઓ ક ૩-૧૬ ઉપરની ટીકા.

આવા અણઘટતા વચનોથી ચરિત્ર-નાયકના સાધુપણાને ડાઘ લાગે છે

૧૨-૧૫ એકાંતરા—(એક+અન્તર) એક દિવસ પડતર રહેતો જાય એવી રીતે.

૧૨-૧૬ વિક્રે—વિક્રય-( વિ.+ક્રિ વેચવુ ) વેચવું તે, વેપાર. આશીને-ખાઇને. લાકડા અને ઘાસ વેચીયે, પણ મિત્ર પાસે માગવા ન જઇયે; એ વેપાર બ્રાહ્મણને માટે નિષિદ્ધ ગણ્યો છે.

૧૨-૧૭ ( શ્રીકૃષ્ણ પાસે માગવા આવ્યો તેથી ) મ્હે અજાચકવ્રત આજે છોડી દીધું અને લાખ ટકાની લાજ ( જૂઓ ક. ૧૧-૧૭ ) ખોઇ

૧૨-૧૮ દામોદર—દામ, દોરડું જેના પેટ આગળ બાંધ્યું હતું તે સરખાવો દશમ-અ ૧૧ 'બંધન કીધા દોરડે માટે, દામોદર ધર્યું નામ' અને મામેરૂ ક ૧૩ 'એક લેખણ કાને ખોશી, નામ ધર્યું દામોદર દોશી' શ્રીકૃષ્ણ ગોકુલમા હતા ત્યારે બાલપણમાં બહુ મસ્તી કરતા એક વખત શ્રીકૃષ્ણે યશોદાની રીઢી ચયેલી વનાણની ગોળી ફોડી, માખણ ગોવાળને વ્હેંચી આપ્યું યશોદા રોષે ભરાયા ને એમની કેડે દોરડી બાંધી, ખાંડણીયા સાથે બાંધી રાખ્યા, જેથી રુદન કરીને તેમ

કોડ ન કરે ત્યારે શ્રીકૃષ્ણ દડાના મિષે કાલીયનાગને યમુનામાંથી હાંકી કાઢવા, નદીમા કૂદી પડયા, ને નંદ-યશોદાને ખબર પડી ત્યારે યશોદાએ આક્રન્દ કર્યું. આ વખતે માના પુત્રઘેલા હૃદયને આ ઉખળે બાન્ધ્યાનો પ્રસગ સામરી આવતા હૃદયમા કઇ કંઇ થઇ ગયુ-'ઉખળનું બધન આજ સાભર્યું, તે માટે ત્ર પાન્યું રે-શામળીયા'.

' દામાદરે કીધી દયા '—અલકાર વ્યાજ સ્તુતિ છે સ્તુતિને બ્હાને નિન્દા, અને નિન્દાને બ્હાને સ્તુતિ તે વ્યાજ-સ્તુતિ

મૂળગા—સમૂળા, બધા, મ્હારા હતા તે પણ-સરખાવો પ્રેમાનન્દ, 'અભિમન્યુ આખ્યાન'—

' માન દઇ ઉપમાન આદર્યુ, જ્યારે વસ્તુ પેટીની જાણી,
મૂળગું વસ્ત્ર તે સુભદ્રાનુ, ભાભીયે લીધુ તાણી '

દયા કરી—એ વ્યગ્યમાં કહ્યુ છે 'તાદુલ ગયા' તે, તથા ત્યાર પછીની લીટીઓ ઉપરથી, ' મ્હારા પ્રત્યે નિર્દય થયા ' એ ખુલ્લુ થાય છે

કૃપણને... ..સોના તણું'—દુનિયામાં રિવાજ છે કે લોભીને પણ ધન હોય છે, જૂતોને, એને આખું નગર સોનાનુ છે !

૧૨-૧૯ બાંધી મૂઠી—હાથ ઉઘાડે નહી તે, માગને હાઇ આપે નહી તે, કોડી છૂટે નહી એવો સ્વભાવ-' બાધી મૂઠી '—' ભરમ ' અથવા ' છૂપી વાત '- એવા અર્થમા પણ વપરાય છે-જેમકે ' બાધી મૂઠી લાખની, ઉઘાડે તો રાખની '

' બાધી મૂઠી ' થી ઉલટો શબ્દ ' છૂટો હાથ '.

' શ્રીકૃષ્ણને દોસ્તી રાખવી છે, પણ આપવુ કશુ નથી '—એમ સુદામા બબડે છે

' કૃપણ ' ( ક ૧૨ ૮ ) ની સાથે કૃપાળુ સરખાવતા કહ્યું છે ને કે ' दृढतरनिपद्धमुष्टि ' નિરદે—નિર્દય

૧૨-૨૦ આસન..... એટલું—આસન આપ્યું, વીંજણાથી પવન નાખ્યો, સારૂ સારૂ ભોજન જમાડયું,—એટલું એટલુ મ્હારા જેવા રંકને બીજું કોણ કરે ? આ પણ વ્યગ્યમા જ કહ્યુ છે, અને તે નીચલી લીટીઓથી ખુલ્લુ થાય છે

રોંક-રંક સરખાવો, ' રાકનું નરોળ રાક, ' અને સરસ્વતીચંદ્ર ભા ૧ લોમા કુસુદનો પત્ર ' રૂકું કર્મ રૂકુ રહેવાને સરજ્યું આ ધરણીમાં'.

૧૨-૨૧ હુંર્ચ્યા અને કપટી શ્રીકૃષ્ણે, આ મ્હારી આગતા સ્વાગતા કરી તે બધી, ખુશામદ કરીને મ્હારા તાદૂલ પડાવી લેવા માટે જ હતી

લટપટે કીધી-ખુશામદ કરી.

હરિને નન્દ તો મુજ ધિક અવતાર—હવે ઋષિ ઠેકાણે આવ્યા. માયામા મહાત્મા તણાય છે ખરા, પણ તરત વિવેક-જ્ઞાન પ્રકટ થતા, પાછા ઠેકાણે આવે છે.

અંહી આક્ષેપાલંકાર થયો છે પ્રસ્તુતને, ત્હેની અતિપ્રસિદ્ધિને લીધે, અથવા તે કહી શકાય એમ ન હોવાથી જે ન કહેવુ ત્હેનું નામ આક્ષેપ, ઉદાહરણ માટે સરખાવો-ઉત્તરરામ ચરિત-અંક ૩, શ્લો. ૨૯.

૧૨-૨૨ ઉગાર—પાડ, ઉપકાર. કૃષ્ણ બધાને બદલો આપે છે, એના ઉદાહરણ સાભરી આવતા ઋષિને સન્તોષ જડે છે

ગોપી—ગોકુલની ગોવાલણીઓ. બાલકૃષ્ણની એ ગોપીઓને લગન લાગી હતી, અને વિવિધ ભાવથી ત્હેના ઉપર વ્હાલ રાખતી હતી. ભાગવતમા ગાયું છે કે ' શ્રીકૃષ્ણ પરબ્રહ્મ, ગોપી વેદની ઋચા, અને રાધા ભક્તિ'-એમ અધ્યાત્મ અર્થની ઘટના પણ કૃષ્ણની ગોકુલલીલામાં થઇ શકે છે ગોપીઓ કામ ભક્તિથી બ્રહ્મસાયુજ્ય પામી હતી. સરખાવો ભાગવત-' गोप्यः कामाद्. '

" રૂખાપેલનીનાં ખાધાં અન્ન—' એકવાર રામકૃષ્ણ તથા ગોવાળીયા વનમા હતા. રામકૃષ્ણ ભૂખ્યા થયા ગોવાળોને મોકલ્યા કે શ્રીકૃષ્ણ ભૂખ્યા છે કહી મુનિઓના આશ્રમમાથી અન્ન માગી લાવો. બ્રાહ્મણો કહે અમે તો યજ્ઞ કરીયે છીયે માટે તે પૂરો થયા વિના અન્ન ન અપાય. ગોવાળીયા શ્રીકૃષ્ણ પાસે માનભંગ થઇ પાછા ગયા, એટલે ફરીવાર કોમળ મનની ઋષિપત્નીઓ પાસે મોકલ્યા. બધી સ્રીઓ, ઘરમાથી રાંધેલુ અન્ન લઇને પડે આવી, અને રામકૃષ્ણ તથા બધા ગોવાળને જમાડયા આથી શ્રીકૃષ્ણે ત્હેમને અંતે મુક્તિ આપી.

સિધ-સિદ્ધ; તપથી સિદ્ધ લોકોને મળે એવી ( મુકિત ) મુગતી-મોક્ષ, મુક્તિ ચાર પ્રકારની છે-( ૧ ) સાલોકય-પરમેશ્વર જે લોકમાં રહેતા હોય ત્યા રહેવુ તે, ( ૨ ) સામિપ્ય-પ્રભુની નિકટમાં રહેવું તે, ( ૩ ) સારૂપ્ય,-ભગવાનના જેવું રૂપ ધારણ કરીને રહેવું તે અને ( ૪ ) સાયુજ્ય-ઇશ્વરના સ્વરૂપમા જ ભળી જવું-એકજ સ્વરૂપ થઇ જવું તે

૧૨-૨૩ કુબ્જા-( સં. कुब्ज વાંકુંચૂંકું ) એ કંસની, દાસી હતી. તે પ્રેમુલબ્ધ હતી. શ્રીકૃષ્ણ જ્યારે કંસને મારવા સારૂ મથુરામા ગયા,

ત્યારે કુબ્જા કંસને માટે ચન્દન લઈને જતી સ્હામી મળી. કુબ્જાએ એ ચન્દનનો લેપ શ્રીકૃષ્ણને કર્યો ને પગે લાગી. એ અંગેઅંગે કુબડી હતી. ત્હેને શ્રીકૃષ્ણે અંગુઠા અડકાડતાં, સ્વરૂપમાં એ લક્ષ્મીજી જેવી થઈ ગઈ હતી. સરખાવો—

" ક્યા કુબ્જા દાસીકુ ગઇતી, હાડે પર્વતી ગીતા મેં,
તુમ સાચે દિલસે મિલતા હો–તુમ સાચે દિલસે "

૧૨-૨૪ વિદુર—એ ધૃતરાષ્ટ્રના ન્હાના ભાઈ થાય એ બુદ્ધિમાન, ચતુર, નીતિમાન, ને પ્રભુભક્ત હતા. એમની 'વિદુર-નીતિ' પ્રસિદ્ધ છે. મ્હોટા યુદ્ધને પ્રસંગે કૌરવોનાં ર્હેણાથી એ તીર્થયાત્રા કરવા ગયા હતા. એ સદાચરણી પાંડવોનું હિત ઇચ્છતા એમણે જ ત્હેમને લાક્ષાગૃહમાંથી ઉગાર્યા હતા શ્રીકૃષ્ણ જ્યારે હસ્તિનાપુર વિષ્ટિ માટે આવ્યા ત્યારે 'દુરજોધનકો મેવા હી ત્યાગો, ભાજી વિદુર ઘર પાયો' એમ સુરદાસજી એક પદમાં ગાય છે,—અને એમને મોક્ષ મળ્યો છે. સરખાવો નરસિંહ મહેતા 'સુદામાચરિત્ર'—

'ભક્ત વિદુરની ભાજી ભાવે જમ્યા, ભૂપનું ન્હોતરું પાછું કીધું"

ઉપગાર—ઉપકાર.

૧૨-૨૫ વિવેક—સદ્ અસદ્ જ્ઞાન. સુદામા સન્ત હોવાથી એમને વિવેકજ્ઞાન રહ્યું; તેથી જ કાલિદાસ કહે છે. 'सदसद्व्यक्तिहेतवः सन्तः'

ગનાન—( ज्ञान ઉપરથી તદ્દભવ રૂપ ) જ્ઞાન.

કર્મકઠોર—સરખાવો. કહેવત, 'કર્મ કઠણ, ને કાયા સુંવાળી'.

૧૨-૨૫ મદ—અભિમાન. અંહી અહંકાર અનુજ્ઞા છે. દોષમાં ગુણ હોવાને લીધે તે દોષનો સ્વીકાર કરવો તે અનુજ્ઞા.

આ ભાવ સાથે સરખાવો ભાગવત સ્કંધ ૧ અ. ૮-૨૫ કુન્તાજીની અકિંચનગોચર એવા શ્રીકૃષ્ણ પ્રત્યે દુઃખ માટે પ્રાર્થનાઃ—

विपदः सन्तु नः शश्वत्तत्र तत्र जगद्गुरो ।
भवतो दर्शनं यत्स्याद पुनर्भवदर्शनम् ॥

ભાગવતકાર સુદામા કને નીચેના શબ્દો બોલાવે છેઃ—

अधनोयं धनं प्राप्य माद्यन्नुच्चैर्न मां स्मरेत् ।
इति कारुणिको नूनं धनं मे भूरि नाददात् ॥

૧૨-૨૬ ક્રોધ ને કામ—મનના છ અંતઃ શત્રુઓમાંના મુખ્ય બે સરખાવો. ગીતાઃ અ ૩ શ્લો ૩૭,—

काम एष क्रोध एष रजोगुण समुद्भवः ।

દુઃખમાં સાંભરશે—સરખાવો 'સુખે સાંભરે સોની, દુઃખે સાંભરે રામ.'

રૂખી ગનાંન ઘોડે ચડયા—જ્ઞાનરૂપી ઘોડા ઉપર, જ્ઞાનના વિચારમાં મશગુલ થયા.

પહેલાં કૃષ્ણ ઉપર રોષ આવ્યો હતો તે જતો રહ્યો; અને ગરી બાઇ રાખી તે સારૂં કર્યું; કારણ કે ઇશ્વરને ભૂલાયે નહી–એમ સુદામાને સંતોષ આવ્યો.

આંહી રૂપક સુન્દર છે. ધીરો ભકત આજ રૂપક વાપરે છે જૂવો,

'પ્રેમ પલાણ્ કરી, જ્ઞાન્ ઘોડે ચઢી, સદ્ગુરૂ શબ્દ લગામ'. પ્રેમાનંદ પણ દશમસ્કંધમાં અશ્વનું રૂપક આપે છે—'વિદ્યાબળે વાધ્યો છે ગર્વ, અભિમાન-અશ્વે ચડયા છે સર્વ'. વળી સરખાવો, 'ગુજરાતનો નાથ'–પ્ર. ૭ આંહી કલ્પનાને ઘોડીનું રૂપક આપ્યું છેઃ–

"છાતી પર માથું લટકાવી અડધી મીંચેલી આંખે તે મુત્સદી મહાઅમાત્ય કલ્પના પર સ્વાર થયો ..કલ્પનાની પાંખોનો પ્રભાવ જોઇને હસ્યો...કલ્પનાની ઘોડી વધારે જોરથી ઉડવા લાગી...ઘોડીએ પાંખો ફફડાવી. ભૂત વ્યોમમાં એ વિહરવા લાગી, અમાપ અંતર આંખની એક પલકમાં ત્હેણે વિતાવ્યું...એક પલ એ ઘોડી થોભાવી, અશ્વિની 'અંધકાર પ્રદેશમાં ઉડતી ગઇ."

## કડવું ૧૩ મું.

આ કડવામાં અંતર્યમકની ખૂબી કવિએ પદે પદે આણી છે. ભાલણના દશમ સ્કંદમાં આ શબ્દાલંકાર યથેચ્છ વપરાયો છે, તે સરખાવવા જેવું છે 'યમક' માટે જૂવો. ક ૧૧-૨૬.

૧૩-૧ ભાખે—(સં. भाष्) બોલે. હરિગુણગ્રામ—પરમેશ્વરના ગુણનો સમૂહ.

કંચનધામ—કાંચન ધામ. સોનાની હવેલી.

ઠામ—(સં. स्थान) ઠેકાણું.

ચાર પદારથ દીયોરે સુદામા, જબ દીનાનાથ ઉઠે રે;
સૂરદાસ પ્રભુ લીહારે મિલતકો, દુઃખ દારિદ્ર હરે રે—મંદિર.

૧૩-૨ અહીં પહેલી લીટીમા ઠામ, ગામ, ધામ સાથે આવવાથી યમક નામનો શબ્દાલંકાર થયો છે

નિશ્ચે—નિશ્ચય, નક્કી. મ્હારૂં રહેવાનું ગામ તો આજ છે, એ ચોક્કસ, પણ ઘર ભૂલ્યો છું એમ લાગે છે.

૧૩-૩ અવિલોકન—'અવલોકન' ધ્યાનથી તપાસીને જોવુ તે. એંધાણી-( प्रा. अहिनाण ) નિશાની.

૧૩-૪ સાંસે-( सं. संशय ) સંદેહમા.

પર્ણકુટી ( सं. पर्णकुटिर ) પાંદડાથી છાયેલી ઝુંપડી. પૂર્વે સામાન્ય રીતે પર્વતાદિના કોતર-કોતરમા બાવાઓ વસતા, અને તે વાંકાચૂકા ( कुट्-वांकुं थवु ) હતા, પછીથી બાવાઓની ઝૂંપડીઓ કુટિર કે કુટિ કહેવાવા લાગી

વિચાર કીધો વેગળા જઇ—આ સાથે વૉશીંગ્ટન ઇર્વીંગના રીપ વેન વિંકલ ( Rip van winkle ) ના મનની સ્થિતિ સરખાવવા જેવી છે. આ પ્રસંગનું ચિત્ર રમૂજ આપે એવું થાય ખરું

૧૪-૫ વિશ્વકર્મા—જુઓ ક ૬-૨'

વામ-દખણ—ઉત્તર દક્ષિણ, ડાબા જમણા; બન્ને બાજુએ, ચોતરફ. એ પક્ષને માટે 'સવ્ય-અપસવ્ય' શબ્દો પણ વપરાય છે.

પેરા—આઠ

૧૪-૬ કીરત બોલે-કીર્તિ બોલે—રાજા અને ધનવાન લોકોને ત્યા બન્દીજન, ચારણ વિગેરે આવીને જશ ગાય છે.

૧૩-૭ ગાજે—( सं गर्ज् ) ગાજે છે.

૧૩-૮ છત્રપતિ—છત્રનો પતિ છત્ર અને બે ચામર એ ત્રણ રાજચિન્હ છે. જુઓ રઘુવંશ-સર્ગ ૩-૧૬ जनाय शुद्धान्तचराय शंसते कुमारजन्मामृतसंमिताक्षरम् । अदेय मासीत् त्रयमेव भूपते-शशिप्रभछत्र मुभे च चामरे ॥ દિલીપ રાજા અમૃત સમાન અક્ષરવાળી પુત્રના જન્મની વધામણી આપનાર રાણીવાસના માણસને શ્વેત, છત્ર તથા બે ચામર એ ત્રણ વસ્તુ સિવાય બધું આપી દેવા લાયક ગણતા હતા

૧૩-૯ અંહી સુદામાનો ગભરાટ વર્ણવી કવિએ વિનોદ આપે એવો હાવકો હાસ્યરસ છાંટયો છે. સુદામાને ' આથમ ( જેને આગળ જવાં ' વ્રીી

સરખી ઝૂંપડી ' કહે છે ) ગયાનું દુઃખ નથી, પણ બાળકની ( ' સડયાં સરખાં છોકરાંની ' ) ચિન્તા થાય છે. પરંતુ સાથે સાથે પ્રમાણમાં ક્ષુદ્ર વસ્તુ પણ ગયાની વાત સંભારીને ઋષિ દુઃખી થાય છે. છતાં વાચનારને હેમાંથી વિનોદ મળે છે.

આ સાથે સરખાવો દલપતરામના ' મિથ્યાભિમાન નાટકમાં ' જીવરામ ભટ્ટના સસરાને ઘેર ચોર આવ્યો એમ વ્હેમ પડતાં ઘરમાં ઝીણીઝીણી વસ્તુનો એ તપાસ કરી મૂકે છે તે.

હોમશાળા—હોમ કરવાની જગા. હોમ-( સં. हु હોમવું ) અગ્નિમાં મંત્ર ભણીને ઘી, તલ જવ કે ચોખા નાખે છે તે.

રૂદ્રાખ—રૂદ્રાક્ષ, એક જાતના ઝાડનાં બીયાં. એ શિવને બહુ પ્રિય છે. એની માળા શિવભક્તો ડોકમાં રાખે છે.

પવિત્રકુશની સાદડી—દર્ભ. એનાં આસન પવિત્ર મનાય છે એની કથા એવી છે કે ગરુડ ચાંચમાં અમૃત ભરીને લાવતો હતો, હેમાંનો એક છાંટો દર્ભ ઉપર પડયો તેથી એ ઘાસ પવિત્ર થયું.

પીસણી-( સં. पिंशिणी. पिंश-દળવું ) ઘંટી.

સમ્માર્જની—( સં, सम् સારી રીતે, मृज् સાફ કરવું ) સાવરણી.

ગૃહસ્થના ઘરમાં પાંચ ઠેકાણે હિંસા થાય છે—ચૂલો, સૂપડું, સાવરણી, ખાંડણીયો, અને ઘંટી. તે હિંસાના પાપનું નિવારણ કરવા પંચ મહાયજ્ઞ કરવાની તેથીજ શાસ્ત્રની આજ્ઞા છે.

વિપત્ય-( સં. विपत्ति ) દુઃખ, આફત.

૧૪-૧૦ કર્મ—કર્મ, ભાગ્ય; પૂર્વ જન્મનાં કામો.

હું પડયો કર્માધીન—મ્હારાં પૂર્વનાં કર્માનુસાર મ્હને સુખદુઃખ મળી આવ્યું છે. ગીતામાં કહ્યા પ્રમાણે गुणकर्म विभागशः સત્વ, રજસ્, તમસ્ ગુણની પ્રકૃતિ અને પૂર્વનાં સદસત્ કર્મ પ્રમાણે જન્મ થાય છે; અને આપણું કર્મ બંધાય છે, જેને ભોગવ્યેજ છૂટકો. પરંતુ નવાં કર્મ સાવધાનતાથી થાય તો ક્રિયમાણ—ભવિષ્ય સુધરે ખરું.

વિટંબણા-( विडंबन ) આપત્તિ, નડતર, દુઃખ.

કુટુંબ વિજોગની વિટંબણા—દીન-કુટુંબીઓથી વિખુટા પાડી મ્હારા જેવા ગરીબના રાંક બાળ્યે મ્હને શિક્ષા કરી.

**લુંટી સરખી**—જેનું બધું લુંટાઇ ગયું છે એવી, જેને પ્હેરવા ઓઢવા કશું નથી એવી છેક મુફલિસ હાલતમાં આપણે કોઇને 'લુંટી ખાધા જેવો' કહીએ છીએ

**સડયા સરખાં**—સડી ગયેલાં, પૂરતો અને યોગ્ય ખોરાક નહિ મળવાથી જેને ગડગુમડ વિગેરે નિકળ્યા છે એવા.

૧૩-૧૨ **સંકલ્પવિકલ્પ**—જૂઓ ૯ ૧-૧૯.

**આવાગમન**—આવવું ને જવું તે-આવ જા હિંડોળો જેમ આગળને પાછળ એમ વારંવાર ચાલ્યા કરે છે, તેમ ઋષિ એ સુન્દર મકાન પાસે આવ જા કરવા લાગ્યા સંસારમાં જન્મવું અને મરવું તે પણ આવાગમન કહેવાય છે, અને આવાગમનનો હિંડોળો કહેવાય છે જૂઓ દરામ અ ૭—

'સંસાર હિંડોળો બાંધ્યો બહો, કાંઇ કર્મે હીંચે પ્રાણી જીવડારે
આવાગમન હિંડોળે રે હીંચે, ન પ્રીછે પ્રાણી માયા મળ્યા રે'

**આવાગમન હિંડોળે**—અલંકાર રૂપક છે.

સુદામાને પાછા વળવાનો સમય થયેલો તેથી, સમૃદ્ધિ પામેલા સુદામાના પતિવ્રતા સ્ત્રી આતુરતાથી વાટ જોઇ રહ્યા હતાં, ત્હેમની નજરે પોતાના સ્વામી પડયા

૧૩-૧૧ **જળઝારી**—પાણીનો નાળચાવાળો કળશ. કરવડો (क्षार+पूत વાળેલુ નાળચુ.)

દંતકથા એવી છે કે રાજકુંવરી પરણાવવાની હોય ત્યારે આમંત્રણ કરેલા રાજાઓ એકઠા થતા. મુકરર કરેલે દિવસે શણગારેલી હાથણીની સૂંઢમાં પાણી ભરેલો કળશ આપવામાં આવતો, તે કળશ હાથણી જેના ઉપર ઢોળે ત્હેને તે કુંવરી પરણાવવામાં આવતી.

કોઇ કોઇવાર રાજા અપુત્ર મરી જાય, અથવા એવે બીજે પ્રસંગે નવો રાજા કર્યો ન હોય, તો શહેરના બધા દરવાજા બંધ રાખીને સ્હવારમાં ઉઘાડતા, અને હાથણીને સૂંઢમાં કળશ આપતા જેના ઉપર એ કળશ ઢોળાય તે રાજા એમ મનાતું આવો મથા પહેલા હતી એમ જૂની વાતો પરથી જણાય છે.

હાથણી જેમ ભાગ્યવાન પુરૂષ તરફ કળશ લઇ જાય છે, તેમ અંહી સુદામાનું ભાગ્ય ખલ્યું છે ત્હેના તરફ સ્ત્રી, જળની ઝારી લઇ પૂજા કરવા જાય છે

જ્યારે કોઇ પૂજ્ય ગામથી કે પ્રવાસથી ઘેર આવતો હોય ત્યારે અથવા બીજે મંગલ પ્રસંગે શકુન અને હર્ષના ચિન્હ તરીકે પૂજ્ય

લાવથી હેના પગ ધોવાને સ્ત્રીઓ સ્હામી જાય છે. દાસ - પણ, વરે, તોરણે આવે ત્યારે તથા એવા કેટલાક શુભ કાર્યપ્રસંગે એમજ કરવામા આવે છે

તે સતી સ્ત્રી, એક હજાર સખી ( દાસી ) ને સાથે લઈ પાણીની ઝારી ભરીને પોતાના સ્વામીને તેડવા ગઇ, તે જાણે હાથણી ધારા રેડવા જતી હોય એવી દેખાઇ

અલંકાર ઉપમા.

આથી સુદામા હવે રાજ્યપદના જેટલો વૈભવ પામ્યા એવા અર્થનો ધ્વનિ નિકળે છે ' હસ્તિની ' ( હાથણી ) શબ્દથી હેમના પત્ની ' ગજગામિની ' હતા એવી વ્યંજના કરેલી છે

૧૩-૧૪ હંસાગમની—જૂવો ' હંસગતી ' ક ૭-૪.

અભિલાખ—( अभिलाषा ) મનોરથ, ઈચ્છા, હોસ

અણુવટ—પગને અંગૂઠે પહેરવાનું ઘરેણું.

૧૩-૧૫ સુદામાની પત્નીનું રૂપ બદલાઇને સુન્દર થયેલું હોવાથી તે ઓળખી શકતા નથી, અને તેથી જ કોઇ દેવાંગના હશે એમ ધારે છે.

સુદામાના પત્ની ઇન્દ્રાણી સમાન કહેવાથી બધો વૈભવ સ્વર્ગ-સમાન, અને ' રૂક્મિણી સમાન ' કહેવાથી બધો વૈભવ શ્રીકૃષ્ણની સોનાની દ્વારકા સમાન થઇ ગયો—એવો ધ્વનિ છે.

સાવિત્રી—૧ બ્રહ્માના પત્ની; ( ૨ ) પાર્વતીનું નામ જૂવો सप्तशती ' त्वमेव सन्ध्या सावित्री त्वं देवी जननी परा ॥

સરસ્વતી—જૂવો ક ૧-૧. શક્તિ—પાર્વતી.

૧૩-૧૬ પદમણી—પદ્મિની-રસશાસ્ત્રમાં ચાર પ્રકારની સ્ત્રી વર્ણવી છે હેમાની રૂપ, રંગ, નાજુકાઇ, સુઘડતા, વિવેક, ચાતુરી વિગેરે ગુણોને લીધે પહેલા વર્ગમાં મૂકવા જેવી જે સ્ત્રી તે અહીં સુદામાના પત્ની

પાલવ—( सं. पल्लव ) છેડો, અહીં દુપટ્ટાનો છેડો.

સુદામા પોતાની સ્ત્રીને પણ ઓળખી શકતા નથી, સ્ત્રી મકાનમા પધારવા વિનંતી કરે છે, તે વખતે ગભરાઇ જાય છે, અને દૂર ન્હાસી જાય છે, એ વર્ણનો હાસ્યરસના છે.

૧૩-૧૭ છૂટી જટા—જટા છૂટી ગઇ.

હસ્ત ગ્રેહેવા—હાથ પકડવા. અહીં હાસ્યરસની અવધિ આવી જાય છે.

૧૪-૧૮ સહેજે—સહજ, અમસ્થો, મધ—શ્રદ્ધ. જોબનતા—( સં. યૌવન; પ્રા. જોવ્વણ ) જોબનવાળી.

કપટ વિચાર—કપટ ભરેલો વિચાર-' હું કાંઇ રખડેલ નથી; કે લંપટ માણસ નથી.

છે કઠણ લોકાચાર—લોકવ્યવહાર-જૂનો માગેરાભા-' છે દોહ્યો લોકાચાર, લાજ રાખજો આણીવાર '

વળી કડવા ૮ ૧૧૧

' ન થઇયે ઘેલા સુન્દરી રે, છે કઠણ લોકાચાર,
બ્રહ્મચારી મુને સહુ જાણે છે, કાં લાગો છો ભાર. '

પરાયા સ્ત્રી પુરૂષોએ વાતચીત કરવી, અડકવું એ લોકાચારની વિરુદ્ધ છે

૧૪-૧૯ ભોગાસક્ત—ભોગમા આસક્ત-પ્રીતિવાળો, સ્ત્રીઓમાં લપટાઇ રહેલો.

ભક્તને મુખે આ'વા પ્રાકૃત સંસારી જેવા શબ્દો બીલકુલ શોભતા નથી. કવિએ આ'વા હલકી, અને વિવેક રહિત વિચારો દ્વારા પામર સંસારમાં બનતું-અનુભવાતું એક ચિત્ર દોરવાથી તક સાધી છે તેથી રસ ક્ષતિ થઇ છે.

આણ—આજ્ઞા.

તુંને હજો કલ્યાણ—સ્ત્રીઓ પોતાને મુક્ત કરે માટે સુદામા ત્હેમને આશીર્વાદ આપે છે.

૧૪-૨૦ સ્ત્રીનું રાજ—સ્ત્રીનો અમલ સત્તા, ' શકે દીસે સ્ત્રીનું રાજ ' અહંકાર ઉત્પ્રેક્ષા છે.

પાપણીઓ—પાપી ( મ્હને સાધુ પુરૂષને વિના કારણ ફજેત કરવા આવી તેથી.)

કાં આણ્યો છો વાલ્ય—શું કામ મુશ્કેલીમાં નાખો છો; એનાથી વિરુદ્ધ અર્થમાં પણ આપણે વાપરીએ છીએ, જેમકે વખાણીને વાલ્ય આણી જાવું.

૧૪-૨૧ રખે—કદાપિ, કદાચ; ઘણે ઠેકાણે નિષેધના અર્થમાં વપરાય છે, અંહી એવા અર્થમા છે

શાપ—બદ દુવા. ચરણ પ્રતાપ—પગે લાગ્યા ત્હેનો પ્રતાપ

૧૪-૨૨ પોળમાં—( સં. प्रतालि ) આ ઠેકાણે મકાનના અંદરના ભાગમા.

૧૪-૨૩ જરા—ઘડપણ. જોબન—જુવાની. ભેલડીયે—જુઓ ક ૧૨-૧૦

દંપતી—જુઓ ક. ૧૨-૫

સુદામા કામદેવ કરતાં, અને ઋષિપત્ની રતિ કરતાં વધારે સ્વરૂપવાન થયાં, અને સુદામા શ્રીકૃષ્ણ સમાન બની ગયા—એ વર્ણનો અદ્ભુત રસનાં છે.

રતિ-કામજોડું લજાવીયું—કામદેવ અને રતિના કરતાં સુદામા અને તેની સ્ત્રીનું રૂપ વધી ગયું, તેથી શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન અને પુત્રવધુ રતિ શરમાઇ ગયાં એમ અતિશયથી વર્ણન કરતાં અંહીં અતિશયોક્તિ અલંકાર થયો છે.

## કડવું ૧૪ મું.

આ કડવામાં શરૂઆતમાં અદ્ભુત રસ છે. સુદામાની ઉદારતા છેક પમાડે એવી છે. સ્વર્ગના વૈભવમાં પણ ઋષિ આસક્ત થતા નથી. એ તો સર્વ સ્થિતિમાં સંતની પેઠે એકજ રૂપે અવ્યય રહે છે. આથી સુદામાનું ઉદાત્ત ચરિત્ર સઘન છાપ પાડી રહે છે.

૧૪-૧ દંપતી રાજ્ય શોભાએ ભર્યાં—પતિપત્ની રાજશ્રીનાં તેજથી ભરપૂર થયાં.

દોહલાં—( सं. दोहदः– અથવા दुर्लभ ?; प्रा. दोहलो ) દુઃખ, અગવડીઓ.

૧૪-૨ સોહલાં—( सुख અથવા सुलभ ઉપરથી )

જગને—( यज्ञ નું તદ્ભવ ) યજ્ઞ કરીથી.

---

૧૨-૧૮ સહેજે—સહજ, અમસ્થો, મધ—રદ્દ. જોબના—( સં. યૌવન; પ્રા. જોવ્વણ ) જોબનવાળી.

કપટ વિચાર—કપટ ભરેલો વિચાર–' હું કાંઇ રખડેલ નથી; કે લંપટ માણસ નથી.

છે કઠણ લોકાચાર—લોકવ્યવહાર–જૂનો માગેરામાં–' છે દોહલો લોકાચાર, લજ્જા રાખજો આણીવાર '

વળી દશમ ક. ૧૧૧

' ન ઘઇયે બોલા સુન્દરી રે, છે કઠણ લોકાચાર,
બ્રહ્મચારી મુને સહુ લાગે છે, કાં ભાગો છો ભાર. '

પરાયાં સ્ત્રી પુરુષોએ વાતચીત કરવી, અડકવું એ લોકાચારની વિરુદ્ધ છે

૧૨-૧૯ ભોગાસક્ત—ભોગમાં આસક્ત–પ્રીતિવાળો, સ્ત્રીઓમાં લપટાઇ રહેલો.

. ભક્તને મુખે આ'વા પ્રાકૃત સંસારી જેવા શબ્દો બીલકુલ શોભતા નથી. કવિએ આ'વા કલંકી, અને વિવેક રહિત વિચારો દ્વારા પામર સંસારમાં બનતું–અનુભવાતું એક ચિત્ર દોરવાથી તક સાધી છે તેથી રસ ક્ષતિ થઇ છે.

આશ—આશા.

તુંને હજો કલ્યાણ—સ્ત્રીઓ પોતાને મુક્ત કરે માટે 'સુદામા' ત્હેમને આશીર્વાદ આપે છે.

૧૨-૨૦ સ્ત્રીનું રાજ—સ્ત્રીનો અમલ સત્તા, ' શકે દીસે સ્ત્રીનું રાજ ' અલંકાર, ઉત્પ્રેક્ષા છે.

પાપણીઓ—પાપી ( મુને સાધુ પુરુષને વિના કારણ ફજેત કરવા આવી તેથી)

કાં આણો છો વાચ્ય—શું કામ, મુશ્કેલીમાં નાખો છો; એનાથી વિરુદ્ધ અર્થમાં પણ આપણે વાપરીએ છીએ, જેમકે 'વખાણીને વાચ્ય આવી જશું.'

૧૩-૨૧ રખે—કદાપિ, કદાચ; ઘણે ઠેકાણે નિષેધના અર્થમાં વપરાય છે, અંહી એવા અર્થમા છે.

શાપ—બદ દુવા. ચરણ પ્રતાપ—પગે રોળ્યા ત્હેનો પ્રતાપ.

૧૨-૨૨ પોળમાં—( સં. પ્રતોલિ ) આ ઠેકાણે મકાનના અંદરના ભાગમા.

૧૨-૨૩ થરથરાં—ધડપડ. ભોમતાં—ભમવાની. મેલડીયે—જૂઓ ક' ૧૨-૧૦

દંપતી—જુઓ ક. ૧૨-૫

સુદામા કામદેવ કરતાં, અને ઋષિપત્ની રતિ કરતાં વધારે સ્વરૂપવાન થયાં, અને સુદામા શ્રીકૃષ્ણ સમાન બની ગયા એ વર્ણનો અદ્ભુત રસનાં છે.

રતિ-કામજોડું લજવીયું—કામદેવ અને રતિના કરતાં સુદામા અને તેની સ્ત્રીનું રૂપ વધી ગયું, તેથી શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન અને પુત્રવધુ રતિ શરમાઇ ગયાં એમ અતિશયથી વર્ણન કરતાં અહીં અતિશયોક્તિ અલંકાર થયો છે.

## કડવું ૧૪ મું.

આ કડવામાં શરૂઆતમાં અદ્ભુત રસ છે. સુદામાની ઉદારતા ઠેઠ પમાડે એવી છે. સ્વર્ગના વૈભવમાં પણ ઋષિ આસક્ત થતા નથી. એ તો સર્વ સ્થિતિમાં સંતની પેઠે એકજ રૂપે અન્યય રહે છે. આથી સુદામાનું ઉદાત્ત ચરિત્ર સઘન છાપ પાડી રહે છે.

૧૪-૧ દંપતી રાજ્ય શોભાએ ભર્યાં—પતિપત્ની રાજશ્રીના તેજથી ભરપૂર થયાં.

દોહલાં—( सं. दोहदः- અથવા दुर्लभ ?; प्रा. दोहलो ) દુઃખ, મુશ્કેલીઓ.

૧૪-૨ સોહલાં—( सुख અથવા सुलभ ઉપરથી )

જગને—( यज्ञનું તદ્ભવ ) યજ્ઞ કરીથી.

૧૪-૩ વસન—કપડાં વાહન—રથ, પાલખી વિગેરે.

ઇન્દ્રનો અધિકાર—ઇન્દ્રના જેટલી સત્તા. જેનું સત્રાન્ય આત્મા ઉપર ચાલે છે, ત્હેનો અધિકાર ઇન્દ્ર સાથે સરખાવાય એમાં વધારે પડતું જરાયે નથી.

જોત્ય—( સં. ज्योति ) ઝગઝગાટ

જડિત—ખચિત, જડેલ, જુવો ક ૬-૧૩

૧૪-૬ કુબેર—જુવો ક ૧૧-૪-૫ કુબેર તે કોણ આગ—જુવો ક ૪-૧૯.

ગાગર—( गगरी )

૧૪-૭ જૂથ ( સં. यूथ ) ટોળા અહીં સુદામાની દાનવીરતા જણાવી છે.

૧૪-૮ કોટિધજા—જુવો ક ૧૧-૨૫

અકાલ મૃત્યુ—ઉમરે પહોચ્યા વગર થતુ મૃત્યુ. રામરાજ્યમા પણ અકાલ મૃત્યુ નહોતુ થતુ

ઉદાસ—ઉદાસીન, તટસ્થ, મધ્યસ્થ તે ઉપરથી ઉપરાઉપર ‘અલગ’—આસક્ત ન થાય તે, એવો અર્થ થાય

વિજોગ રાખે લોગનો—સયોગમા રહીને વિરક્તતા પાળે છે. જગનતા રંગોમા રગાયા વગર જગત જુવે છે. ગીતામાં કહે છે તેમ ‘पद्मपत्र मिवाम्भसा’—જળ કમળવત્ રહે છે.

પાળે તોહા સંન્યાસ—આચરણ સન્યાસીના રાખે—‘સકામ કર્મનો ત્યાગ કરે જુવો ક ૧-૧૦

જોગમા વિજોગ રાખે અને ગૃહસ્થ થઇ સંન્યાસ પાળે એમા દેખીતો વિરોધ છે, પણ સાચો અર્થ જોતા તે માત્ર આભાસ છે તેથી અલકાર વિરોધાભાસ છે

૧૪-૯ જદપિ—યદપિ-જોકે

૧૪-૧૦ વેદાધ્યયન—વેદનો અભ્યાસ

અગ્નિહોત્ર નિત્ય અગ્નિમા શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ગૃહસ્થે કરવાનો હોમ-તે

માળા ન મૂકે હમેશા જપ—નામ સ્મરણ કર્યા કરે—સરખાવો—

‘ માળા તો મનકી ભલી ઔર કાષ્ટકા ભારા.
સાધુ જનકી એક ઘડી, ઔર મૂરખકા જન્મારા.”

એથીજ અખો કુટકળઅંગમા કહે છે કે ‘ તિલક કરતા ત્રેપન થયા, જપમાળાના નાકા ગયા ’ વિગેરે

૧૪-૧૧ આમાં કાવ્યની ફલશ્રુતિ કહી છે મત્ર સ્તોત્ર, પાઠ કે આખ્યાનના માહાત્મ્યમા એનુ ફળ બતાવવાનો હેતુ હોય છે સુદામા-ચરિત્રને ઉછળે અઢાણુઓ દારિદ્ર જાય તે માટ શનિવારે હોસભેર વાચે છ

વામે—જાય, ટળે, નાસ પામે. સરખાવો- વેગે વામુ સંસારની વિષમ

વેદના રે ' સુધન્વા આખ્યાન. 'વામે,' 'પામે' સાથે આવવાથી અંતર્યમકની ખૂબી આવી છે

મળે માધવરાય—પ્રભુના દર્શન થાય.

૧૪-૧૨ વીરક્ષેત્ર—શૂરવીરની ભૂમિ વડોદરું—(સં. वटपद्र, प्रा. वटवद्द- वडवद्द )-વડોદ(રૂ)-વરોદરા. ચતુરવંશી-ચાતુર્વંશી. ગનાત -( સં. ज्ञाति ) ન્યાત જાતિ પ્રમાણે બ્રાહ્મણ પણ બ્રાહ્મણો જે વિભાગથી ઓળખાય (જ્ઞા જાણવું ) તે જ્ઞાતિ , કે ન્યાત કહેવાય. પ્રેમાનન્દ જાતિથી બ્રાહ્મણ હતા; એમની જ્ઞાતિ ચોવીસા (ચાતુર્વંશી) કહેવાતી.

૧૪-૧૩ નિદાન—નક્કી. નિદાન-(નામ) (૧) નિર્ણય, (૨) કારણ, જેમકે 'માધવનિદાન '-એ રોગની ચિકિત્સાનો નિર્ણય કરનાર ગ્રંથ છે, પહેલા અર્થ ઉપરથી આ ક્રિયાવિશેષણ વપરાયું લાગે છે.

મૃગુવારે—શુક્રવારે ભૃગુ એ બ્રહ્માના પુત્ર, અને મ્હોટા ઋષિ હતા. એકવાર દેવતાની સભામા પ્રશ્ન કહયો કે સર્વ દેવોમાં મ્હોટુ કોણ ? ભૃગુએ કહ્યું વિચાર કરીને કહ શ પછી એ પ્રથમ બ્રહ્મા કને ગયા; ને ત્હેમને દંડવત ન કરતા બેઠા બ્રહ્માએ ક્રોધ ચઢાવી શાપ દેવાનું કર્યું, પણ પુત્ર જાણી મદન કરી ગયા પછી એ શિવ કને ગયા. શિવ સ્હામા ભેટવા આવ્યા ત્યારે એ બોલ્યા-' સ્મશાનવાસી મ્હને અડશો નહીં '-એટલે શિવ ત્રિશૂલ લઇ ઉઠયા, ને ભૃગુ નાઠા. પછી વિષ્ણુ પાસે ગયા, ને ત્હેમને નિદ્રાવશ જોઇ ત્હેમને ચીડવવા ભૃગુએ એક લાત મારી વિષ્ણુએ જાગત થઇ, નમસ્કાર કરી, ઋષિના પગ ચાપવા માંડયા-એમ કહીને કે મ્હને લાત મારવાથી ત્હમારા પગ દુઃખતા હશે. આનું ચિહ્ન વિષ્ણુની છાતી ઉપર ભૃગુલાંછન અથવા શ્રીવત્સ નામે ઓળખાય છે. પછી દેવસભામાં એમણે વિષ્ણુનું મ્હોટાપણુ જાહેર કર્યું.

બધા દિવસોના નામ કોઇ ગ્રહ કે ઋષિના નામ ઉપરથી પડેલા છે, અને મહિનાના નામ નક્ષત્રો ઉપરથી પડેલા છે. શ્રીકથામાં પણ લાવનાં અંધે . નામોના મૂળ આવીજ રીતે મળી આવે છે

પદબંધ—( સં. पदबद्ध ) કવિતા રૂપ, વિશેષણ છે. વિશેષ્ય 'આખ્યાન' સરખાવો ' મામેરૂ મેતાતણું, પદબંધ કરવા આશ. '. પદ બંધ ( સં. पद्यबन्धन ) શબ્દ નામ તરીકે પણ કવિએ વાપર્યો છે, ત્યારે કવિતાનો બંધ-રચના-ગોઠવણ એવો અર્થ થાય છે. જુઓ ' પદબંધ બાંધુ' કથા કેરો, આખ્યાન ઓખાહરણ રે '

તેમજ 'સ્મરણ કરીયે શ્રીરામનુ વર્ણુસારારે,
પદબંધ મનોહર થાય, સમજ મન મારારે.'

આખ્યાન—કથા

૧૪-૧૪ ઉદર નિમિત્તે—પેટને વાસ્તે, ગુજરાન સારૂ. કવિ આ લીટીઓથી પોતાના જીવન ઉપર પ્રકાશ પાડે છે.

નંદરબાર—ખાનદેશ જીલ્લાનુ ગામ, ત્યાંના રાજાએ કવિને સારો આશરો આપ્યો હતો

નંદીપુરા—નંદરબારનુ એક પરૂં

જથા—યથા, જેવી અનુસાર-તે પ્રમાણે

૧૪-૧૫ બુદ્ધિમાને—બુદ્ધિના પ્રમાણમા, યથામતિ

કરનારે—લીલા કરનારે (શ્રીકૃષ્ણે) લીલા-ચરિત્ર, રચના, ગોઠવણ. જે ( सं. जप, प्रा. जअ. જે ) જય સરખાવો- ધર્મે જ પાપે ખે' હરિ-પરમેશ્વર.

## પરિશિષ્ટ ૧.

# સોમકૃત સુદામાસાર.

( રચ્યા સાલ–આશરે પંદરમું સૈકું. )

ગણપતિ સરસ્વતિ હું આધાર । ગાસૂ કૃષ્ણ–સાર–ભાર ॥
સાંભળતા શ્રુતા ઉધરાય । ગાતાં પાપ સમૂલાં જાયિ ॥ ૧ ॥

વિપ્ર નામા કેરી નારિ, । શ્રી પતિઇ બોલતી ગ્રહિ હારિ ॥
આપણઇ મિત્ર મોટું મુકંદ । દીન તણુઉ દાતાર ગોવ્યંદ ॥ ૨ ॥

અક્ષા પૂર્ણ (?) બઈ જે યહિ । પ્રાર્થ્યાં પૂઠિઇ ના નહી કહિ ॥
નર્ધન હુઇ તે થાયિ ટોક । એહનિ પોતઇ છિ ત્રીલ્લોક ॥ ૩ ॥

નામ માટિ ટાળઇ ભ્રભવાસ । તે માગ્યા કિમ ન પૂરઈ આસ ॥
ઉદર થકી પૂર્યા દશ માસ । તે આપણુનઇ નહી મેલ્હિ નરાસ ॥ ૪ ॥

બાલમિત્રનૂં મોટું રાજ । શરીર હગઇ જે આપઇ આજ ॥
મિત્ર મોટું સોહિલ્યા નઈ કરઇ । ગંગ તીરિ કો તરસિં ન મરઇ ॥ ૫ ॥

અનંત ઓષધી આપણિ સાથિ । તુ કા પીડઇ આપણુનિ વ્યાધિ ॥
લક્ષ્મી સરખી સોધિણિ સાથિ । તુ આપણુઇ ઘરિ કરી અણાણિ ॥ ૬ ॥

કૃષ્ણ સરખઈ શ્રીદાઇ વિજે । સ્લોક તણુઈ મંત વિસમઇ તે ॥
આપણિ ચત્રભુજ સરસૂ ચ્યંત । તુ કાંઇ એક જઇ પ્રાર્થું વિત્ત ॥ ૭ ॥

વિત્ત વંણુ સષ નહી સંસારિ । વિત્ત વંણુ સોહરિ નાવઇ બારિ ॥
વિત્ત વંણુ ચ્યગીત અણૂર જાયિ । વિત્ત વંણુ સગા અસગા થાયિ ॥

વિત્ત વંણુ દીધ્યૂં ન જાયિ દાન । વિત્ત વંણુ ત્યોગ્રી ન બોલઇ વાણિ ॥
વિત્ત વંણુ બિક્ષુક ભૂંડઇ કહિ । વિત્ત વંણુ બાહાર્યાહાર (?) ન રહિ ॥ ૯ ॥

વિત્ત વંણુ લાજ લજાઇ ચેસ્સં ચોડા (?) । વિત્ત વંણ્ ગુ હિ મોડામોડિ ॥
વિત્ત વંણુ આપ અપુત્રિયંર (?) લઇ । વિત્ત વણુલાપિ ભોજંન ને ભાવઇ ॥૧૦॥

વિત્ત વંણુ અંગી નાવઇ તેજ । વિત્ત વંણુ સગા ઉતારિ હેજ ॥
વિત્ત વંણુ દાનદના ષણિ નહી । વિત્ત વંણુ સદ્ વિરોધી કહી ॥ ૧૧ ॥

વિત્ત વંણુ નહુ અહિંસ્તાધર્મ । વિત્ત વંણુ થાય નહી ષટકર્મ ॥
વિત્ત વંણુ છોરી ન જાયિ નારિ । વિત્ત વંણુ બંદી ન બોલ્યઈ બારિ ॥ ૧૨ ॥

વિત્ત વણું મનોર્થ રહિ મનમાંહિ । વિત્ત વંણુ વરિ નહી રાંણું રાયિ ॥
વિત્ત વંણુ કીર્તિ ન રહિ નવ ષંડિ । પ્રી પતુતા આલસ છંડિ ॥ ૧૩ ॥

કો કરસંણ કો માંડઇ હાટ । કો વિદ્યા કો પાડઇ વાટ ॥
કો આસ કો સેવઇ ગ્રામ । આપણઇ એક નારાઇણિ નામ ॥ ૧૪ ॥

કો જડી કો જાંણઇ યંત્ર । કો જોસી કો સાધઇ મંત્ર ॥
કો સુભટ કો કરઇ સંગ્રામ । આપણઇ એક નારાઇણિ નામ ॥ ૧૫ ॥

કો વાપી કો ષણઇ તલાવ । કો કવિતા કો જાંણઇ રાગ ॥
કો ધાત કો નિપાયિં ધાન । આપણઇ એક નારાઇણિ નામ ॥ ૧૬ ॥

કો વણઇ કો ચલાવઇ વાંહાંણ । કો કથા કો વાંચઇ માણ ॥
કો કપટી કો વંચઇ કાંગ । આપણઇ એક નારાઇણિ નામ ॥ ૧૭ ॥

તેહ સેહ દારિદ્ર જાયિ । બીજુ એક નથી અપાયિ ॥
એકવાર પ્રી પ્રાર્થ કરી જોયિ । પછઇ ક્રમ કરિઇ તે હોયિ ॥ ૧૮ ॥

સુણી પ્રિયા સદાસુ ભણઇ । નવનધિ વિશ્વ ભક્તિ આપણઇ ॥
પ્રાર્થી પૂઠિઇ ચડિ નવિ ચડિ । સોનાની જલ્દ પાંણી માહિ પડઇ ॥ ૧૯ ॥

વિત્ત વંણ દુખ કહુ જે યથા । યાચંતા કષ્ટ કહુ જે તથા ॥
યાચવા વેલા શ્રી જગનાથ । નાહાંના થઇ હરિ ઓહુ હાથ ॥ ૨૦ ॥

યાચવા વેલા શ્રી નારાઇણિ । બ્રાંમ્હંણ ભણીનઇ રાષ્યુ ન મંણિ ॥
યાચવા વેલા દેવ મોરારિ । પોલીઆ થઇ રહિઆ બલિદ્વારિ ॥ ૨૧ ॥

યાચવા વેલા અસરંણિ સરંણિ । ધાવંન તજનિ થાંપ્યુ કર્ણ ॥
યાચવા વેલા દેવ અનંત । પડયા કર્ણના ઉજડયા દંત ॥ ૨૨ ॥

યાચવા વેલા શ્રી ભગવાન । હણી થઇ માગૂં દાન ॥
યાચવા વેલા શ્રી જગદીસ । માતપિતાપંઇ ષંડાવ્યૂં શીસ ॥ ૨૩ ॥

યાચવા વેલા દ્રષ્ટિ યયા હરિ । ક્વત મૂકાવ્યૂં રાજંન શિહરિ ॥
યાચવા વેલા યાદવ વીર । સવરિ તણૂં છ દાધ્યૂં શરીર ॥ ૨૪ ॥

યાચવા વેલા સર્વાધાર । શબરિ શિહાના સગના મિહાર ॥
યાચંતાં જે નરમુષ જાયિ । ત્રાલપઇ દેહ લૂકયાયિ (?) ॥ ૨૫ ॥

કો કહિસિ વાંણી અન્યથા । પ્રસ્તાવ માહિઇ કહી આડકથા ॥
ભણઇ સદાસુ સાંભલિ નારિ । યાચંતાં દોહિલ્યૂં સંસારિ ॥ ૨૬ ॥

નારાઇણિની નંદા કરિ । એકઇ મોહિત ભાડવશિ હરિ ॥
શ્રી વાસુદેવ ઇત્તે નર કસ્ય (?) । તે સધલા જઇ વિકુંઠિ વસ્ય ॥ ૨૭ ॥

વલતી પ્રિયા ઇણીપરિ કહિ । વરાંબરતું બહ જે વહિ ॥
જેહની ભક્તિ શરીસુ નેહ । આપણી ચ્યંતા કરસિ તેહ ॥ ૨૮ ॥

જેણુઇ અહિલ્યાનઇ દીધ્યૂં અંગ । કુબજા પામી રૂપ સચંગ ॥
ગોપી ગુફામાહિથી સમ ધરી । નામકી પાચિ મામળી ઉધરી ॥ ૨૯ ॥

નલ કૂબરનિ દીધી દેહ । નાગ્યિણિ નાહાના ત્રોડયા નેહ ॥
કાલદ્રી કીધુ નવિષ । યસોદા રાખ્યા ઘરતા દૂપ ॥ ૩૦ ॥

દાવાનલ પીધુ દોયિ વાર । ગો ગોવાનની કીધી સાર ॥
જેણુઇ ગુરપૂત્ર કીધુ પ્રસાદ । સમર્યા સાદ દીધુ પ્રહિલ્વાદ ॥ ૩૧ ॥

જેણુઇ રાખ્યૂ પાડવનૂ ઘરસૂત્ર । બ્રાહ્મણુના વાલ્યા દશપુત્ર ॥
પચાલી કારણિ વડવાર । તતિર પ્રતિ પૂર્યા ચીર ॥ ૩૨ ॥

ગ્રભ ગલતુ રાખ્યુ પરીક્ષિત । અવતાર લેઇ ઉધર્યું અમરીષ ॥
ભક્ત જડની કૃપા કરી । મચકદ રાખ્યુ પ/ સદરી (?) ॥ ૩૩ ॥

વ્યાધિ તણા સહીયા અપરાધ । બલિભદ્ર રાખ્યુ કરઉ વાદ ॥
અજગરનુ ભિઇ વાયુ નદ । માતપિતાના છોડવ્યા બધ ॥ ૩૪ ॥

અગ્રસેનનિ આપ્યૂ રાજ । રષિ પત્નીનૂ કીધ્યૂ કાજ ॥
અજામેલ નિવાર્યું યમદૂત । ગ્રહદા રાખી થઇ અવધૂત ॥ ૩૫ ॥

આહીર પ્રશન હુઉઆ ગોપાલ । સરખા કીધા વરા ગોવાળ ॥
સ્વરૂપ નારિ શત્યભામા કરી । અનિ રાખી ત્રહણિય પુરી ॥ ૩૬ ॥

પસુ તણી પઇરિ નાથ્યુ નાગ । દયાપ્યુ (?) ધરઉ વૈરાગ ॥
સેન સહિત રાજંન જન ેઉ । વિમાનિ બઇસાર્યું રાજા ધન કેઉ ॥ ૩૭ ॥

પ્રી જપતા પામી રુકમણી । સાર કરી જેણુઇ શીતા તણી ॥
ભક્તિ કરતા ભાગુ ગ્રહુ (?) । જેણુઇ છોડવ્યા નવઇ ગ્રહુ ॥ ૩૮ ॥

લ્ક સરીષો લીવા લ્યીધ । ભક્તિ જાણી વિભીષણુ દીધ ॥
સ્વર્ગલ્લોક જેણુઇ આપ્યુ અદ્ર । ચીંતવતા થાપ્યુ ઘરિ ચદ્ર ॥ ૩૯ ॥

ભક્તિ કરતુ રાખ્યુ ભાણ । જેણુઇ વિદુરનઇ દીયૂ પ્રદાન ॥
બ્રહ્મા આપ્યા જેણુઇ વેદ ચ્યાર । તે આપણી કરશિ સાર ॥ ૪૦ ॥

વિનતા વચન માનીઉ જસઇ । લ્વાભ એહ હરિ દરશન હશિ ॥
કાલવે હાથે કિંમ મિલૂ મોરારિ । તદલ બાધ્યા મૂઠી ચ્યારિ ॥ ૪૧ ॥

વાડવ મનિ વિમાસણ ઘણી । સુડઇ ર (?) ચાલ્યુ હરિ ભણી ॥
ચૂંદર સરષી નહી એ ભેટિ । પહુઆ બાંધ્યા વસ્ત્ર લપેટી ॥ ૪૨ ॥

મનિ પહુઉ દ્વારિકા મુઝારિ । પ્રબોધ પામ્યુ ચુથઇ દ્વારિ ॥
સાહામા આવી મિલ્યા શ્રી વાસુદેવ । હરખ્યા મિત્ર હુઆ તે એહિલ ॥ ૪૩ ॥

સેજિ લેઇ બઇઠા શ્રીનાથ । કુસલ પ્રશ્ન પૂછઇ યગનાથ ॥
અર્ઘ પદ્ય વિદ્ધવ કર્યૂં । તે ચરણોદક મસ્તકિ ધર્યૂં ॥ ૪૪ ।

શ્રી વાસુદેવ વહરાઇ પાખિ । અનેક અંગના નાંખઇ નાખિ ॥
ઉત્તમની બહુ ભગત કીધ । શ્લોક દશુઇ મંનિ ધરાઇ પઇ ॥ ૪૫ ॥
વિચાર કરઇ કે હા તાપ માહિ । મઇલ્લઇ વચિ બઇસાર્યું ખ્યાહિ ॥
રખિ મલઇ તવ બોલ્યા નાથ । વિદ્યાગુરુની કહાડી વાત ॥ ૪૬ ॥
કાઇ સદામા તેં ચ્યંતિ થાયિ । ઇંધણ કાજિ રહ્યા વનમાંહિ ॥
આપણઇ ગુરઇ જોઇ વાટ । મદાન દીધૂ વિનુત્રા માટિ ॥ ૪૭ ॥
દે પ્રભુ સદસુ ભણુઇ । મોટ દુઃખ એક અમ્હ તણુઇ ॥
અનેક પદાર્થ તમથી દયાલ । તમ્હ નિ મદાન કહ્યુ ગોપાલ ॥ ૪૮ ॥
ચઉદ શ્લોક સરજુ સંધઠ । કમર્યા બહુ ભર્યા ઝમરુ ॥
રાખિનઇ રંક રંકનઇ રાખિ । રાઉાનિ ચોર ચોરનિ સાહુ ॥ ૪૯ ॥
સર્વ સુધી કરવા શક્તિ દયાલ । તમ્હનિ મદાન કહ્યુ ગોપાલ ॥
પે રુપનઇ કરુપ, કરુપનઇ રુપ । ફૂપનઇ સ્થલ સ્થલનિ કૂપ ॥ ૫૦ ॥
જે તૂ અરિ વલિ ભૂપ પ્રતિપાલંણ હાર । તમ્હંનઇ મદાંન કહ્યું ગોપાલ ॥
સદામાઇ ગુંણ સ્તુતિ કરી । બાવિ ભક્તિ સંતોષ્યા હરિ ॥ ૫૧ ॥
જાંણૂં બ્રાહ્મણ છિ નર્ધન । કોઇ એક માગવા ઉપરિ મન ॥
વાસુદેવઇ માંડયુ અપાયિ । દીધા પખઇ દાલિદ્ર ન જાયિ ॥ ૫૨ ॥
રખિ પ્રતિઇ તવ બોલ્યા માહાજ । ભાભી અમ્હંનૂ નાખ્યુઇ ભાજ ॥
કાઇ એક બેટિ મોકલ્યુ તમ્હસં જાણી । થોડી હુ તરુ માન્ય ઘણી ॥ ૫૩ ॥
ગ્રુહિણિ તણી ધરિ ચ્યંતા પડી । સારંગધર માગઇ સૂખડી ॥
દ્રોણંક પહૂઆ ઉલવઇ । કાપડ કરિ કરવ્યા પાકવઇ ॥ ૫૪ ॥
વાસુદેવ તવ બોલ્યા હશી । દેઉ સદામા ગાઠડિ હશી ॥
એક મૂઠી ભરી જગનાથ । બીજી કમલા સાહઇ હાથ ॥ ૫૫ ॥
પ્રછંનપતિ ગુરુ પરબ્રહ્મ । બ્રાહ્મણ તેહ ન જાણુ મર્મ ॥
યાદવપુરી-માહિ રહઇ એક રાતિ । તે વાડવ ચાલ્યુ પ્રભાતિ ॥ ૫૬ ॥
જાતા તણુ કીધા જુહાર । ઉછાવી વલ્યા દેવમોરાર ॥
નરાસ થઇ નઇ વસ્તુ ન દેઇ । ગુરિ બોલઇ ભક્તિના બોલ્લ ॥ ૫૭ ॥
નર્ધન દીઠી નાપ્યૂં દાન । જાંણ્યું ભક્તિ તજશિ ભગવાન ॥
વાસુદેવ નઇ હરખ્યા અતિઘણું । મૂહનિ કાંઇ નાપ્યૂં તે જાણી ॥ ૫૮ ॥
વિચાર કરીનઇ વાલઇ મન । સ્વામિ એહ જેહ જે હઇ હરિહરરાન ॥
જોતા અંતરિ નાવઇ જે । સાહાંમા આવી આલીંગન દીધૂં તે ॥ ૫૯ ॥
પાન ફૂલ ફલ અર્ઘ આરતી । પગ પખાલ્યા કમલાપતિ ॥
ચમર ઢલાવ્યા મથુરા હરિ તણી । સેવા અધિ હૂઇ અતિઘણી ॥ ૬૦ ॥

સદામુ આવ્યુ સ્વસ્થાનિ । ચલચ્યંત હડ દેખી આસિમાંની ॥
સાવ સોવર્ણમઇ દીઠા અવાસ । જાણે-સૂર્યિઇ કીધુ પ્રકાશિ ॥ ૬૧ ।

કિ વૈકુંઠ કિ સવ લ્લોક । કિ સ્વર્ગ કિ સદૂણ્યૂં કોક ॥
તંદલ તણૂં સાંભર્યૂં દાન । સહી પ્રશંન હૂઆ ભગવાન ॥ ૬૨ ॥

અહિ પાપલિ ઉત્તંમ આરામ । વાપી કૂપ ઉદકનાં ઠાંમ ॥
અનેક પ્રેમલ કુસુમ કલ્હાર । પાવંન પંષી શંપિનઇ પાલ ॥ ૬૩ ॥

પુનરપિ દીઠા દાસીદાસ । મણિમઇ સ્છંભ તણા અવાસ ॥
સદામુ આવ્યુ ઘરદ્વારિ । હરષ સહિત હૂઇ તે નારિ ॥ ૬૪ ॥

અબલા આવી સોંહાંમી ચાલ્લિ । શ્રવણે બિહો ઝબૂકકઇ ઝાલ્લિ ॥
પાયે નેઉરી તણું ઝમકાર । માણુક મોતી સર્વ સંણુગાર ॥ ૬૫ ॥

ઝંઝમક સરઝગટ અંગિ । ચોલી ચાર તૂઠા શ્રીરંગ ॥
ઘણા દવરિા જે દાધી દેહ । લક્ષ્મીનૂં તેજ પામ્યા તેહ ॥ ૬૬ ॥

પ્રિયા સહિત ઘરમધિ સંચરઇ । રત્નદીપક ચિહો ખૂંણે ધરઇ ॥
દંત સેવા સોવંનમઇ જડી । રવિ પત્ની તિહાં બઇઠાં ચડી ॥ ૬૭ ॥

એનેક સંપત્તિ દીઠી ગરિ । ચંદ્રૂવિ મોતીનીં શઇરિ ।
ચમર ઢલાવઇ કરઇ વિચારા । ભવિર ભક્તિ હમો મોરાર ॥ ૬૮ ॥

એ ભક્તિનું એવડુ મહિમા । રંક રેડીનઈ કીધા રાય ॥
એવડૂં કાંઇ ન દીંયૂં દાન । જે વલતૂં-એવડું વરદાન ॥ ૬૯ ॥

એહતું વિપ્રીત છિ જગદીશ । એહનિ શી દીજઈ આશીસ ॥
સોમ ભણઇ સદામા-સાર । સાંભલતાં છૂટઇ અવતાર ॥ ૭૦ ॥

ભાવિ ભક્તિ નર ગાયિ જે । અનેક પદાર્થ પામઇ તે ॥
હરષ સહિત નર ગાસિ જે । મંન મનોર્થ ફલસિ તે ॥ ૭૧ ॥

( ઇતિ શ્રી સદામાસાર સંપૂર્ણ સમાપ્ત । ચેલા રાજપાલ પઠનાર્થં

## પરિશિષ્ટ ૨.

# નરસિંહમહેતાકૃત સુદામાચરિત્ર

( રચ્યા સાલ પંદરમું–સોળમું સૈકું. )

### પદ ૧ લું—રાગ પરભાતીયાનો

જદુપતિ નાથ તે, મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે,
પ્રીત પૂરવતણી, હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે. જદુપતિ ૧

ઘેર બાળક સહુ, દુખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણા,
નિરધન સરજિયા, પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પૂણ્યા. જદુપતિ. ૨

જદુપતિ જાદવો, ભક્તિવશ માધવો, કરશે કરુણા પ્રભુ દીન જાણી;
ગોમતીસ્નાનથી, કોટી અઘ નાશશે, નિર્ખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિ. ૩

કૃષ્ણને હળિમળી, શિઘ્ર આવો વળી, જાણશે દુખ અંતરજામી,
વિનતિ મનમાં ધરો, આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી. જદુપતિ ૪

### પદ ૨ જું.

સાંભળો ભામિની, કાન ધરિ કામિની, કવણ કહાવું હું કૃપણ પાપી,
ત્રિભુવન નાથ તે, મહિપતિ માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાપી. સાંભળો. ૧

દિવસ ઝાઝા થયા, બાળપણને ગયા, નરપતિ નવ પ્રીછે પ્રીત જૂની;
દુર્બલ રંક હું, ભિક્ષુક બાપડો, નવ લહુ ચોહટથી ખોટી સૂની. સાંભળો. ૨

ઉગ્રસેન અક્રુર, ઓધ્ધવ છે ત્યહાં, બળિભદ્ર ને અનિરૂદ્ધ પાસે;
કોટી જોદ્ધા જ્યહાં, હસો રહીશ ક્યાં, કોણ આવી મ્હારો હાથ સહાશે. સાંભળો. ૩

જડિત રત્નો મણિ, કાંતિ ભાસે ઘણી, તિમિર નાવે તેની જ્યોત પાસે,
ત્યાં કેમ બોલી શકું, વેણુ વદતો થકું, ધમણ ધમતો રહુ શ્વાસોશ્વાસે. સાંભળો. ૪

મૌન બેસી રહો, સુખદુઃખ સહુ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોટ્યું;
હરિજન લોક તે, છાને લવતા રહે, નરસૈંના સ્વામીનું બિરદ મોટું. સાંભળો ૫

### પદ ૩ જું.

સ્વામિ સાચું કહ્યું, બોલવું નવ રહ્યું, કંથના વચન તે વેદવાણી,
ભવતણું નાથ તે, ભક્તિ ભયહરતણી, તેહ શું પ્રીછશુ સ્નેહ આણી. સ્વામિ. ૧

નાથિ હરિ વેગળા, ભક્તિ ભાવે મળ્યા, રાયને રંક તે એક ધારે,
લખપતિ કોટિધ્વજ, મને નાણે રતી, શક સરિખા ત્યાહા નહિરે સાહે સ્વામિ ૨

બ્રહ્મણ્યદેવ, દયાળ, શ્રીકૃષ્ણજી, નિજ જન જાણિને સુખ લેશે,
પ્રીતની રીતતે જાય નહિ વીસરી, બાળવીશાતણા ચરિત્ર કહેશે        સ્વામિ ૩

"નથિ કાઇ ઓઢવા, ભેટ લેઇ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી,
દત્ત નથિ આપણુ, વદન લજામણુ, નિરખતા લાજે નરસૈંનો સ્વામિ" સ્વામિ ૪

## પદ ૪ થું

વિનતિ વળી કહું, ભેટ લાવી દઉં, પોતિયે તાદુંલ ગાંઠ બાંધે,
જાણશે થોડું ઘણું, ભાવ ભોજન તણું, ધન્ય કૃષ્ણનું સ્નેહ સાંધે   વિનતિ ૧

ભિલડીના બોર, તે ભાવે આરોગિયા, ત્યાં અન્ન આદિરનુ લીનું
ભક્ત વિદુરની ભાજી ભાવે જમ્યા, ભૂપનુ નોતરૂ પાછુ કીધું.        વિનતિ ૨

પેરે પેરે પાંડવ કષ્ટ નિવારિયા ભક્ત કારણ કંઇ દુષ્ટ તાર્યાં
ઉંચ ને નીચનુ, એને છે પારખુ. પતિત અધર્મિ કઇ કોટી તાર્યાં.  વિનતિ. ૩

ભક્તિવશ વિઠ્ઠલો, સંત સાથે મળ્યો સમોવડને નવ ચૂકે ટાણે;
સંત સમરે ત્યહાં, આવી ઉભો રહે, ભક્તના મન તણો ભાવ જાણે  વિનતિ. ૪

જાઓ વેગે કરી, નિરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારૂબી સ્નેહ ન્યાળો,
નરસૈંના નાથને, નિરખો નિશ્ચય કરી, કામનિયે કથને બાહે ઝાલ્યો  વિનતિ ૫

## પદ ૫ મું

ચાલિયો વાટમાં, જ્ઞાનના ઘાટમા, મિત્ર મોહનતણુ  નામ  લેતો
ધન્ય એ નાર ભરતાર સફળ કર્યો, 'કૃષ્ણ હે કૃષ્ણ' મુખ એમ કહેતો ચાલિયો ૧

માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણિને, લોભ ક્રોધે ત્યાહા પ્રીત તુટે,
કહું મે અબલા, સુખે બેસી રહો, માગતાં તો બધો મમ છુટે.   ચાલિયો ૨

માગિયું મે નથી, શું મુખે કહુ કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાગ્યો,
શ્રીપતિનાથે મને રંક સરજાવિયો, એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો.    ચાલિયો. ૩

આવી ઉભો રહ્યો, કંઠ ગદગદ થયો, કોટી સૂરજ રાશિ જ્યોત ભાસે,
ઘર દયા આણીને, હરિજન જાણિને પોળિયે જઇ કહ્યુ કૃષ્ણ પાસે ચાલિયો ૪

મંદિરે તેડિયા, ચાલીને ભેટિયા, ત્રિવિધના તાપ તે સર્વ નાઠા
હેમ સિંહાસને, લેઇ બેસાડિયા, તાણના વિપ્રના વસ્ત્ર ફાટા.        ચાલિયો ૫

તેલ ફુલેલ મર્દન કરાવિયા શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું,
કનકની પાવડી, ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું.  ચાલિયો ૬

સુનિત પિતાંબર, પહેરવા આપીયું, કનકને થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ હાથે કર્યાં, લીધું આચમનને કાજ સિંચાં. ચાલિયો. ૭

કૃષ્ણ પલંગપર પોતે પધરાવિયા, દધિ-સુતા વીંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક, નારી નિરખી રહી, નરસૈંનો નાથ પદસેવ કરતાં. ચાલિયો. ૮

પદ ૬ ઠું.

ભાગ્ય જો જો બાઇ, કૃપણ ભિક્ષુકતણું, રૂક્મિણી આદિ સૌ નારી બોલે;
હળધર જોગ્ય તે, ભોગ પહોચાડિયા, અજ અંબરીષથી અધિક તોલે. ભા. ૧

આ કૃપણરૂપ તે, પ્રગટિયું કયા થકી, વસ્ત્ર મેલાં દિસે કર્મ ફુટયો;
ત્રિગુણને દુર્લભ, સેજ રમા તણી, વશ કરી નાથ ને પાપ છુટયો. ભા. ૨

અંગ અતિ કમકમે, ધમણ જ્હોડે ધમે, ઉધરસે ને વળી નાક લુનો;
જો જો કૌતુક હરી, દેહ-દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ ચુતો. ભા. ૩

પહોડિને ઉઠિયા, સ્નાને બેસાડિયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી, શીત જળ આપિયું, કનક કટોરે તે પાણી પીધું. ભા. ૪

શ્રીમુખે બોલિયા, કહોને બાંધવ તમો બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો;
કુશળ છે બાલગોપાલ સહુ તમતણા, ભાગ્ય મોટું મને ચિત્ત લીધો. ભા. ૫

ગૃહસ્થના ધર્મમાં, હુંય વળગી રહ્યો, હું ને મારી બધી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની શુદ્ધ લીધી નહીં, કામની ઢેફમાં હુજ ડુલ્યો. ભા ૬

સાંદીપનિ ગોરને, ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા, વન વિષે આપણે, સર્પણ ભાગતાં મેઘ આવ્યો ભા. ૭

અન્ન લીધા વિના, ભૂખ્યા બેશી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી
વિસરી ગયુ છે કે, વીર તને સાંભરે, સાંદીપની ગોરની અચળ વાણી. ભા. ૮

ભાભીએ ભેટ જે, મોકલી મુજ ભણી, ભાવશું ભાઇ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી, વિપ્ર આપી ધરે, નરસૈંના સ્વામીએ નજરે દીઠી. ભા. ૯

પદ ૭ મું.

છપ્પન ભોગ જ્યાં, કણ તાંદુલ ત્યાં, આપતાં વિર સંકોચ આવે;
જે રે જોઇએ તે, આવી મળે કૃષ્ણને, તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે. છ. ૧

( પણ ) ધાઇ લીધા હરી, મૂઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઇંદ્ર કુબેરથી, અધિક વૈભવ કર્યો, રૂક્મિણી કર મહો શીશ નામી. છ. ૨

એક રહ્યાં અમો, એક બીજા તમો, ભક્તને અટળક દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં વચન એવા કહ્યાં, હાથ સહાયો ત્રીજી મૂઠી ભરતાં. છ. ૩

પતિના વચન તે, વિપ્ર સમજ્યો નહીં, આવતા ઘર ભણી શીખ માગી;
નરસૈંને નાથે દુર્બળપણું ટાળિયું, ભૂખના દુઃખની ભીડ ભાગી. ૭ ૪

પદ ૮ મું.

વિપ્ર ચાલ્યા વળી, કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચથી વિચાર કરતો;
આપ્યું તો કાંઇ નહીં, ત્રીઠ જાણી નહીં, તે તણો શોચ હૃદયે જ ધરતો. વિપ્ર. ૧
અષ્ટ મહાસિદ્ધિ તણી સિદ્ધિ નવનિધિ તણી, સંપત્તિમાં રહ્યો શોચ માણી;
કામની કથને હું દ્વારિકા આવિયો, અમતણી ત્રીઠ તો નવ જાણી. વિપ્ર. ૨
બાલ ગોપાલ જે, વાટ જોતા હશે, તેહને જોઈ અમો શુંય કહેશું;
મિત્ર મોહનતણું, હેત જ્યારે પૂછશે, નામનીને, ઉત્તર કેમ દેશું. વિપ્ર. ૩
એમ ચિંતા કરે, નેત્રથી નીર ઝરે, ધર્મની વાત મનમાંહિ ધારી,
નરસૈંનો નાથ તો, અતિ ઘણો રીઝિયો, પીતાંબરી પણ લીધી ઉતારી. વિપ્ર. ૪

પદ ૯ મું.

ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે, ભોગ પરોંચાડિયા, અજ અંબરીષથી અધિક કીધું. ધ. ૧
કનકને આસને, મુજને બેસાડિયો, રૂક્મણિ કૃષ્ણનો હાથ સાહાતા;
હેત કરિ કરિ હરિ, ચરણ તળાંસિયા, ખટ રસ ભોજન ખાંતે ખાતાં. ધ. ૨
બાલપણાં તણો, સ્નેહ નવ વિસરિયો, મિત્ર મોહનતણી પ્રીત સાચી;
હેતથી હળી મળી, માન દીધું મને, રંક બેસાડિયો કનક માચી. ધ. ૩
ધન્ય ધન્ય કૃષ્ણજી, સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત મણિ, ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા આહિ લાવ્યો ધ. ૪
કનકની ભૂમિ ને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણા, કામની નિરખતા કામ હીસે. ધ. ૫
સપ્ત નવ વરસની, દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી;
સોળ શણગાર તે, અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધ. ૬
સહસ દાસી મળી, દીસે વીંટી વળી, કામની કંથની પાસ આવી;
સ્વામી રે સ્વામી, હું દાસી છું તમતણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી. ધ. ૭
ગોમતી સ્નાન કરી, કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રકટ થયું પાપ નાઠું;
તે થકી સમૃદ્ધિ આ સકલ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું. ધ. ૮
કૃષ્ણ કહેતા તે નિજ ધામ પધારિયા, નવલ જોબન થયા નર ને નારી;
વિનતિ ઉચારતાં, રજનિ વીતી ગઇ, નરસૈંના સ્વામીની પ્રીત સારી. ધ. ૯

## પરિશિષ્ટ ૩.

# ભાલણકૃત સુદામાચરિત્ર.

( રચ્યા સાલ પંદરમું-સોળમું સૈકુ; લખ્યા સાલ સં. ૧૭૭૦ ).

### પદ ૧ લું-રાગ ગોડી.

શુકદેવ કહે પરીક્ષિતને, સાંભળ તું રાજનજી;
એંશીમે અધ્યાયે સુદામા, ચરિત્ર કેરૂં ગાન— સાંભળ રાયજી ૧

વળી-રાજા એણીપેર પૂછે, કૃષ્ણ ચરિત્ર ઉદારજી;
કથા મુને કહો સહી, ગુણ તણો નહી પાર. સાંભળ. ૨

શુકદેવજી કહે છે સહી, વાણીએ કરી લેવું નામજી;
મને કરીને ચિંતવવા, સ્વામી સુંદર શ્યામ. સાંભળ. ૩

કર્ણે કરીને સાંભળવાને, નેત્રે નિરખવા નાથજી;
મસ્તકે કરીને નમવું, ચરણે જાવું હરિદ્વાર. સાંભળ. ૪

કરે કરીને પરમેશ્વરનાં, કાર્ય કરવાં તેહજી,
એણે પ્રકારે સકલ ઇંદ્રિયો, સમર્પવી ત્યાં એહ. સાંભળ ૫

તેને માનુષ દેહ પામ્યાનું, સાધન થાયે રાયજી;
ગર્ભવાસ આવે નહી, જે સુણે કૃષ્ણ કથાય. સાંભળ. ૬

હવે ચરિત્ર કહું સુદામાનું, સાંભળ તું રાજનજી;
તેહ પ્રકારે અતિસુખ પામ્યા, કહે એમ શુકજી વચન. સાંભળ. ૭

તેહ સુદામાને સહી, દરિદ્ર તણો નહી પારજી;
મુખ માહે મેલે સહી, તે વસ્તુ નહી તેણે ઠાર સાંભળ. ૮

વસ્ત્ર પહેરવાને નહી, ધરવાને નહી આભરણજી;
મંદિર રહેવાને નહી, જમવાને નહી અન્ન. સાંભળ. ૯

તેની સ્ત્રી તો સાધવી, વાંછા શ્રી ભગવાનજી;
એક ક્ષણ મેલે નહી, રસના એથી રામ. સાંભળ. ૧૦

બાલક પોતે ને ઘણાં. *શીદાયે છે તનજી,
વલવલે છે અતિ ઘણું, મુખમાં મેલવા અન્ન સાંભળ. ૧૨

---

* દુઃખી થાય છે. ( સં. સીદ્ )

બાલક વલવલતાં સહી, દેખીને એક વારજી;
પીયુ કને કર જોડીને આવી, તેણે સમે ત્યાં નાર. સાંભળ. ૧૨

આ ક્ષુધાથી મરવું લહું, તમને નિશ્ચે કહિયેજી;
બાલક તો અતિ ટલકલે છે, દુઃખ કથી પેર સહિયે. સાંભળ. ૧૩

સ્વામી તમારે મેં સુણ્યો છે, મિત્ર શ્રીભગવાનજી,
સોલ સહસ્ર માંહે લીલા કરે છે, દુઃખભંજન તેનું નામ. સાંભળ ૧૪

સ્વામી શે કામ આવશે, પછે આપણો નાથજી;
એક વાર તમે જઇને એડો, તે આગલ ત્યાં હાય. સાંભળ ૧૫

પૂર્વે કાંઇ કીધું નથી તો, કયમ આપે ભગવાનજી;
†બિરદ પાલક જેનું નામ છે, તે પૂરશે આશા રામ. સાંભળ. ૧૬

સુદામા ત્યારે એમ કહે, સ્ત્રી પ્રત્યે વચનજી;
મિત્ર કહો છો સુજનો, તે થઇ બેઠો રાજનજી સાંભળ ૧૭

દીન દુર્બલ હું સહી, ચાલવાની નહી હામજી,
વ્યવસ્થા દેખી હાસ્ય કરે, કયમ જાઉં સ્ત્રી કામ. સાંભળ. ૧૮

વસ્ત્ર પહેરવાને નહી, ફાટ્યાં તો +ઉપાનજી;
પાત્ર તુંબી સાજું ન મળે, કરવાને જલપાન. સાંભળ. ૧૯

તે માટે બેસી રહો, જ્યમ વિધાતા રાખેજી;
મુજને દેખી હાસ્ય કરે, ચાલશે ધન પાખે. સાંભળ. ૨૦

ત્યારે અબલા એમ કહે, મારા પીયુ તું મૂઢજી;
નિશ્ચે તમને દયા કરશે, સ્વામી ગરૂડારૂઢ સાંભળ. ૨૧

એમ કરતા જઇ જુઓ, દર્શન હરિનું થાશેજી;
ભાલણ પ્રભુ રઘુનાથજી, તે મિત્ર થકા કયમ વાંશે. સાંભળ. ૨૨

પદ ૨ જું—રાગ ગોડી.

સ્ત્રીનો પ્રેર્યો સુદામો, મનશું કરે વિચારજી,
મેં તો પૂર્વે નથી પૂજ્યો, સ્વામી શ્રી ત્રિપુરાર. સાંભળ-સુંદરી. ૧

ન્હાયો §માઘવટો નવ નાહ્યો ગંગા યમુના તેહજી;
પ્રયાગ પ્રાચી વિધે આપણે, દાન ન આપ્યાં એહ. સાંભળ. ૨

*ચાંદ્રાયણ તો વ્રત ન કીધું નવ પુજ્યાં ઉમયાએહજી,
ઘણા વિપ્ર તૃપ્યા નહી, પંચામૃત તો તેહ. સાંભળ. ૩

† પ્રતિજ્ઞા. + ( સં. ઉપાનહ્ ) જોડા. § માઘ સ્નાન.
* એક માસનું વ્રત ( જેમાં શુકલ પક્ષમાં એકએક કોળીયો વધારવો અને કૃષ્ણ પક્ષમાં કમી કરવો તે ).

એમ કરતાં જઇ જોઉં, પણ પૂર્વનું નહિ દત્તજી,
ક્યાથી આપણ પામીએ, જો નથી પૂર્વનું વિત્ત  સામળ ૪

સ્વામી કરૂણા સાગર છે, એ તો કૃપા કૃપાનજી,
દર્શન કીજે નાથનું, અન સફલ થાય તત્કાલ.  સામળ ૫

કહોજી એક ચીંતા હરૂ, મણ કને અમો જશુંજી;
ઘરમાહે કાઇ નથી તો, ભેટ કથી પેર થાશુ.  સામળ ૬

શ્રી સાધવી સુદામાની, તેણીએ કર્યો વિચારજી,
પાસે મંદિર પાડોશીતુ, તેને ઘર ગઇ નાર  સામળ. ૭

ચાર ઘર તાંદુલ માગીને, પોતે તે તો લીધાજી,
છણીને તે વસ્ત્રે બાધી, પિયુના કર માહે દીધા.  સામળ ૮

વસ્ત્ર જીર્ણ તે તો સહી, તાંદુલ ન રહે તે માહેજી
બીજે વસ્ત્રે લપેટીને, કરમાહે દીધા તેહ  સામળ. ૯

શ્રી કને ત્યા આજ્ઞા માગીને, ચાલ્યો વિચારતો મનજી,
ત્યા જઇને શું કરીશે, પેસવા નહી દે રાજન.  સામળ. ૧૦

કદાચિત ઇમ કરતા પામીશે, દ્વાર કૃષ્ણનું એહજી,
તો ત્યા જઇને શુ કહીશે, ચિંતા મોટી તેહ  સામળ ૧૧

એમ કરતા આવ્યો સહી, નગર દ્વારકા માહેજી,
સપ્ત પોલ લગે જઇ પેઠો, કોઇ ન વાર્યો ત્યાહે  સામળ ૧૨

અંતર્યામી આત્મા, સ્વામી શ્રી ભગવાનજી,
મિત્ર સુદામો આવ્યો છે, જાણ્યું શ્યામવાન.  સામળ ૧૩

પ્રભુજીએ તો જાણિયું જે, આવ્યો છે સુદામો મિત્રજી,
રૂક્મિણી પ્રત્યે એમ કહ્યુ, તમો કરજો તેની ભક્તિ  સામળ. ૧૪

હું તમને અહર્નિશ કહેતો, મારા છે મિત્ર એકજી,
તે કૃપા કરી આજ આવે છે, હું નથી લહતો વિવેક  સામળ. ૧૫

તમે સહુકો સાથ ચાલો, તેને ભેટના આજજી,
ભાલણ પ્રભુ રઘુનાથ ચાલ્યા, કરવા તેનું કાજ.  સામળ. ૧૬

એવે સમે ત્યાં મિત્ર, સુદામો આવ્યો સહી,
ધાઇને મળીયા નાથ, કંઠ ન મેલે ગ્રહી.

શરીરે તો શ્યામ, પાસવાં ડગમગે,
સ્ત્રીઓ કરે વિચાર, એ મિત્ર કોને ગમે.

જેને મળવાને ત્યા નાથ, જાતાતા તમો,
તે કયાંહા છે મિત્ર, તમને કહુ છું અમો.

ત્યારે સાન કરી જગદીશ, સુંદરી તમો સુણો;
તે એહ મિત્ર કહે નાથ, રખે સંદેહ ધરો

એવે સુદામાનો હાથ, જમણે કરે કરી,
તેને ભુવન મુઝાર, આવ્યા તેડી હરી.

કંચનને આસન, મિત્ર બેસાર્યો તેહ,
રુકિમણી +નામે નીર, પ્રભુ પગ ધોએ તેહ.

સુદામાને ચરણે, *વ્યાઉ ફાટી ઘણી,
પ્રભુને ખૂંચે હાથ, કોમલ કરે ત્યહીં.

રુકિમણી આદે નાર, આવી સહુ એહ,
ચરણામૃત લ્યા સર્વ, સુંદરી વંદે એહ.

પછે ચંદન ચર્ચ્યાં ગાત્ર, પુષ્પની માલા ધરી;
અગર લોબાન ઉખેવ, આરતિ પ્રેમે કરી.

આરોગાવ્યા તેહ, અતિ આહાર કરી,
પાસે બેઠા આપ, પોતે ભોજન કરી.

રુકિમણી તો વાય, વિંજન પોતે કરે,
શ્રી કૃષ્ણ ત્યા તેહ, બીડી મુખમાહે ધરે

અન્ય સ્ત્રી વળી જેહ, આવી છે કને,
અન્યો અન્ય વાત, માહોમાહે કરે.

એતો કો અવધૂત, આવ્યો છે અહિં;
પ્રભુને થયો વિભ્રમ, આવડું કરે સહી.

નસ નિસરી છે કરમાહે, ચરણે વ્યાઉ સહી,
તેના તલાસે પાગ, પુન્યનો પાર નહિં.

બ્રહ્માદિક દર્શન, જેનું પામે નહી;
એહ વિપ્રનુ ભાગ્ય, હરિ સ્તુતિ કરે અહીં.

---

+નાખે, રેડે. *વઉ, પગના તળીયામા ચીરા પડે છે તે.

શય્યા પોતાની જેહ, હરિ પોઢતા સહી;
પ્રભુ તલાંસે પાય, વા ઘાલે રુકિમણી. ૧૮

ત્યારે સંકોચે ત્યાં વિપ્ર, મનશું વિચાર કરે,
શું જાણતા હશે નાથ, જે તો સેવા કરે. ૧૯

શું બ્રહ્મા કે રૂદ્ર, કે નારદ સહી;
જાણીને તો એહ, પૂજા કરે અહીં. ૨૦

ત્યારે અંતર્યામી નાથ, તેનું હૃદે લહુ,
જે સુદામાનું મન, દવડાદ્વિધા થયું. ૨૧

પૂર્વની કરૂં વાત, તો એનો સંદેહ હરે,
તો લજ્જા મૂકે એહ, નાથ વિચાર કરે. ૨૨

હવે ગુરુની કહે છે વાત, સંભારી જેટલે,
બાલણ પ્રભુ રઘુનાથ, સંદેહ હર્યો તેટલે. ૨૩

પદ ૪ થું—રાગ વેરાડી.

હવે શય્યાએ સુદામો પોઢીયારે, એમ કહે છે વૈકુંઠનાથ રે;
સંદીપનિયે ભણાવ્યા રે, સાભરે મ્હારા ભ્રાત રે. ૧

વળી તમો પરણ્યા છો સહી રે, તમ સરખી નાર રે,
તમો ગૃહસ્થ દીસો છો સહી રે, પુત્ર પરિવાર અપાર રે ૨

પણ સ્રી પુત્રાદીક તાહરા રે, તે શું નથી દીસતો કાંઇ નેહ રે;
દીસે છે દેહ દાઝ્યો સહી રે, તેણે દુઃખે દાઝું છું એહ રે. ૩

પણ ગુરુ કને વિદ્યા પામીયા રે, તેનુ રાખો છો તમો જ્ઞાન રે;
જેણે સંસાર બંધન છુટિયે રે, પામિયે ત્યાં શ્રી રામ રે ૪

હવે જ્ઞાન હૃદેમાં તમે રાખજો રે, એમ કહે છે પ્રભુજી વચન રે;
બાલણ પ્રભુ ઇમ ઉચ્ચરે રે, બૂઝિયે હોયે જો પુન્ય રે. ૫

પદ ૫ મું—રાગ સામેરી.

વળી કહે વૈકુંઠનાથ, સુદામાનો ઝાલી હાથ;
એકવાર ગુરુ ગોરાણી ઘેર, રમતા રૂડી પેર.

ઢાળ.

રૂડી પેરે રમતાને, ‡ ઇંધન તો હતા નહી,
ગોરાણીએ આજ્ઞા આપી, લેવા ચાલ્યા આપણ ત્યહીં. ૧

---

‡ લાકડાં.

ઇંધન ભારો આપણ જ્યારે, લેઇને તો નિસર્યાં,
અકાલે ત્યાં વૃષ્ટિ આવી, પાણિ વનમાંહે ભર્યાં.
પછે સૂર્ય અસ્તંગત થયો, સઘળે ત્યાં પાણી ભર્યું;
દિવસ દીશ સુઝે નહી, જે ભોમિ મંદિર પરવરૂં.
પછે ત્યાંથી ( ચાલ્યા ) રાત્રે, ચાર પ્રહર હીંડયા સહી;
પછે ગુરુ ગોરાણી, વા'ણા માહે મળિયાં ત્યહીં.
ગુરુ સંતોષ પામિયા, આપણ ઉપર ત્યાંહે હો;
વિદ્યા આપણને ભણાવી, પોતાનાં મન માંહે હો.
અધ્યાય એંશી થયા પૂર્ણ, સદામા ચરિત્ર હો;
ભાલણ પ્રભુએ પોતાના, જાણીને કીધુ હિત હો.

પદ ૬ ઠું. રાગ સામેરી.

કહે છે શ્રી ભગવાન, સુદામાને ત્યાહાં;
ભાભી મારી જેહ, સુખડી મોકલી તેહ—

ઢાળ.

સુખડી મા'રે કાજ લાવ્યા, શા માટે નથી આપતા;
સુદામો તે લાજ પામે, કરમાંહે થાપતા. ૨
લાજતો તે નસાડે, તાંદુલ જે ત્યાં લાવીયો;
કૃષ્ણજીએ પેર પૂછી, કર પોતે આગળ કર્યો. ૨
ભેટ થોડી લાવ્યા હશો, તો ઘણી કરીને માનશું;
પત્ર તુલસી ફળ ફુલે, ઘણું કરીને જાણશું. ૩
શ્રદ્ધા વિના તો ગ્રહું નહી, એમ કહે યદુનાથ હો;
ભાવ વિના નવ નિધિ પૂજે, મારે મન નહી વાત હો. ૪
લાજતો તે સુદામો, તાંદુલ આપી નવ શકે;
હાથે ત્યાં મુષ્ટિ ભરી, તાંદુલ મુખમાંહે ધરે. ૫
બીજી મુષ્ટિ આરોગ્યા, ત્રીજીએ સાહ્યો હાથ હો;
વૈભવ આપ્યાની મતિ કીધી, ભાલણપ્રભુ રઘુનાથ હો. ૬

પદ ૭ મું. રાગ નટનારાયણ.

સુદામો તો જેહ, બ્રાહ્મણ તેહ, તાંદુલ આરોગ્યા તેના સહી, આનંદ ઘણો.
એક મુષ્ટિ તેહ, દાસને જેહ, લક્ષ્મિ એહ, આપી ત્યાં તેને સહી. આ૦

હાંશ્યમે હાથ, ઝાલ્યો નાથ, મન શું ઉચાટ સર્વે શું એને આપશો આ ૩
કહે દેવ મુરાર, સાભળ નાર, કહુ વિચાર, કરશુ માલ્યો માહરો આ. ૪
મારા ભકત છે એહ, સર્વસ્વ તેહ, આપુ એહ, હું તેનો તો થઇ રહું. આ ૫
કહે યદુનાથ, પાછો કરો હાથ, મારા એ દાસ, ભાલણ પ્રભુ કહે ત્યા
(હું) રહું. આ ૬

પદ ૮ મુ. રાગ ન્યામેરી

ચારે યામ તો તેહ, ગોપિ કરી હરિ એહ
થયો પ્રાતકાળ ત્યારે કહે છે દયાલ

ઢાળ

દયાળ ત્યારે એમ કહે છે, સુદામા સુણો તમો
ભુવન જાવો દુ ખ મેલી તમને તો કહુ છુ અમો ૧
ત્યારે સુદામો તે વિચાર કરે, મુને કાઇ આપતા નથી
કચન જ્યા લેઉ ત્યા પડયુ છે તો ન્યુન શી તાર હતી ૨
વોળાવ્યા ત્યારે સહી, ઘણુ માન દે છે દયાલ હો,
વળી ક્યારે (ક) કૃપા કરજો, તમારો છે ઠાર દો ૩
ઉચુ તો જોએ નહીં ને, લાજ તો ત્યા મન સહી
ચિત્ત વિષે ઘગમટ કરતો, ચાલીયો પોતે ત્યહીં ૪
તાહરે શી ન્યૂન હતી, સ્વામી વૈકુંઠનાથ હો
આટલી રિદ્ધિ હતી તારે, નાખ્યુ શે કાંઇ હાથ હો ૫
સ્ત્રી ને બાલક માહરા, તે વાટ તો જોતા હશે
કહેશે કૃષ્ણજી કને ગયા છે તો રિદ્ધિ ઘણી ત્યા લાવશે ૬
કહેશે ઉદર ભરવા ગયા હતા તે ઉદર ભરીને આવિયા
સ્વામિ તેને શુ કહીશે, ભાવ તમને નાવિયા ૭
વળી સુદામો જ્ઞાન આણી વિચારે મનશુ સહી
પૂર્વે મારે હરિઠનો સંદેહ એક આવ્યો ત્યહીં ૮
પૂર્વે જ્યારે ગોરાણીએ, કાષ્ઠ લેવા મોકલ્યા
ખાવુ બાધી વનમાહે અમે સહુએ સાચર્યા ૯
ત્યારે પ્રભુને ત્યા ભૂખ લાગી, મારગ માહે તો સહી
મુને કહ્યુ તુ સુદામા, ખાવુ તો આપને અહીં ૧૦
ત્યારે મે એકાંતે ચોરી ખાધુ, કૃષ્ણને નાખ્યુ તેહ હો,
તે માટે દરિદ્ર આવ્યુ, ભાલણ કહે છે એહ હો ૧૧

### પદ ૯ મું—રાગ સામેરી.

જ્ઞાન વિચારે આપ, મેં'લી તનથી તાપ;
મારે પૂર્વનું નહીં પુન્ય, તો શું આપે શ્યામસુજાન.

### ઢાળ.

શ્યામસુજાન મુને ક્યાંથી આપે, અપરાધ એટલો મેં કર્યો;
હું પાપી દરિદ્રીને પોતે, ભુવન માંહે લઇ સાંચર્યો.
મુને આરોગાવ્યો, શય્યા ઉપર પોઢાડ્યો સહી,
લક્ષ્મીએ ત્યાં વાય નાખ્યો, પોતે ચરણ તળાસ્યા ત્યહીં.
કૃષ્ણજીએ એમ વિચાર્યું હશે, એને ધન તો આપું સહી;
તો ધ્યાન મારૂં હૃદે નહિ રહે, તેરે તો આપ્યું નહિ.
મનનું તો કામ નથી, ચિંતન કરતો ચાલીયો
સ્વામી સેવા હૃદે રહેજો, એમ કરતો આવીયો
એ નારણથી મુને તો ઘણી, કૃપા કીધી નાથ હો,
વિચારતો તે નગર માંહે, આવિયો પછે આપ હો.
એમ કરતો ટુંકડો આવ્યો, પોતાના ગૃહનો ઠામ હો,
સુવર્ણ મંદિર જોએ તો ત્યાં, દીસે અતિ આરામ હો.
ઘર પાસે ત્યાં વાડી દીઠી, સરોવર ને કૂપ હો,
અનેક પંખી ત્યાંજ બોલે, જાત જાત અનુપ હો
દાસી ત્યાં રમે ઘણી, ને દાસનો પારજ નહિ
ગજ રથ અશ્વ બાંધ્યા દીઠા, આશ્ચર્ય મન પામ્યો સહી.
આ મંદિર તો મહા તણું, કે રુદ્ર કે ઇદ્ર કેરૂં હો,
મને તો અહિં જોતો દેખી, તસ્કર કહેશે કોય હો
પર્ણકુટી મારી મુલગી, તે મહાજી તો કયાં ગઇ,
ભાલણ પ્રભુ તમો વાર કીધું, મુજશું લીધું હરી.

### પદ ૧૦ મું—રાગ સામેરી.

એવું વિચારે તેહ, સ્રી પોતાની જેહ,
અનેક દાસી સાથ, આવી ઝાલ્યો હાથ

ઢાળ.

હાથ ઝાલ્યો નાથનો તે, ધ્રૂજતો પછે એમ કહે;
અપરાધ મેં કાંઇ નથી કીધો, શા માટે મુજને ગ્રહે. ૧

ત્યારે શ્રી હસીને કહે, સાંભળો મારા નાથ હો;
આ વૈભવ સઘળો આપીયો, તે સ્વામી વૈકુંઠનાથ હો. ૨

આ વૈભવ સર્વ તમારો, તમો મંદિર માંહે પધારીએ;
આસન બેસો કનકને, નાથજી સર્વ નિહાળિયે. ૩

ત્યારે સુદામો જોવા લાગ્યો, થઇ રહ્યો ઝાતકાર હો;
તોરણ મુક્તા ફળ તણા, હીંડોળા [1]ખલકે હાર હો. ૪

શય્યાને ચંદરવા બાંધ્યા, એ વૈભવ ઇંદ્રને નથી;
ત્યારે સુદામો તે મનશું, વિચાર તો કરે ત્યહીં. ૫

મેં કૃષ્ણાર્પણ કો પાત્ર વિષે, કાંઇક તો કીધું નથી,
કૃપાનાથ માટે કૃષ્ણજીએ, વૈભવ તો આપ્યો સહી. ૬

સુદામો સર્વ ભોગ ભોગવે, હરી સાથે આપ હો;
એક ક્ષણ મેલે નહી, હૃદેથી વૈકુંઠનાથ હો.' ૭

સુદામો મન દૃઢ કરીને, વળી એવું ચિંતવે;
આ વૈભવ ને ત્યાં મંદિરથી, રખે મુને (તું) વિસરે. ૮

તે સુદામો સર્વ ભોગ ભોગવે, તે કૃષ્ણને પામ્યો સહી;
એ ચરિત્ર જે સાંભળે, તે કૃષ્ણને પામે ત્યહીં. ૯

લીલા સુદામા તણી પ્રેમે, ગાશે સુણશે જેહ હો;
લાલજી પ્રભુ રઘુનાથજીને, અંતે પામશે તેહ હો. ૧૦

—( દશમ-સ્કંધમાંથી પદ ૪૫૯ થી ૪૬૮.)

---

૧ હીંચે, શોભે.

## પરિશિષ્ટ ૪.

# દામોદરસુત જગન્નાથકૃત સુદામો.

( લખ્યા સાલ સ. ૧૭૬૧ )

[ શ્રી ગણેશાય નમઃ । શ્રી રામજી સત છે । શ્રી જ્વાલામુખી સત છે । સદામો લખ્યો છે ]

### રાગ સોડી-મિશ્ર કાફી.

સુદામા- કર જોડી કહુ કંથ, કાઇ ઉદ્યમ મન આણો,
પત્ની ઉદ્યમ વિણુ નહી[1] આથ, હાથ પુસતક લઇ જાણો,
નિત્ય[2] સાહાસ સોવો સર્વે, ઉદ્યમ પુર્ષ પ્રમાણ,
ઉસ્રષ્ટાએ[4] સરયૂ સર્વે, એ ઉદ્યમને મંડાણ-
કંથ કહુ કરો, માનો માહારી શીખ, મત મનમાહે ધારો,-ટેક— ૧

ઉદ્યમ[5] રાખસ રાજ, કાજ પોતાતું કીધું,
સજી રામશું સાજ, રાજ લકાનુ લીધુ,
સુગ્રીવે સાધ્યુ[6] રારે, પામો તાહારા[7] હાર,
[8]ઓઠા કહુ ઉદ્યમતણા, તો કહેતા ન પામુ પાર— કંથ. ૨

આલસથી આચાર, ધરમ કર્માદિક નાસે,
ધનવંત થાએ મૂલ, સજન કો નાવે પાસે
અવગુણ સર્વે આળસ થ, સદા સર્વદા દીન,
કર્મ ઉપર[9] કવપી રેહે, પણ જગતનો આધીન— કંથ ૩

આલસ અગ ઉચાટ, સદા લગે ગાહો કાહા જઇયે,
[10]કમીએ કોસ સહસ, લખાથી[11] અધક ન પઇએ
અધકાર અજ્ઞાનથી ડગમગ ધરણી ઠાએ,
ઉઠો પીઉ આલસ તજો, જે દારદ દુર પલાએ— કંથ. ૪

નર્ધનને નહી સાન, માન કોએ નહ આપે,
હોએ વવેક પુરાણ, તોહે મૂરખ કરી થાપે,

---

૧. અર્થ (?) ૨ શાસ્ત્ર. ૩. સુષ્ટાએ. ૪. સરજ્યું. ૫. રાક્ષસ-મનુષ્ય. ૬ ધેય. ૭. હાર. ૮. દ્રષ્ટાંત-દાખલો. ૯. આધાર રાખી રહે. ૧૦. ચાલીએ. ૧૧. અધિક

સુવચન કેહો, સાચું કેહો; કાર્ય ન માને બોલ,
એહ થકી ઓછુ કશુ, જે નર્ધન સબ સમતોલ— કંથ. ૫

હરે અવીનતી જેહ, તેહ પ્રત્યુતર નાપો,
ઠરો મંદર ચીચાટ (?), [૧૨]જડિ આલસની કાપો;
[૧૩]સુજન વચારી સંચરો, જેઓ કેહેતો સાથ,
કેહે શરખા કાયર તમો, શું [૧૪]શર દઇ બેઠા હાથ— કંથ. ૬

સુદામા' ભામા ભુલી ભર્મ, મર્મ શીખામણ આપે,
[૧૫]જીહવાએ જવછોલ, બોલ પોતાનો થાપે;
પતિ પુછીને પરવરે, પતની એ આચાર,
પુછી જે પંડત થકી, તૂ વનતાનો વેહેવાર;
નાર નમી કહુ–બોલે મ વચન, વિશેખ નવિજાએ સહુ.–ટેક. નાર. ૭

વદી વિવિધ પર વાંણ, શાહાસ્ર ભર્યાં દાંખડે (?),
પ્રીછ નહી પ્રમાંણ, વાદ મુજ સાથે મંડે,
આ જનમ લગે[૧૬] ઓલગો, સ્વાંમી પુરખ પુરાંણ,
કેહે આગલ કર ઓડતી, હુ મુકી પોતાનુ માંણ— નાર. ૮

ચાર વેદને શાસ્ત્ર, ખટ દરશણ હું જાણું,
વૈદક યોતિશ સર્વ, ગર્વ ઇતિહાસ વખાણુ;
અશટાદશ અલવે કહું, શબદ શાહાસ્ત્ર સંગીત,
અરથીને આપુ સહી, તો એહ અહમારી રીત— નાર. ૯

પોતાનું પુર્ખાર્થ, સ્રીઅને શુ જણાવુ,
ઉપનીખદનો અરથ, ભણી તેહને હું શ ભણાવું,
[૧૭]કાવ કથા રસ રોલવું ટાઅ ન આવે તોટ,
પરમંદર જઇ પ્રારથુ તો એહજ અમને ખોટ— નાર. ૧૦

પતિ કરમે સંતિતિ, સંપત સ્રી કર્મ કહી જે,
જેહ પ્રારબધ પ્રમાણુ, તેહ આપોપે લહી જે,
[૧૮]અણખમ કર હું અંગના, એહ આપણો ભોગ,
સીમા વણ કમ પામીએ, તો સૂખણુ વસ સંજોગ— નાર. ૧૧

સુદામા– નથી લોઅતું નાથ, સુવર્ણ અથ પરનાં [૧૯] પ્રાંગણું,
પત્નીઃ નથી માગતી ભક્ષ્ય, ભુવનને ગોરાં આંગણુ,

૧૨. મૂળીઉં ૧૩. શકુન. ૧૪. શિર. ૧૫. જીભવડે જવ છોલવા જેવું એટલે અઘરૂં. ૧૬. ઓળગો. ૧૭. કાવ્ય. ૧૮. અણુસંતોષ. ૧૯. પહેરેવામાં હીરા ( મરાઠી પાધરણુ ).

અન્ન વના શુ આદિર, સંતતિ સુંધી બાવ,
અવર કશું કારણ નહી, પણ એહજ માંહારે સોસ— કથ. ૧૨

વિણુ[20] વીઆણુ રાત, વાત કહીર[21] શેન કરાણુ,
પિતા લાવશે પ્રાત, મોદકા તુજ[22] ચરાણુ;
ઉઠે તવ આડો કરે, [23]આઇ મોદિક આપિ,
એ દુખ દાધી દુબલી, જાંણુ હુ શે ન ખાધી સાપિ— કંથ. ૧૩

સસુર સધાવ્યા સ્વર્ગ, તિહવારથી એ સુખ માણુ,
આજ દવસ પર્યંત, જમી નહી ભરીય ને ભાણું;
શેખ મ ધરશો[24] રેખ, હો મમ કાજે એક પેટ,
રાશુ તહ્માર। સમહો તો, વચન કહુ છું નેટ— કંથ. ૧૪

ક્ષણું એક નીરુ[25] નાહલ, સુદામો મંનિ[26] વમાસે,
કોણુ કદરય ન લાગી (?) ભાગ્ય તે શી ગતિ થાશે;
કહાં જાંઉ ને કમ કરૂ, [27]કમવ ચરાણુ શીશ,
શંડે રાખ જ મેલથા, તો લાજ રાખે ચગદીશ— કંથ ૧૫

સુદામો નારિની[28] બે છે [29]વેરી, પેર તે કેહી કરશ,
વાઇ ન સુઝે વાટ, ધાટ અ,વાઇ મરશ;
[30]હિરિ દાતા દીસે નહી, નીસરણુ નિરધાર,
[31]અંબલાઇ ઉભો થઓ, હો સારગધર કહી સાર— નાર. ૧૬

સુદામા- કેહે સુંદરી સુણિ સ્વામિ, હું અણુબોલાવી બોલ,
પત્નીઃ તહ્મા કહુ તે સત્ય, હું છબે જવ છોલ;
હિરિ દ્વારામતી દાખવુ, દાતા સામવવર્ણ,
મનવાછત ફલ આપશે, તે સ્વામી અશરણુશર્ણું— કથ. ૧૭

તહ્મો કોહો છો વાત, ભ્રાત[32] મનમનિ। માહારે,
રમ્યા જમ્યા એક ઠામે, ભણ્યા એકઠ[33] પરસારે,
વાહાલપણે વલગા ઘણુ, બાલપણે બહુ ફંદ,
દીઠે દિવસ ઘણા થઆ, જે મોટો મિત્ર મુકંદ— કંથ. ૧૮

તિહાં તહ્મા જાઓ કંથ, પંથ થઇ વિલંબ[34] વિલાઓ,
દામોદર દાતાર યદા, મનવાછત પાઓ,

---

૨૦. विकालकम, અપભ્રંશ વિઆલઉ, રાતનું ભોજન ૨૧. શયન.
૨૨. ખવરાવું. ૨૩. મા ૨૪. જરાપણ ૨૫. નિહાળીને-જોઇને ૨૬. વિચાર
કરે ( वि+मृष ) ૨૭ શિરાનુ કમલ હોમીને પ્રભુ પ્રસન્ન કરૂ.
૨૮ ભય. ૨૯. વેર ૩૦. કોઇ દિશામાં. ૩૧ મહા પ્રયત્ને ૩૨. મન-
માન્યો, મનગમતો ૩૩. પરસાળ, ઓંસરી. ૩૪. ઢાળો.

પાટપાટ[૩૫]પદીઓ નહી, સઘલે થાયે સાદે,
રખે કણિય (?) કરતા ફિરી તો માગંતઃ મન માહે— કંથ. ૧૯

સુદામા' તે કનને આ ફેર, ઝેરને કાકર જેતા (?),
ભણતા રમતા સાથ, બાથ આલીંગન લેતા;
છપનકોડનો ઠાકરો, હુ દલીજ[૩૬] દુખિલ દપીન,
[૩૭]માધવ મોહોલ પામુ નહી, તો કેહ આગલ કહુ દીન—નાર. ૨૦

તેહ મોટા અધકારદાર હુ' શી પેરે જાંઉ,
કો કેહે માહારી વાત સમીપે કેહી વિધ થાઉ;
ધ્રજ છુટે ધર થકી, ભય લાગે ભરપૂર,
મેરણ થકી મોપૂ ઘણુ, દરશન દેખવુ દુર— નાર. ૨૧

સુદામા- વેદશાસ્ત્ર વેદાત અર્થ ઉપનીખધ આણો,
પત્નીઃ પંડિત પરમ પ્રકાર હિતારથ કાઇ ન જાણો;
વારંવાર વીચાર શો બીજ બુઝશો કંથ,
એ અક્ષરને ઓધરી (?) પછે બાધી મુને ગ્રંથ— કંથ. ૨૨

જેહને માનો મિત્ર[૩૮] જિત્ર ત્રાસો છો જાતા,
તેહ જગીશ, પતિ જગત, મુગતિ ભગત-મતિ દાતા;
શીવ બ્રહ્મા સેવે સદા, [૩૯]સામ સુસ્વર હરિ ગાયે,
અંતરયામી ધણી એહને સમ છે રંકને રાયે— કંથ. ૨૩

તૂમ સાનિધ એણે નાથ, હાથ ગુરુદખણા આપી,
પુત્ર [૪૦]પલાઓ આણી, વાણ ગુરુની થિર થાપી;
મે સુણ્યો દીઠો તહમો, કા ભુલો ભરથાર,
આદિ ધણી શે ન ઓલખો, એ કારણને કરતાર— કંથ. ૨૪

સુદામાઃ સુણી નારિના બોલ, તોલ કરે મન્ય વિચારે,
કાઇક જાણે સત્ય, મત્ય પોતાનુંસારે,
દ્વીધા મન માને નહી પ્રેમદાની એ પેર,
નિર્ધાર નિશ્ચે કરી જે પરણી સંતાપે ઘેર—કૃષ્ણ કૃપાનિધિ—ટેક. ૨૫

પંડીત મન પરતાપ, અશ્રુ આંખેથી આવે,
"પાત્ર સખા યદુનાથ અતિ આશંકા આવે,
પાગ્રણુ તો પહેરણ નહી, કર ન કમંડલ ધાત,
માન હરો મુહને કિશુ તો વિસમી થાશે વાત— કૃષ્ણ. ૨૬

---

૩૫. દરસ્ત. ૩૬. ખરાબ વસ્ત્રવાળો. ૩૭. માધવ. ૩૮. યત્ન-જાયાં.
૩૯. સામવેદની ઋચાઓ. ૪૦. ગયેલો-ડૂબેલો.

પ્રેમદાએ પરતક્ષ, કંથ અતિ [41]અણુમણો દીઠો,
કરતો મંન ઘણો કલેશ, બોલ બોલી તવ મીઠો,
પાત્ર ભરી પાણી તણું, મુખ પખળાવુ ઘેર,
પગ ધોઇ પાલવ લુહે, પછે વિનય ઘેરિ ઘિર (?)— કુસ. ૨૭

પલંગ પાથરી દીધિ વિપ્ર તાહા કીધ લંબાસન,
એક કર ઢોલે વાયે, બીજે કર પગ [42]સવાસન,
સુખ ઉંઘ સ્વામિ હવુ, સહજ શરીર સુખાયે,
પાત્ર ભરી પાણી તણુ, તે શબ્દ સાંભળવા જાએ— કુસ. ૨૮

[43]ઉલસઇ અતિ ભલી હોએ, શ્રવણ સુણી આનંદ પામી,
હોશે લાભ અરેખ, હરખશુ રજની વામી,
રામાએ રસોઇ કરી, મોદિકને મિષ્ટાન,
•આદરશુ અરોગાવીઆ, તે સોપીને સન્માન કુસ. ૨૯

[44]દધીવંદન કર દેવ પસા, પ્રેમદા વદે વાણી,
[45]ભુજ-મંદાનું [46]સાઇ કહેજો, રૂકમણી રાણી;
કમખા સારી [46અ]આસાવરૂ, માગી લેજો કંત,
રૂકમણીને મંદર હોએ જે ઉતરીઆ અનંત— કુસ. ૩૦

જવ બેઠા ભગવાન, માન મમ કરશો કાંઇ,
ગુજમંદણી સંભારિ, ગાઢિમર દેજો સાઇ;
ચરણ કમલ ચત રાખજો, અન્ય ન ઇશા અનુપ,
નેત્ર ભરી ભરી નરખજો, જે સુંદર સ્વામ સ્વરૂપ— કુસ. ૩૧

તંદુલ [47]પસલી પાશ, વિપ્ર જવ વાટે વલીઆ,
સુગન હવા સાપ્રતિ, સકલ જે સાહામા મલીઆ;
ભલુ મહુરત વેલા ભલી, અશુભ સર્વે શુભ થાએ,
જવ સ્વામી સનમુખ હોએ, તવ વિપરીત વેલા જાએ— કુસેન. ૩૨

પંથ[48] પલે પગ દેય, લેય પણ ક્ષણ નીસાસો,
[49]કમતા કમીયો દીહ, તાહા[50]ઠાહ, પામો વાસો,
ચંતા ચતુર્ગુણી હવી, શુ થાશે માહારાજ,
જનમ લગે યાચું નહી તો, શી પિરે રેહેશે લાજ— કુસેન. ૩૩

---

૪૧ અણુમનો—મન વગરનો. ૪૨ સંવાહન—ચાંપવું તે. ૪૩. ઉલ્લાસી (?) ૪૪. દીધું (?) ૪૫. મંદ હાથની—ગરીબ, દુર્ભાગણી. ૪૬. (પ્રા.) સ્વામી; દુવા, આશીર્વાદ. ૪૬અ —જરીઆન. ૪૭. પ્રસૂતિ, ભેટ. ૪૮. એક ઘડીએ પગલું મૂકે. ૪૯. ચાલતા દિવસ વહી ગયો. ૫૦. સ્થાન, જગા.

જંબુપરૈ સાગર પાર, પાટ દેવા હિત જાગે,
શંખલનો નહી સંધ્ય, વાત તો વિસમી લાગે;
પરદ્વીપ જગત લગે ગયો, પેખી ન શકો પાએ,
અવગણના એહવી હોએ, જે ઘો ભિક્ષા પદરો (?) જાએ—

એમ આલોચત અંન, જન સુતો સેઢ ઠાંહાં,
પ્રાતઃકાલ પ્રમાણ, જાગો દ્વારકા માંહાં;
એકદિશ શબદ સાયર તણા, એક દિશ નવ નિસાણ,
વેદ ઘોખ શ્રવણે સુણ્યો, તવ જાગી ઉઠો જાણ—

હુ સુતો તે ગામ, ઠામ નહી કિહાં હુ આવો;
કે અમરાપુર એહ, કે કો કૈલાસે લાગ્યો;
સ્વપનવત સુઝો ઇણ, ઉઠી ઉભો થાએ,
પુછ કોહોને પેર કરી, જે કોણ નગર કોણ રાએ—

નગર દ્વારકા આંહ, જહાં શ્રી કૃશ વીરાજે,
આંપ્ય રાયે ઉગ્રસેન, ચેન રા રંકે છાજે;
પુછીને પહ્યો તાંહાં, જંહાં શ્રી ઠાકુર દ્વાર,
વિપ્ર વિદેશી દેખીયો, તો પુછણ લાગા પ્રતીહાર—

કોહો સ્વાંમી કોણ ગાંમ, નાંમ કોણ ઠાંમ કહેશું,
અમ શરણુ કાંઇ કાજ, રાય કહેશો કરવે હે શુ (?)
નામ સુદામો માહરૂ, નગર ઉજેણી ઠાંમ,
શ્રી ઠાકોરને વીનવો, જે આવો દરશણ કાંમ—

મળીઆ માધવ એમ, જેમ મણિકુંદન જડીઆ,
સકલ સંબંધ, સુત સર્વે, ઉધવાદિક પગ પડીઆ,
શીખ કરી સુખ શું કહ્યું, [55]પંડિત હઇઆનું હોડિ,
આજ અહમો આનંદશું, અતિકરશું સુદામાશું જોડિ— કૃષ્ણ. ૪૨

કર વળગા કૃપાળ, આનંદ [56]અંતઅર્ધ પેઠા,
આપી ઉચાસન, હરિ હેઠા થઇ બેઠા;
ઉશાણોદક આણી [57]અહર, આપ પખાળે પાએ,
હરિ ઉભા હલભલ કરે, ને રૂકમણી ઢોલે વાએ— કૃષ્ણ ૪૩

ધન દવસ અમ આજ, રાય અમ ગ્રહે પધારા,
કૃપા કરી ધરી પ્રેમ, પોતાના કહી સારા,
રતિ દાસ આરોચના, મહલા તણી મને ટેક,
પણ સત્ય વચન સહુ ગ જો, જે અંતરયામી એક— કૃષ્ણ ૪૪

મુક્તાફલ ઘણા [58]આણ, પાણિ રૂકમણી વધાવા,
લાવી તેલ ફુલેલ, અંગ મરદન કરાવા,
અ ઘોલીને ઉડીઆ, વસ્ત્ર [59]વિધોગત અંગ,
પ્રભુ પાસે થા નવ ટલે, તો વાત કરે મન રંગ— કૃષ્ણ ૪૫

રચી રસોઇ પાક, શોક ઉઠો હવે જગશું,
દીવસ ઘણાની વાત, રાત આપણુ નીગમશું
જે જે સ્વાદ સોહાવતા, હરિ હતશું [60]પ્રીસાવ,
વિપ્ર વશેખે આરોગો એ, આવ્યુ છ અમને ભાવ— કૃષ્ણ. ૪૬

આહાર નહી લવ લેશ, સુદામા તમો અલ્પ આરોગો,
અમો જમુ જ [61]અસેખ જોઓ કે વૃ ભરિ ભોગા
આરોગીને ઉઠીઆ, શુધાચમન કરે સાથ,
તાબોલ બીડી કરી, હરિ આરોગાવે હાથ— કૃષ્ણ. ૪૭

વિપ્ર વચારે [62]હાદાન માન મુંહને દે-એ, વૃ,
કૃષ્ણે કુલ જ વ્યાસ ગર્ગ ગૌતમ શું કેવૃ
કે કો નામ સુદામ છે, માહા મોટા રૂખીરાજ,
સેવા સામતિ શુ કરે તે માનીને મુજ આજ— કૃષ્ણ. ૪૮

આતમારામ આલોચ, શોચ સુદામાં જાણી,
કહી વાતની ચાવ, બાલપણાની કાહાણી,

---

૫૫. હૈયાનું હેત હોડે. ૫૬ અંતપુર ૫૭ ઓરૂ. સ્હામુ. ૫૮ આણીને. ૫૯ પ્રકારે ૬૦ પીરસાવે ( परि+विश् ). ૬૧. અશેષ-બધું. ૬૨. શ્રીકૃષ્ણ.

ગુરૂ આશ્રમ ગોસંધતા, ભણતા વિવિધ વવેક,
વિદ્યારથી બહુ વિલસતા, તાહા આપણ તે બે એક— કૃષ્ન. ૪૯

તે દન [૬૩]વિધુરા રાજ, આજ અહાને સંભારા,
પુરવ પ્રીતની રીત, પોતાના કરી સારા;
પત્ની [૬૪]પ્રેહેરા આવીઆ, ભાભીને બલી પ્રીતિ,
કઠિન રૂદે રેહેતા કરી, તે કોણ તમારી રીતિ— કૃષ્ન. ૫૦

સંદેસો શે ન કહો, મુદ જે ભાભી કાહાવ્યો,
આલિંગન દો [૬૫]અહમ, બહુ અતિ આદર આવો
સિર ભાભીએ બાળવી, તે શે ન આપો અહમ,
મા તાપે માગા વિના એ આગે ઉખાણો જમ— કૃષ્ન ૫૧

સંકુચે સુદામા મન, જન રહ્યા નીચુ જોઇ,
ઉડયા દીન–દેઆવ, ગાડ આપણપે [૬૬]ખોદ,
એક મુઠિ મુખમા ધરી, તાંદુલ જોઆ જંમ,
બીજી મુઠિ મંન કરૂ, કર સાહો રૂક્મણિ તમ— કૃષ્ન ૫૨

અર્ધ લહે અપીવેરા, કે બીજી રૂકમણી રાણી,
ક જાણે અક્રુર, કે વળી ઉધવ જાય જાણી,
આનંદે એમ ઉચર્યા, આજ અમો સંતુષ્ટ,
તાંદુલથી [૬૭]તૃપતાસ્ત હવા, પણ બીજી ન મુકી મુઠ— કૃષ્ન ૫૩

દેવ ઇંદ્રાદિક જેહ, તેહને અપ્રીત વલ્લભ,
પ્રેમે આપે પત્ર, પત્ર અમ અતિ દુર્લભ
નાના ભોગ નવા કરૂ, અમૃતનો નહી અર્થ,
ફલ મૂલ મુખમા ધરૂ, જે પ્રેમે કરે પ્રીત્યર્થ— કૃષ્ન. ૫૪

જેહને મુજ શુ પ્રેમ, પ્રેમ ધરૂ તે શુ તેહેવો,
અંન ન ઓળી સુક્ત, ભક્ત માહારો મુજ જેહેવો;
અનાભ્યાસ આવે નહી, સ્થીર બુદ્ધિ આવે થાએ,
મુજને ઇચ્છા એટલી, જે પ્રેમામૃત કો પાએ— કૃષ્ન. ૫૫

દવસ કેટલા વિપ્ર, ક્ષિપ્ર અતિ આનંદ[૬૮] ગ્રમીઆ,
દિન દિન ચહતિ જુક્તિ, જુક્તિ યદુવર સંગ રમીઆ,
એક દીવસ થશુ સાભરાં, મન ગયું[૬૯] મેહેલા પાસ,
કારણ કૃષ્ન મતે કહુ, જે ચરણ તણી હોએ આશ— કૃષ્ન ૫૬

---

૬૩ વિધુરા, ફરા ( विस्मृत ) ૬૪ પ્રેર્યા, મોકલેલા ૬૫. અમને
૬૬ ઉંડી છાતી ૬૭. તૃપ્તાશ–સંતુષ્ટ. ૬૮. નિર્ગમ્યા–પસાર કર્યા
૬૯. મહિલા–બૈરી પત્ની.

આજ નહી પણ કાલ, કાલ નહી પણ[૭૦] પરેમા,
કૃષ્ણ કૃપાની ખાણ, જાણ નહી બ્રાંહ્મણ મર્મા;
ચંત ચંતા અતિ ઉપનિ, ભર્મે ભુલ્યો બ્રહ્મ,
સત્યમેવ સધારકું, તો નહી રહાનો ધર્મ— કૃષ્ણ. ૫૭

કૃષ્ણ કહે એમ વચન [૭૧]રસન રોણુ નવ જાએ,
ચાલો કેહેતા ભીત, વિન્ન મુઝ ચકમક થાએ;
ગદ્‌ગદ્‌ કંઠ બેહુ હુઆ, થકીત થયા રહે જોયે,
વીસારો મમ મીત્રને, જદા પુનરપિ દરશંણ હોએ— કૃષ્ણ ૫૮

[૭૨]અનો—અને પ્રીતિ, રીતિ સુદામા મળીયા,
કરતા અતિ[૭૩] આલોચ, શોચ સુદામા પથિ પલીઆ;
ઘર ઘરણી ભઇ શું કહે, શશીનો અતિ સંતાપ,
કૃષ્ણ સંગ ઘણા દિન કમ્યા, પણ કાઇ ન આપ્યું આપ— કૃષ્ણ. ૫૯

જો આપત એમ અર્થ, ગર્થ તો ન્યુન નહોતી
કર્મ તણી અતિ ભારી, અહ્મારી આસ ન પોહોતી,
શોચ્ય કરે ઘરનો ધણું, ધીરજ ધરે મનમાહે,
શો સંતાપ શરીરનો, જે કરશે કૃપાનિધ સાહે— કૃષ્ણ ૬૦

એમ કરતો સંકલ્પ, વિકલ્પ મનિ સ્થિર નહ થાએ,
પોહોતો નગરને વાસ, સ્વાસ કરી ઘર ભણી જાએ,
શુધ નઇ સુજે નહી, કોણ અહારી ઠામ,
[૭૩અ]ઉહાલી કોણે લઇ, પણ હુ ચાલો જણી ગામ— કૃષ્ણ. ૬૧

રહી ન મહારી શુધ, બુદ્ધિ ગઇને ભ્રમ હાલો,
માની સ્રીયની શીખ, ભીખ માગણુ હું ચાલ્યો;
વાત અઘટતી નવ હવી, એ બુધ એહવુ થાએ,
શુ થયુ જો થારો હવે, મે ભોગવવુ એણી કાયે— કૃષ્ણ ૬૨

ગયો યાત્રા યત્ર મિત્રનુ માહાતમ જોઇ,
ફરી ગયાતા આસ, વાસ પોતાનુ ખોઇ,
એહ અવાસ કોણે કરા, પૂછુ પડોશી જાએ,
રાવ કરૂ જઇ રાજમા, જે એમ અઘટતુ થાએ કૃષ્ણ. ૬૩

નિહાળે છે શુ વપ્ર, ક્ષિપ્ર હરિ કૃપા કરી છે,
એહ અવાસ સુદામ, ધામ નવનિધ ભરી છે,

---

૭૦ પરમ દિવસે. ૭૧ જીભ રોકી શકાવી નથી. ૭૨. અન્યોઅન્યે
૭૩ વિચાર ૭૩અ-ઝુંટાવી

એમ કરતાં હર્ષે પરી, અબળા મન હદધારા,
પધારવા પ્રેમે કરી, એ આપણડા અવાસ— ક્રેમ ૬૪

મુકો વસ્ત્ર કુચીલ, પીલ પીતાંબર પેહેરો,
લેઓ આપજ નીગ, ધરા ક્પાની લેહેરો,
કર સાહીને કામની, દેખાડ્યું સવેશાળ,
ન ક્પાથી નીપનુ જે, કરૂણા સિંધુ દ્રપાલ— દ્રષ્ન. ૬૫

ને આ અરથ ભંડાર, પાર સખા કો જાણે,
ખરચે ખરચણહાર, ન ખુટે કરો પ્રમાણે,
હીરા મણી મુગવા ફ્ત, જેહ તણા નહી મૂલ,
ગણણહાર ન સકે ગણી, તોલણહારા તોલ— દ્રષ્ન ૬૬

અંન તણા અંબાર, પાર ન આવે તેહનો,
ધૃત, ગુડ, શર્કરા આદ, વાર નહી પોહોચે મેહેતો,
અશ્વશાલ ગજશાલ, સહ શિબિકા રથ ન પાર,
કરી ન ન્યૂન નયણે પડે, તો ચાકા તાકા જેજેકાર— દ્રષ્ન. ૬૭

વિભુજી દીધી વિભુતિ, પાર તેહનો કોણ પામે,
ભવનીધ ઉતરે પાર, ભારની વેદના વામે,
ઉપઆયેહે અર્થ સરે નહી, ઉધમ નહી કેહે હાપ,
ક્પા તણુ કારણ સહી, તો જે જે જેષ, જગંનાથ— દ્રષ્ન ૬૮

( ઇતિશ્રી સુદામા મહંશ્રી દામોદરસુત મીથીપ જગનાથ ભોહીસુત કૃત સંપૂરણ. સં. ૧૭૬૧ ના આવણ સુદી ૪ લી. ભવાનીદાસ નુદવજી )

## પરિશિષ્ટ ૫.

# સુદામાનું આખ્યાન.

( દશમસ્કંધની પ્રાકૃત ગુર્જરભાષા ટીકામાંથી )

( લખ્યા સાલ સં. ૧૭૬૫ )

વળી રાજા પરિક્ષિતે શુકદેવને પુછ્યું ॥ જે શ્રીકૃષ્ણજીની લીલાચરીત્ર કહો ॥ ત્યારે શુકદેવજી કહે છે ॥ એકવાર સુદામા એહવે નામે । બ્રાહ્મણ હતો યથા લાભ સંતુષ્ટ ॥ તેહને સ્ત્રી પતિવ્રતા છે ॥ તે એકવાર સંતાન સીદાતાં દેખીને આપણપાંના ભર્તારને નમસ્કાર કરીને ચર્ણે દૃષ્ટિ રાખીને વીનતી કરતી હવી ॥ જે સ્વામી તાહારે શ્રીકૃષ્ણ શુ મીત છે ॥ તો આપણી પ્રજાને ક્ષુધાએ કાં પીડે ॥ તે પરમેશ્વર શ્રીકૃષ્ણ હવડા દૃષ્ટીગોચર દ્વારિકાને વીષે છે ॥ લીલા કરે છે ॥ તે સ્ત્રીએ બ્રાહ્મણને ઘણો વિનય કરી । દ્વારિકા પ્રત્યે પ્રેર્યો ॥ તે વારે સુદામાએ વિચાર્યું ॥ જે શ્રી ભગવાન કરુણાસાગરનુ દરશન મુઝને થાશે એ મોટો લાભ છે । માહારાં નેત્ર સફળ થાશે ॥ પછે બ્રાહ્મણની સ્ત્રીયે શ્રીકૃષ્ણ પ્રત્યે પ્રેરીને કોંગના તંદુલ મુષ્ઠિ ઘરઇ માગીને વસ્ત્રને કટકે વીટીને બાંધ્યા ॥ તે કૃષ્ણજીને ભેટ મોકલી તે લેઇ સુદામા દ્વારિકા ચાલ્યા ॥ તે દ્વારિકા માંહે સાત પોલ્ય ત્યહાં કોણે વાર્યો નહી । સોળસહસ સુંદરીના ઘર વચ્ચે રુકમીણી-જીનું મંદીર છે ॥ ત્યહાં બેઠા છે ॥ તે સુદામાને દેખીને સાહાંમા રુકમીણી સમેત આવ્યા પોતે પગે લાગી ભેટ્યા બાંહે ઝાલીને આસન લગે લ્યાવી આસન ઉપર્યે બેસાર્યો ॥ શ્રીકૃષ્ણે ચર્ણ પખાલ્યાં ॥ ચર્ણોદક મસ્તકે ધર્યું ચંદન પુષ્પ ધૂપ આરતી કરી આરોગાવ્યા ॥ પછે તાંબુલની બીડી આપિ ॥ વીંઝણે કરી રુકમીણીજી વાયુ નાંપે છે ॥ શ્રીકૃષ્ણ ચર્ણ સંવાહન કરે છે ॥ અનેરી સમસ્ત સુંદરી મ્યલીને વિચારે છે ॥ જે એ કોણ અવધૂત આવ્યો છે ॥ હાથે પાંગે નસ નીકલી છે. ॥ પાગે વાઉ ફાટી છે ॥ એહને એવડું પૂજે છે તે શું એહનું ભાગ્ય જાગ્યો શ્રીકૃષ્ણ ચર્ણ પખાલે છે ॥ તલાસે છે ॥ પછે ગુરુનો ઘરની વાત. પૂછવા લાગા ॥ જે આપણ ભણતિમાંહે સંદીપનને ઘેરે ભણતા તે સાંભરે છે ॥ આપણ એકવાર ગોરાંણીયે ઇધણ લેવા મોકલ્યા હુતા ॥ ત્યહાં અકાળે વૃષ્ટિ હવી ॥ પછે સૂર્ય અસ્ત હવા ॥ સઘલે પાંણી ભરાંણું ॥ દીશા વિદિશ ઉચું નીચું દૃષ્ટે પડે નહી ॥ પછે એકએકના હાથ સાહિને ચ્યારે પોહોર રાત્રી ચાલ્યા ॥ પછે વ્યહાંણા માંહે ગોર મ્યલા ॥

પછે ગુરૂ સંતોષ પામ્યા ॥ આપણને પૂર્ણ વિદ્યા કહી ॥ છ ॥ ઇતિ અધ્યાય ૮૦ ॥

તે વાર પછી શ્રીકૃષ્ણજીએ ત્યારે પ્રદર વાર્તા કીધી ॥ પછે શ્રીકૃષ્ણે આદર કીધું જે તમો કાંઇ ભેટય લ્યાવ્યા છો ॥ તે આપો ॥ થાડી હશે તે ઘણી કરી માનીશ ॥ માહારો ભક્ત મુજને જે તુલશીનું પત્ર પુષ્પ ઉદક ફલ જલ જે સમર્પે તે વની કરી માનુ ॥ તો માહારી ભાભીએ હેત કરી મોકલ્યું છે તે લ્યાવો ॥ પછે સદામો લાજતો તંદુલ આપી સકે નહી॥ પછે શ્રીકૃષ્ણે તંદુલ આપણપે છોડયા ॥ પછે તે તંદુલે ત્રેલોકય તૃપ્તિ કીધું એક મુષ્ટિ આરોગ્યા ને બીજી આરોગે તેટલે લક્ષ્મીજીએ હાથ સાહ્યા ॥ જે સ્વામી અમને શુ માટે આપતા આપશો ॥ પછે એક મૂષ્ટિએ પુર્ણ લક્ષ્મીનો વિલાસ વૈભવ આપ્યો ॥ પછે પ્રાતઃકાલે સુદામાને શીખ દીધી ॥ પછે વોલાવાને સંઘાતે ગયા છે ॥ પછે સુદામો લાજતો પાછો વલ્યો ॥ ચીતવા લાગો જે સ્ત્રીને હુ શુ કહેશ ॥ વલી વીચારવા લાગો જે હૂ દરીદ્રી પાપી મલીન તેહને શ્રીકૃષ્ણ લક્ષ્મીકાંત સાંહામા આવી મલ્યા ॥ ચર્ણ પખાલ્યા ॥ શ્રીકૃષ્ણે સેજ્યા બેસાડયો ॥ અર્ઘપાદ્ય કીધુ રુકમીણીજીએ વાયુ વિંજન કીધું ॥ ચમર ઢાલ્યા શ્રીકૃષ્ણ ચરણ ચાંપે છે ॥ એવડી કૃપા કીધી ॥ પણ કાંઇ આપું નહી જાણ્યૂ જે કાંઇ આપીશે તો મુઝને વિસારશે ॥ એ કારણ થકે મૂઝને ઘણી કીપા કીધી ॥ જે કાંઇ નાપ્યું ॥ એહવુ વિચારતો આપણપાના ગ્રામ પ્રત્યે આવે છે ॥ એમ કરતો ઢુકડો આવ્યો ॥ તો પોતાના ઘરને ઠામે સુવર્ણના મંદિર છે ॥ અનેક મણિ ઝલકાર કરે છે ॥ ઘર પાખલે વાડી તલાવ જોયા ॥ અનેક પક્ષી હંસ કારંડવ અનેક દાસીના સહસ્ર દીસે ॥ આવીને પોતે રહ્યો ॥ વિમાસવા લાગ્યો ॥ જે એ ઘર બ્રહ્માના હશે ॥ કે રુદ્રના હશે ॥ કે ઇંદ્ર ભુવન હશે ॥ એહવુ વીચારતા સુદામાની સ્ત્રી અનેક દાસી સહીત સાહામી આવીને ઘરમાહે પધરાવ્યા ॥ તે વારે સ્ત્રીયે કહ્યુ જ્યે સ્વામી શૂં વીચારો છો દયા સમુદ્ર ભક્ત વત્સલ શ્રીકૃષ્ણ તુઠા છે ॥ તે સદામાના ઘરને વિષે ॥ દીપને ઠામે અનેક મણી ઝલકાર કરે છે ॥ મનોહર સેજ્યા ઉપર્ય ચંદ્રુવા ॥ વૈભવ ઇંદ્રના ઘરનાથી અધીક એહવી સંપત્તિ દીસે ॥ તે વારે સદામાએ વિચાર્યું જ્યે ॥ મે કાંઇ પાત્રને વિષે દાન નથી દીધૂં તપ નથી કીધો ॥ એણે દયા સમુદ્રે માટે વૈભવ આપ્યો છે ॥ રખે એ વૈભવ થકો શ્રીકૃષ્ણ મૂઝને વિસારે ॥ તે વૈભવ ભોગવાતો થકો એક ક્ષણ નારાયણને ન વિસારે ॥ તે સદામો ભોગ ભોગવતો થકો શ્રીકૃષ્ણને પામ્યો ॥ હવે જે કો સદામાનુ આખ્યાન સાંભલે ॥ તે ઘણી લક્ષ્મી વૈભવ પામે ॥ છ ॥ ઇતિ અધ્યાય ૮૧ ॥

[ દશમ સ્કંધની ટીકા માકૃત ગુર્જર ભાષા સંવત ૧૭૬૫ વર્ષે ચૈત્ર શુદ ૩ ગુરુવાસરે લિખિતમિદં પુસ્તકં ત્ર. કામેશ્વરેણ પારખ્ય ગિરિધર નારાયણસી પઠનાર્થ કલ્યાણમસ્તુ

---

## પરિશિષ્ટ ૬.

# ધનદાસસુત સુંદરકૃત સુદામાની કથા.

( રચ્યા સાલ સં. ૧૭૯૩ )

રાગ સામગ્રી

વધા પરિક્ષિત શુક પ્રત્યે એમ, હરિના ચરિત્ર થઇ રહ્યા કેમ.
જે તમો બીજાં કહો મુનિજન, હરિગુણ સાભળવા મુજ મન. ૧

કહ્યાં ચરિત્ર તમો બળરામ, તે અમો સાભળ્યા ચિત દેઇ કાન;
હારે કહો ચરિત્ર હરિના રમ્ય, એ સાભળવા તૃપ્તિ નહીં મન. ૨

કેહેશો સાંભળ્યા છે તમો ઘણા, એમ મો જાણશો મુનિજન,
શુકદેવ વધા છે વચન, સાભળો વિષ્ણુભક્ત રાજન. ૩

ઢાળ

સાંભળો હવે કથા કહું, ભગવાનનિ રાજન;
તમારૂં ચિત હરિકથાપર, બીજાપર નહીં મન. ૪

સકળ સભા સહુ સાંભળે, તેહેમા તમારો ઘણો ભાવ,
શરીર તો અસાર છે, એહેમા સાર હરિગુણ ગ્રામ. ૫

રસનાએ હરિનામ લેવું, તાહારે રસના સાર;
મધુર વચને બોલવું, એ સુખી મનનો રાગ. ૬

કરે કરી હરિ પૂજા કરવી, વળી એ પુણ્ય દાન;
મસ્તક તે હરિને નમાવો, ગો સાધ વિપ્રને જાણ. ૭

નેત્રે હરિના દરશણ કરવા, સાભળવા ગુણ કાને;
પગે કરિ હરિમંદિર જાવું, તીર્થે એ સાવધાને. ૮

તો દેહ ધરયાનું સફળ છે, નહીં તો વૃથા જન્મ ગયો શુન્ય;
ક્ષણભંગુર એ દેહ સાથે, આવે સુકૃત પુણ્ય. ૯

તે માટે હરિભક્તિ કરવી, ભક્તિયે વશ શ્યામ;
હવે સુદામાની કહું કથા, એ સાભળો સાવધાન. ૧૦

અયાચક વૃત્તિ પાળે સુદામો, હરિ ઉપર તેહનું મન;
ક્ષણમાત્ર તે વીસરે નહીં, એહેવા ભક્ત રાજન.

થોડું ઘણું અંન મળ્યું તેહમા, રાખે છે સંતોષ;
સાંદીપનને ઘેર આવ્યા, ભણવાને ઉદ્યોગ.

સકળ વિદ્યાએ પૂરણ ગુરૂજી, એહેવા ગુરૂ સમર્થ;
વેદવિદ્યા ધનુર્વિદ્યા, ભણે જે મનોર્થ.

એહેને મઠે ભણવાને આવ્યા, રામ કૃષ્ણ બેઉ ભ્રાત;
સાંદીપન બહુ માન દેઈ, દેતે શીખને રળિયાત.

પાટી દેખાડવા સુદામા પાસે, આવે દેવ મોરાર;
વડો નિશાળીઓ નાહાનો મઠમાં, થઇ છે મિત્રાચાર

ખાવું પીવું ભણવું ભોજન, સુવું એક ઠામ;
સુદામા સાથે પ્રીત એહેવી, થઇ છે ભગવાન.

ચોસેઠ દહાડે ચૌદે વિદ્યા ભણ્યા શ્રીજદુરાય;
ગુરૂસુત દક્ષણામાં આપી, હરિ થયા વિદાય.

સુદામાને ભેટી રોયા, જગદાધાર;
મારુંભાગ ફરી મળજો મુજને, માગું છું એક વાર.

સુદામા ગદગદ કંઠ થઇ કેહે, ભક્તિ હજો મુજ શ્યામ;
મળી હરી મથુરામાં આવ્યા, હળધર શ્રી ભગવાન.

સુદામા ઘેર આવ્યા ભણીને, માંડ્યો ગૃહસ્થાશ્રમ;
ઘુગી મઢી વસ્ત્ર જીરણ, નિગમે એમ દીન.

ધાતુપાત્ર મળે નહીં, અલક્ષ્મીનો વાસ;
દરિદ્રે ઘણું પીડ્યા ઋષિને, મળે નહીં કોઈ પાસ

પતિવ્રતા ધર્મ પાળે પત્ની, પ્રજા થઇ છે પેટ;
ભૂખ્યાં બાળક વલવલે, એમ દરિદ્ર આંણ્યું નેટ.

મળ્યું તો ઋષિ ખાય નહીંતર, ભૂખ્યા કરે છે સેન;
પત્ની પુત્રનું પુરૂં પાડે, કોહોનું કામ કરીને એમ.

પછે અંન જડતું રહ્યું, તવ શું કરે સ્રીજન;
સ્વામીને કેમ કહું મુખથી, જે આણી આપો અંન.

ન કહું તો અર્થ કેમ થાયે, લાજે વણસે કાજ;
લાજ મુકી કહેવા આવ્યા, છેક અડ્યું છે આજ.

કરજોડીને રહ્યાં ઉભાં, વિનતી સ્વામીનાથ;
તમારે શ્રીકૃષ્ણ સરખા મિત્ર સાંભળો વાત.

તે માટે જાઓ જાચવા, પુરશે મનનાં કામ;
તમો કહેશો વૈકુંઠમાં છે, કેમ જાઉં તે ઠામ.

એમ નહીં હવડા દ્વારિકામાં, રહે છે સ્વામીન;
દરિદ્રકર્મને કાપશે, કાઇ કરયું નહીં મેં પુન્ય.

કહેશો દીધા વીના કેમ આપશે, આપશે જાણી દીન;
એમ નહીં તે કરૂણાનિધિ છે, જાણુશે હરિમંન.

આજસુધી મેં કહ્યું નહીં, સ્વામી નેવદ વના રેહે દેન;
બાળક જીવે કેમ કરી, માટે માનો વચન અશ્વમેવ.

ધીરજ કેમ ધરૂં સ્વામી, શું છે આપણુ સુખ,
નખ મોટા વસ્ત્ર જીરણ દેખી, થાય છે મને દુખ.

દાભતણી તુટી સાદડી, તેપર સેન કરો છો નાથ;
તે માટે જાઓ જાચવા, હું કહું જોડી હાથ.

તમો કહેશો કેમ માગું, માગતાં આવે લાજ,
વિભીષણે જઇ શીષ નામ્યું તો, આપ્યું લંકારાજ.

તમો જ્ઞાની જાણો છો, હું કહું તે અન્યાય,
પણ શું કરિયે જાચવું પડયું, એ વાતની નહીં લાજ.

અજાચક મત ભાગશે, એમ જાણશો સ્વામીનાથ,
એમ નહીં એ વિશ્વ સર્વે, માગે છે એ પાસ.

જગત ભિક્ષુક દાતા એ છે, જુઓ વિચારી મન
સ્રીના વાયેક સાભળીને, બોલ્યા ઋષિ વચન.

અંતરજામી રહ્યા વ્યાપિક, જાણે મનની વાત
આપનારા હોય તો અહીં બેઠા, આપશે વિશ્વનાથ!

સ્રી કહે અગ્નિ પાસે આવે તેહની જાયે ટહાડ,
માગ્યા વિના કેમ આપશે, વિવાહે થાયે રાઢ

સાભળી સુદામો મ્હે ભણું, એ મસે મળશે શ્યામ;
ભેટ શું જઇ મુકું આગળ, પાસે નહીં કાંઇ દામ.

મિત્ર આગળ મામ મુકી, માગતાં જીવ જાય;
દીનવચન જઇ કહેવું એથી મરવું સારૂં થાય.

સ્રીને ઋષિજી એમ કહે, તમો જીત્યા હારયો, હુંય;
કહો લાવી ને ભગવત આગળ, ભેટ મુકું શુંય

હરખ પામી પડોશણને, આવી કહિ એ વાત;
ચાર મુષ્ટિ તાંદુલ તેણે આપ્યા છે તતકાળ.

સ્વામીને કહ્યું શ્રીજીએ આ, તાંદુલ પૂરે આશ;
બાંધવાને મળે નહીં કાંઇ વસ્ત્ર સારૂં પાસ

ઉપરાઉપરી બંધન કીધા, ચીથરા દશવીસ,
રતનની પેરે તાંદુલ બાંધ્યા, જેમ હોડતા ચડે રીસ.

એ તાંદુલ લઇ શીઘ્રતાથી, નીસરયા મુનિજન,
હરિકૃપાએ આવી પોહોતા, દ્વારકાપુર ધંન.

ગોમતીમા સ્નાન કીધા, પ્રયોગ તર્પણ ધ્યાન
તિલક દ્વાદશ ધરયા અંગે, ચાલયા જપતા હરિનામ

જણ પાળ મુળી ગયા આગળ, જોતા નગ્રના ધામ
સાન કંચન રત્નમણિમય, શું કરૂં પુરનું વખાણ.

એ રીતે આવી પોહોતો, જાદવના ઘરપાસ
જુએ તો તો મોટી અટાળી, તે દેખી વિસ્મે થાય.

હરિકૃપાયે જાય ચાલ્યા, લીધું નહી કોઇએ નામ.
સોળ સહસ્ત્રના મંદિર મધ્યે, રૂખમણી ઘેર શ્યામ.

તે ઠામે આવી ઉભા ઋષિજી, વિચારયું તવ મંન,
ક્યા ધરમા જઉં હેવે, દીઠા પ્રાણજીવન

ઉઠીને તતક્ષણ સાહામા, ગયા શ્રી ભગવાન,
ભુજ પસારી લીધા ઋષિને, ભેટયા આદરમાન

ગદગદ કંઠે થયા શ્રીહરિ, નેત્ર ભરયા તવ નીર,
બાંહે ધરી પ્રભુ લેઇ ગયા છે, પોતાને મંદિર,

સિંહાસનપર બેસાડયા ઋષિ જોઇ થયા રળિયાત,
પૂજાની સામગ્રી શીઘ્રે, મંગાવી તતકાળ.

સાંભળી રૂકમણી ઉઠયા, કરવા રૂપીની સેવ,
સોનાણુપાત્રમા પૂજા લેઇને, આવ્યા છે તતખેવ

સુદામાના ચરણ ગ્રહીને, પખાળે મહારાજ,
રૂખમણી જળ નાખે ઉપર પુરયા મનોરથ આજ.

અર્ઘ્ય પાદ પૂજા કરી, લેઇ ચરણામૃત ધર્યું શીષ,
કૃતારથ અમને કરયા, આજ પધારયા રૂષિ ઇશ

સાંભળી સોળ સહસ્ત્ર આવી, જોવા હરિના મિત્ર,
જોઇ સહુ હસવા લાગી, એ શું જુઓ હરિની પ્રીત

દેહે દુર્બળ વસ્ત્ર જીરણ, દીસતા કદરૂપ,
સતભામા કહે મિત્ર હરિના, રૂડા ઘણું રૂપ

એમ કાનેકાન કરે વારતા, એ અણમું દેવમોરાર;
શ્રીકૃષ્ણ કહે એહની સેવા કરશે, તે વહાલી મુજને નાર. ૫૯

સાંભળી કો વીજણુ લેઇને આવી ઢાળે વાય;
કો પાન બીડી જળની લોટી, હસી લેઇ રોનાકાજ. ૬૦

સુદામાસું પ્રીત વારતા, કરે શ્રીપરિબ્રહ્મ
થાકયા હોશો મિત્ર તમને, થયો મારગમા શ્રમ. ૬૧

કાંઇ તમને સાભરે, કે નહીં પૂર્વની વાત;
સાંદીપનને ઘેર આપણુ, ભણુતા બેહુએ સાથ. ૬૨

ભણીગણી પછી તમારો, કેમ થયો નિર્વાહ;
પરણ્યા છો કે નહી દીસે, ચેહેન પરણ્યાના આંહ. ૬૩

વસ્ત્ર ભૂષણુ નહીં એ કેમ, ચાલે ગૃહસ્થાશ્રમ,
બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમ જ, પછે વાનપ્રસ્થ, ૬૪

એ પછી સંન્યાસ કહિયે, તરવા મારગ ધર્મ;
મિત્ર માહરા કષ્ટ પામ્યા, દુખે ગયા છે દીન. ૬૫

ગોવિંદે માડી ગોઠડી, મિત્ર સામળો મહારી વાત.
ચિંતા શી પડી આવડી જે દુર્બળ દીસે કાય, ૬૬

સંતાનસુખ નહીં ઘરમાં, શું ભાભીયે આણ્યા લાજ,
કે જ્ઞાને કરી ત્યાગી થયા, સંસારપર નહી ભાવ. ૬૭

તપે કરી ઈંદ્રી વશ કરયાં, દેહદમન મન વૈરાગ,
એટલાં દુખમા કયું દુઃખ તે, કહો મુજને, અનુરાગ. ૬૮

રૂખી કેહે તમ વિજોગે કરી, પામ્યા છો અમે દુ ખ;
અંતરજામી મળ્યા છે, તો હવે થશે સુખ. ૬૯

સામળિયા આજ મળ્યા તમને, સાભરે છે કે શુન્ય,
ગોરને ઘેર એક સ્વરે કરી, ભણુતા વેદની ધુન્ય ૭૦

શ્રીને સોપી ગયા ગુરૂજી, કરવા જગતના કામ,
ગુરૂપત્નીએ વિચારયું, આજ ઇંધણુ નહીં ઘરમાહે. ૭૧

આપણે આવી એ કહ્યું, છેઃ બદયું છે શિ'ન
કષ્ટ કકડો મળે નહીં, હુ રસોઇ કરૂં શી રીન. ૭૨

સાભળી તતક્ષણુ ચાલ્યા, કુવાડા લેઇ સ્કંધ;
અમે તમે બળભદ્ર સાથે, ગયા વનમાં સંઘ. ૭૩

ખોડ ફાડી ભારા ત્રણે બાંધ્યા છે તતક્ષણુ;
સાંભરે કે નહીં તમને. જુઓ વિચારી મન; ૭૪

તે સમે વાયું આંધી આવી, વરસ્યા બહુ વરસાદ;
રવિ અસ્તાંગત દિશા ધુંધ થઇ, સુઝે નહિ કાંઇ માટ. ૭૫

નદી નાળાં પૂર ટાહાડે, મુઠ્ઠએ વંન માહે,
અકેકના કર ગ્રહી ચલ્યા, વિપત પરે બહુ તાહે ૭૬

રખે કો ભુલા પડે થઇ, અંધારી ઘણી રાત,
વસ્ત્ર ભીંગ્યાં વળી ઉપર, વરસે છે વરસાત. ૭૭

એ રીતે આપણ રાત સઘળી, ફરયા કો મુનિનંદન,
સુદામા કેહે સાભરે મુને, રહ્યા રાત્રે વંન. ૭૮

શ્રીકૃષ્ણ કેહે વળી સાંભરે, મિત્ર કહું તમને વાત,
પ્રાત થયો પછી ભારા ત્રણે, ચાલ્યા લઇને વાટ. ૭૯

ગુરૂએ આવી કહ્યુ સ્ત્રીને, ક્યાંહા ગયા એ બાળ,
ગોરાણી કેહે મોકલ્યા મેં, સેવા સરપણ કાજ ૮૦

રીસ કીધી અતિઘણી, તે એ શું કીધુ કર્મ;
રામકૃષ્ણ એક ભણવા આવ્યા, એ કહિયે પરિબ્રહ્મ ૮૧

સકુમાર બાળક મોકલ્યા, કેમ કરી રાખું ધીરજ,
હજી લગી આવ્યા નહીં, વરસે મેહે ચમકે વીજ ૮૨

રાત્ર થઇ નદીપૂર આવ્યા, શુ કરે તે બાળ,
સ્ત્રીને એ રીતે કહ્યુ ગુરૂએ, ચંતામા ગઇ રાત. ૮૩

બાળક વનમા રહ્યા ભૂખ્યા, શુ કરૂં હવે જોયે,
પ્રાત થયો આવ્યા ખોળતા, આપણને દેખી મન મોહે ૮૪

ધાઇ[1] આવીને ભારા નંખાવ્યા, લીધા હૃદયા સાથ,
એમ કરતા તમને કષ્ટ પડ્યું, કહી મુક્યા મસ્તક હાથ. ૮૫

પ્રસંન થયા છે આપણને ઘેર તેડી ગયા [2]ઉલ્લાસ
તમારી વિદ્યા તમને ફળજો, દીધો આશીરવાદ ૮૬

ગૌ દોહોતા કર વધારી, દોહોણી આપી કરુ દાન,
ગોરાણીએ પુત માગ્યો, મુવો તે આપ્યા જાણ ૮૭

વીદા થઇને ઘેર આવ્યા, એ સાભરે મિત્ર વાત,
તે દહાડાના આજ ફરીને મળ્યા દો રળિયાત ૮૮

સાભળી રૂખ્મીણી વદ્યા, પ્રભુને સામરે મહારાજ,
આજ જન્મ માહારો થયો સફળ, દરશણથી સરયા કાજ. ૮૯

---

૧ 'દયા' ગુ૦ પ્રત. ૨ 'આહ્લાદ' બા૦ પ્રત.

પત્ર અથવા પુષ્પ કે ફળ, કરે મુજ અરપણ;
તેણે કરી હું સંતોષ થાઉં, ધરો નહીં રીસ મંન. ૬

ભાભીએ ભેટ મોકલી તે, આપો અમને વસ્ત;
લાવ્યા છો શી ગાંઠડી, કાંઇ દીસે એહમાં તત્વ ૭

ઋષિજી મન વિચારે, તુચ્છ ભેટ મુકું શુંય,
શ્રીકૃષ્ણનો વૈભવ જૂઓ, રંક દુર્બળ બ્રાહ્મણ હુંય ૮

કંચન મણિમય કહિયે રચના, સપ્તભોમી આવાસ,
મુક્તાફળના તોરણ દ્વારે, તેજપુંજ પ્રકાશ. ૯

અષ્ટસિદ્ધિ નવનિધિ ઘરમા, ભરયા કોષ ભંડાર,
શું જોઇને એ તાદુળ આપુ, કરે મન વિચાર. ૧૦

શ્રીકૃષ્ણ મન વિચાર્યું, એહને આપતા આવે લાજ,
હસતાં હસતા તાણી લીધી, ગાંઠડી જદુરાજ. ૧૨

દેખીને ઘણું પસન્ન થયા છે, છોડે છે પોતે ગાંઠ,
સુદામાનું દારિદ્ર ખોવા, પ્રીત ઘણી એ માટ. ૧૨

જેમ છોડે તેમ વાલના બંધન, છુટતાં જાય તાંહે,
છોડતા તાદુલ દીઠા, હરખ્યા ઘણું મનમાંહે. ૧૩

ઋષીને ભગવાન કહે છે, તમે કેમ જાણી મનની વાત,
ભગવાનને એ વહાલાં છે, માટે લાવ્યા છે એ ભાવ. ૧૪

સ્ત્રી સર્વે આશ્ચર્ય પામી, આ શુ માંહે એમ કેહે નારી રે,
આવડું એણે બંધન કીધુ કરસું જતન બહુ ભારી રે. ૧૫

માહોમાહે કહે છે નારી, એહમાં શું છે વસ્ત,
જે દેખી રળિયાત જ થાય છે હરિ ઓટે છે હસ્ત ૧૬

એક મુષ્ટિ લેઇ આરોગ્યા બીજી ભરી, લક્ષ્મીએ ઝાલ્યો હાથ,
શાક તુચ્છ આપ્યું હવે શું, આપશો મુજને નાથ. ૧૭

પછે તમને ગમે તે ખરૂં, સમજી દેવ મોરાર,
ભાભી સીને વહેંચી આપ્યા, પ્રેમે તાદુળ સાર. ૧૮

એક તાદુળ ભાવનો તે, કહિયે લક્ષ સમાન
રૂખમણીને કેહે શ્રીહરિ, તે જાણજો મનમાંહ. ૧૯

એ સરખું મેં આપ્યું નહીં, એમ વદ્યા જુગદાધાર
આપ્યું તે રૂખમણી જાણે, બીજી ન જાણે નાર. ૨૦

---

૧. આ શું પેર પોરની રત્ન. ૨. 'કરયું' બહુ તે જતન શુ૦ પ્રતો.

શ્રીકૃષ્ણ કહે મહારા મિત્ર ભૂખ્યા, કરો સામગ્રી તૈયાર;
મારગમા ઘણો શ્રમ થયો, સાંભળી શ્રીયે વાત. ૨૧
ચોકો પાણી અંન સામગ્રી, કરયું છે સર્વ વર્દ;
રૂખમણી કહે ઉઠાડો, હવે રૂખીને સ ાત ૨૨
પ્રેમવાત હરિ તાહાથી, હઠયા રે ભગવાન,
સુદામાને તેલ મર્દન, ઉષ્ણોદક શુભ સ્નાન ૨૩
મિષ્ટાન્ન ભોજન શીતળ જળ, મુખવાસ બીડી બરાસ,
રત્નજડીત સેજ્યા ઉપર, સુવાડયા રૂખીરાજ ૨૪
શ્રીકૃષ્ણ રૂખીના પ ા ચાંપે, લક્ષ્મી ઢોળે વાય
નિદ્રાવશ તવ થયા રૂખીજી, સુતા પછી જદુરાય. ૨૫
પ્રાત થયો વિદા મા ી ચાલ્યા, સુદામા સાવધાન,
વળાવાને ગયા સ ગે, પોતે શ્રીભગવાન. ૨૬
સુદામાને ભેટયા શ્રીહરિ, ફરીને મળશુ કયારે,
ઠાલે હાથે વળાવી પ્રભુ આવ્યા મ દિરમાહે. ૨૭
સતભામા કહે જાંબુવતીને, કૃપણ થયા જુઓ હેત,
બ્રાહ્મણ દુર્બળ ગયો તેહને, આપી નહીં કોડી એક. ૨૮
રૂખમણી કહે સમજો શું તમે, પ્રભુની વાત છે ગુઢ,
આપ્યું પણ મુખે નવ કહ્યું, જુઓ એવા ગરૂડારૂઢ ૨૯
મારગમા રૂખી જાય ચાલ્યા, કરતા મ ન વિચાર,
ભલું થયું આપ્યુ નહી મુજને દ્રવ્ય દેવ મોરાર. ૩૦
મિત્રે જાણ્યું દ્રવ્ય આપુ તો, માયામા થાય મગ્ન;
તે માટે હેત કરયુ મુજપર, રાખ્યો માહારો ધર્મ. ૩૧
પાપને મૂળે અવતરે,એ મૃત્યુ લોક અવતાર,
હું રંક કૃપણ પતિતને કોણ, આવડુ કરનાર. ૩૨
તેલ સુગ ધી મદનકીધા, ઉષ્ણોદક એહનો ભાવ,
થાકા છો મિત્ર નાહાઓ ઘણે જળે ઉતરે પગ થાક. ૩૩
ભોજન કરાવી સેજ્યા ઉપર, સુવાડયા, ગયો શ્રમ
ઉશીસા મખમલ તળાઇ, સમેદફેણ જેહવી નરમ. ૩૪
થાકા છો મિત્ર એમ કહીને, ચાંપ્યા મહારા પાય,
રૂખમણી ઉભા સેવા કાજે, ઢોળે વીઝણવાય. ૩૫
એટલું સુખ કાહાથી મુજને હુ રકને જુઓ પ્રેમ,
હું પામર તે ઇશ્વર કહિયે, વિચારે ઋષિ એમ. ૩૬

અહું ઘયું કાંઇ ન આપ્યું મુજને, કરયુ રૂડું કામ
સુખે હરિ સ્મરણ નહીં, દુખે સમરીએ રામ ૩૭

વળી રૂપી મંન વિચારે, કાંઇ આપ્યુ નહી મહારાજ;
બાળક કહેશે પિતાજી, શું લાવ્યા છો અમકાજ. ૩૮

વળી કહે ધન મદે કરીને, પડતા કુંભીપાક;
સમજી કરયું મુજ સુખાયે, મુને કરયો એ ઉપકાર. ૩૯

ભક્તિ મોટી સર્વથી, જેણે વશ થાયે ભગવાન,
એમ વિચાર કરતા આવી પોહોતા, દીઠું ઋષિયે ગામ. ૪૦

વાટિકા વૃક્ષ પરમ સુંદર, ભર્યાં સરોવર અથાગ,
કમળ પુષ્પ સુગંધ બહેકે, દેખી વિસ્મે થાય. ૪૧

જોતા જોતા ચાલ્યા નગરમાંહ, આવ્યા મંદિર સમીપ,
સપ્તભોમી આવાસ મણીમય, દીઠા છે એ રીત. ૪૨

સાવકંચન રત્ન હીરા, જડીત થંભ અમુલ,
વિશ્વકર્માએ રચી રચના, થાય નહીં અમૂલ. ૪૩

છજાં અરાળી ગોખજાળી, બેસવાના ઠામ;
મુક્તા ફળના તોરણ ળળકે, શું વખાણું ધામ. ૪૪

સોવણ પુતળી રત્ન ઘરમા દીસે જોત પ્રકાશ;
ગલેચા જાજમ તકીયા, ઝુડા છે અવીનાશ. ૪૫

હેમકળશ એ ધજા ઉપર, દેવવિમાનની ભાત,
સહસ સહસ દાસ ભૂષણ, પહેરયા મણીમય જડિત. ૪૬

રત્નજડીત સેજ ઉપર, ચંદ્રવે મોતી ઝુલ,
ઇંદ્રના જેહેવી કહિયે વીણુવી, શોભા મંદિર રમ્ય. ૪૭

મદગળીત ગજ હેમ સાજે, ઝુલે છે તે ઠામ,
નાચકજન જસચંદ બોલે, અપછરા નૃત ગાન. ૪૮

દોહોરી નોબત વાજે દ્વારે, થઇ રહો નાદારંભ,
એશું વિશ્વકર્માએ કરયું, ક્ષણમા વિચારે મુની પંગ. ૪૯

મનુષ્ય પામર શું કરે, એ કહિયે રચના દેવ;
અહરં પહરં જુએ ઋષિજી, પણ જડે નહીં ઘર ભેવ. ૫૦

ઠામ ભૂલ્યો પણ આમ નીરખે, દીસે કો ધનવંત;
એહ ભાવનમાં જે રહે જેણે સેવ્યા ચરણ ભગવંત.

હસ્તિ ટોળે આગળે, વળી હય કરે હીંસાર,
અયુત સેવક ઉભા દ્વારે, વળી એ પ્રતિહાર.

તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાય ગાંધર્વ ગાન;
સુદામાજીએ વિચાર્યું કો, છત્રપતિનું ધામ. ૫૩
મઢી માહારી કાંહાં ગઇ, ને કાહા ગયાં ઓ બાળ;
એ શું મુજને ભ્રાંત થઇ, છે દિશા ભુલ જંજાળ. ૫૪
સળ્યા સરખાં છોકરાં, દીસે હુંટી સરખી નાર,
ત્રુટી સરખી ઝુંપડી, તે દિસે નહીં નિરધાર ૫૫
વળી મનના વિચાર્યું એ કહિયે માહારો કામ;
એટલી વારમાં કોણુ કરે, અક્રામ કરતા શ્યામ. ૫૬
ક્ષણુમાત્રમા જુએ સોવણ કારહા, રચી છે અતિસાર.
ક્ષણુમા સૃષ્ટિ સંહાર કરે તો, એને કરતા શી વાર ૫૭
જુઓ સખાએ મુજને કહ્યું નહીં, છેહના છેહ સુધી એહ,
સાવ કંચન રત્ન મણીમય, આપ્યા મંદીર એહ. ૫૮
આગળથી એ રચ્યાં મંદીર, જાણે લક્ષ્મી વાત,
બીજું કો જાણે નહીં, એહેવા મિત્ર માહારા ભ્રાત. ૫૯
એકેક કણુ તે ઇન્દ્રાસનપે, અધિક માન્યો શ્યામ.
તુચ્છ ભેટ તે ઘણી કરીને, માની લે ભગવાન. ૬૦
ગદ ગદ કંઠે થયો સુદામો, નેત્ર વહે જળધાર,
કોટી કોટી પ્રણામ પ્રભુને, કરું છો નમસ્કાર. ૬૧
હવે પતિવ્રતા ઘેર વાટ જુએ છે, સ્વામીની શી રીત;
સોળે સણુગાર સહસ ભૂષણ, પહેર્યાં કંચન ચીર. ૬૨
નેપુર રણુઝણુ વિછુઆ, વાજે મણિમય જડાવ;
ગજુબંધ બાજુબંધ બેરખા, કર કંકણુ મુક્તાહાર, ૬૩
રત્ન મણીમય ઝાલ અમુકે, શોભે છે મુખચંદ;
નવ જોબન રૂપ વિશાળ સતિનું, એ કૃપા શ્રી ગોવિંદ. ૬૪
રત્ન આસને બેસી ઝરૂખે, જૂએ સ્વામીની વાટ,
કોઇ એક દાસી સેવામા તે, કરે છે કામકાજ. ૬૫
કો પાનબીડી જળની ઝારી, કો પુષ્પના લેઇ હાર,
અગર ધુપ સુગંધ બેહેકે, શોભા કહી નવ જાય. ૬૬
સેવકને એમ કહે મુખથી સુદામાની નાર,
માહારા સ્વામીને પ્રતાપે કરી, એ મળી રિદ્ધ અપાર. ૬૭
ભગવાન તેહેને પ્રસંન થયા, આવતા હોશે વાટ;
એમ કહીને જુએ છે એહેવે, નયણે નીરખ્યા નાથ. ૬૮

સહસ્ર દાસી સંગ પોતે લક્ષ્મી સરખું રૂપ, ૬૯
પૂજાની સામગ્રી લેઇને, આવ્યા છે સન્મુખ.

ઋષિ મન આશ્ચર્જ હવા, કો આવે છે સ્ત્રી આહે; ૭૦
ઇંદ્રાણી કે લક્ષ્મી પોતે, વિચારે મનમાંહે.

એટલે સહસ્ર દાસી સાથે, વીંટી લીધા વહા, ૭૧
સુદામાને કહે નારી, દરિદ્ર ગયા તમારે પુન્ય

પૂજા કરીને ચરણે લાગ્યા, સ્વામીનો ગ્રહ્યો હાથ, ૭૨
હરિ કૃપાએ થયા મંદિર, જાણજો સ્વામીનાથ

એમ કહીને લ્યા તેડી, મંદિરમાં તતકાર ૭૩
શ્રીકૃષ્ણ સરખું રૂપ રૂપીનું, થયું તેજ અપાર.

વસ્ત્રભૂષણ વિવિધ પેરના સાન મણિમય જડાવ, ૭૪
બાજક દીઠા રૂપ સુંદર, વર્યો જેજેકાર

સિંહાસણ પર બેસાડિયા ઋષિજી ચમર ઢળે ચોપાસ; ૭૫
કઇએક સેવા ઉભા આગળ જાણીયે કૈલાસ

સ્ફટીક મણિમય કહીએ મંદિર, સોવનનાં સહુ પાત્ર; ૭૬
ઋષિનો વૈભવ જોતા, કુબેર તે કોણ માત્ર.

તાલ ઝાંઝ મૃદંગ વાગે, આનંદ ઓચ્છવ થાયે, ૭૭
યાચકને ઋષિદાન આપે, દરિદ્ર તેહનાં જાયે.

ઋષિ મનમાં વિચારે, રખે માયામાં થાઉં મગ્ન, ૭૮
સદૈવ મારી મનશા રહેજો, શ્રીકૃષ્ણને ચર્ણે,

પ્રભુએ આપ્યું તો ભોગવવું, પણ ચિત્ત રહે ઉદાસ, ૭૯
જન્મ જન્મ શ્રીકૃષ્ણની, ભક્તિ હોય અવિનાશ.

એમ આકું વાનું તજતા જાયે, વિષયપર નહીં મંન ૮૦
શ્રવણ કીર્તન ધ્યાન હરિનું, નીગમે એમ દીન.

અંતરજામીએ જાણ્યું એહેવું, મન રહે ઉદાસ, ૮૧
હરિભક્તિયે અંત પદવી, પામે વૈકુંઠ વાસ

સુદામાનું ચરિત્ર ગાયે, સાંભળે નર ને નાર ૮૨
દરિદ્ર તેહેને પીડે નહીં, તે પામે ઉત્તમ ઠાર

( વલણ. )

પામે ઉત્તમ ઠામ એ, શુક કહે સાંભળ રાયરે,
મનાદાસના સુત સુત કહે સુંદર, એક્યાસીમો અધ્યાયરે. ૮૩

( દશમ સ્કંધનાં કડવાં ૧૯૩, ૧૯૪ ).

પરિશિષ્ટ ૭.

# મોતીરામ કૃત સુદામાપુરી.

રાગ-ધીરાના પદનો.

પદ ૧.

સુદામાની ઉપરરે, કેવી હરિએ કીરપા કરી;
મિત્ર સાચો જાણીરે, દયા દિલ માંહે ધરી. ટેક૦ ૧

ચાર પાંચ બાલક સુદામા કેરા, અન વિના તલખાય;
ભુખે મરે ને થીસો રે પાડે, એ દુઃખ કેમ સે'વાય,
નારી કહે કર જોડીરે, સ્વામી તે તો વાત ખરી. સુદામા૦ ૨

નગરમાં અન મળતું નથી ને, બાલક કરે છે પોકાર;
મારા હૈયામાં દુઃખ છે મોટું, તમે ભુખ્યા [છો] સરદાર,
નથી ઘરમાં ખાવારે, મારી વાત માનો ખરી. સુદામા૦ ૩

વલખાં મારે છે બાલક મારાં, જલવિનારે જેમ મીન;
ભક્ષ ભોજનને વસ્ત્રરે વિના, શી રીતે જારો દીન,
વિચારો સ્વામી મારારે, શું રે કહુ ફરી ફરી. સુદામા૦ ૪

કૃશ્ન સરિખા મિત્ર તમારે, ચૌદ તે લોકના રાય;
પ્રભુ પાસે જઇ મળો તો સ્વામી, કારજ આપણું થાય,
મોતીરામના સ્વામી રે, દુઃખ સહુ લેશે હરી. સુદામા૦ ૫

પદ ૨.

સુદામાજી બોલ્યારે, સાંભળ સુંદરી મારી;
ઘેલી કાંઇ કીધીરે, અક્કલ કયાં ગઇ તારી. ટેક૦ ૧

મિત્રની પાસે જાચવા જતાં, લજ્જત જાય ને ઘટે માન;
ઘણા દહાડાનો વિજોગ પડયો છે, ઓળખે કેમ ભગવાન,
સુદામાજી બોલ્યારે, જોની હું વિચાર કરી. સુદામા૦ ૨

અકર્મી આપણ સરજયા નિર્ભાગી નરને નાર,
સંતસાધુની સેવા ના કીધી, [નથી] કરાવ્યો કોઇને દ્વાર,
પુન્યદાન વિનારે, કયાંથી હોય સુખકારી. સુદામા૦ ૩

સુખની જોડે દુઃખ અડયું છે, દુઃખની જોડે સુખ,
અંતરમાં વિશ્વાસ રાખીને, બેસો તો ભાગશે ભુખ;
કોઇ દિન કરૂણા કરશેરે, ગોકુળ વાળો ગીરધારી. સુદામા૦ ૪

તમે કહી તે વાત ખરી છે, સ્વામી માનું નિર્ધાર,
એકલી હોઉ તો ધીરજ ધારૂ, [પણ] છોરૂ કરે પોકાર,
મોતીના સ્વામીનેરે, વિનતી જઇને કેજો મારી સુદામા૦ ૫

પદ ૩.

ઘરનું દુખ જાણીરે, સુદામો મન સમજી ગયા,
દ્વારિકા ભણી જવારે, પોતે તતપર થયા. ટેક. ૧

સાંભળ નારી વાત કહુ છું, [હું] જાઉંછું કૃશ્નની પાસ,
હાલે હાલે મને જોઇને સર્વે કરે ઉપહાસ,
નથી ભેટ કરવારે, તેને માટે અટકી ગયા. ઘરનું૦ ૨

એવું સાભળી વે'લી વે'લી, આવી પાડોસીને ધામ,
સ્નેહ જાણીને સ્વામી મારા, જાય દ્વારીકા ગામ;
ભેટ કરવા [કઇ] આપોરે, દુર્બલપર કરી દયા . ઘરનું ૩

પાડોશણને કયા આવી ત્યારે, કાંગ આપ્યા શેર ચાર,
ખાડી ખુદીને તાદુલ કાઢયા, તરત કર્યા તૈયાર,
દશ વીસ ચીથરા બાધીરે, આપીને પછે બોલ કહ્યા ઘરનું ૪

કરજોડીને નારી કહેછે, સામળીયો કરશે સુખ,
સ્વામીજી મારા એવું લાવજો, પૂર્વની ભાગે ભુખ,
મોતીરામના સ્વામીરે, ઘટઘટમા વ્યાપી રહ્યા, ઘરનું ૫

પદ ૪.

સુદામાજી ચાલ્યારે, પંથ દ્વારીકા તણી;
હૈયે હોંસ મોટીરે, પ્રભુજીને મળવા તણી ટેક૦ ૧

જલ કમંડલ કરમા ઝાલ્યુ, ભસ્મ લગાવી શરીર,
તાંદલ પોટલી બીજે હાથે, ધરીને ચાલ્યા ધીર,
ત્રેણિકા કર ઝાલીરે, રેપુ તો પગે છેડે ઘણી. સુદામાજી૦ ૨

થોડે દહાડે દ્વારિકા પોચ્યા ગોમતીમા કર્યું અસ્નાન,
દ્વારીકાની શોભાને જોતા, ઇંદ્રપુરી મુકે માન,
જડાવ મોતી હેરીરે, ગણે હીરા રત્નમણી સુદામાજી૦ ૩

સુદામાનું રૂપ દેખીને, આંચક પુંઠે પળાય,
નારીઓ જોઇ જોઇ હાસ્ય કરે છે, રૂડા દીસે છે રાય;
ધન ધન નારી તેનીરે, સેવા કરે સ્વામી તણી. સુદામાજી ૪

કૃષ્ણજીનુ ધામ પુછતા પુછતા, આવી ઉભા રૂષીરાય,
મોલ મેડીને શોભા દેખી, હરખ્યા ઘણુ મનમાય,
મોતીરામના સ્વામીરે, ધન કિરતાર ધણી. સુદામાજી૦ ૫

પદ ૫.

દરવાને અટકાવ્યારે, રૂપી આવી ઉભા જહી;
ક્યાં પધારો જોગીરે, આજ્ઞાવિણુ જવાય નહી. ટેક૦ ૧

દાસી જોડે સમાચાર કહાવ્યો, રૂષી[જી]એ તેણીવાર,
પ્રભુજી પાસે જઇ કરીને, મારો કે'જો નમસ્કાર,
સુદામોજી આવ્યારે, પ્રભુ તમને મળવા સહી દરવાને૦ ૨

સુખ સજ્જાએ હરી પોઢયા છે, પટરાણી પાસે આઠ,
સામલીયાને રીઝાવા સારૂ, રૂડા કરે છે ઠાઠ,
સેવા કરવા કારણ રે, સર્વે પાસે આવી રહી. દરવાને૦ ૩

એક તો બીડીયો વાળી આપે, બીજી તલાસે પાય,
ત્રીજી (તે) બેઠી ચમર કરે છે, ચોથી ઢોળે (છે) વાય;
પાચમી પાણી પાવારે, છઠ્ઠી ખાપ ઝાલી રહી. દરવાને૦ ૪

ફુલ ને ગજરા સાતમી આપે, આઠમી ધરાવે હાર,
ગાયન તાન થઇ રહ્યું ૮, દાસી આવી તેણીવાર
મોતીના સ્વામીનેરે, સુદામાની વાત કહી. દરવાને૦ ૪

પદ ૬.

કોઇ રૂપી આવ્યારે, પ્રભુ તમને મળવાને,
ઓળખ્યામાં નથીરે, લોક મળ્યા જોવાને. ટેક. ૧

જટામા ભસ્મને કરમા કમંડલ, પુછયું નથી મેં તો ગામ,
વિનય કરીને તમને કાવ્યુ છે, [મારૂં] વિપ્ર સુદામો નામ,
દર્શન કરવા આવ્યોરે, ત્રિવિધ તાપ ટળવાને. કોઇ૦ ૨

સુદામાનુ નામ(જ) સાભળી, ઝબકી ઉઠયા જદુરાય,
લાંબે પગલે ચાલવા લાગ્યા, પીતાબર ભોય રોળાય,
પગમા મોડે ચાખીરે, તપી ઓના પડવાને. કોઇ૦ ૩

ઓઢણ અકુર ઉંચુ ભાલે, પીતાંબર બેઉ હાથ,
સુદામાને દેખ્યા જેવારે ભેટ્યા ભરીને બાથ,
નેત્રે આંસુ આવ્યારે, નથી રે'તા સમજાવ્યા  કોડ૦ ૪

બેલડીએ વળગાડી ચાલ્યા, જ્યાં છે પોતાનો સાથ
સુખ સજ્જાએ શેન કરાવે, સોતી કેરો નાથ,
પંખો કરમાં ઝાલ્યોરે, વાવલીઆ ઢાળવાને  કોડ૦ ૫

પદ. ૭.

સુદામા પ્રત્યેરે, બોલ્યા સુંદિરશ્યામ ધણી,
દુબળા શાને પડીયારે, કહોને વાત દીલતણી.  ટેક૦ ૧

કોઇ દુસ્મન સાથે દાવો કરે છે, [શું] દેવાતણો પરિતાપ,
ભક્ષ ભોજન કે વસ્ત્ર નથી શું, આવડો શો સંતાપ,
કાયા શું નાઇ રોગ જ રે, કે ભાળી મારી વહુકણી.  સુદામા૦ ૨

એવું સાંભળી સુદામાજી બોલ્યા, શું રે પુછો જદુરાય,
અંતરગતના જાણુ તમે છો, સર્વે જાણો મનમાંય,
સુદામો વિચારીરે, છુપાવે પોટળી તાંદુલતણી.  સુદામા૦ ૩

હરી ખુશીને સામલીઆએ, તાણી લીધા [છે] તાંદુલ.
મિત્ર કેરી ભેટ જોવાને, છોડી નાખ્યારે પટકુલ,
સ્વાદ ભૂકયો સાચોરે, નારી સહુ હરખે ઘણી.  સુદામા૦ ૪

એક મુઠીએ ઝુંપડી ઉડાડી, કીધા કનકના ધામ,
બીજી મુઠીએ રીધસીધ આપી, કહે છે મોતીરામ,
પોતાના ઘર જેવીર, રચના તો સરવે બની  સુદામા૦ ૫

પદ ૮.

સુદામાના તાંદુલરે, આરોગે પ્રભુ હરખ ધરી,
દુખ સર્વ નાઠારે, જ્યારે હરીએ કીરપા કરી  ટેક. ૧

ત્રીજી મુઠી ભરી વ્હાલો મારો, આણી અંતરમાં વ્હાલ,
નારીને બાળક પોતાના જેવા, થઇ ગયા તત્કાલ,
ચોથી ભરી જ્યારેરે, વૈકુંઠ તે પુરી કરી.  સુદામાના૦ ૨

વળી મુઠી ભરે વ્હાલો મારો, આપવા નારીનો સાથ,
રૂક્ષમણીજીએ સમજી ઉઠી, ઝડપે ઝાલ્યો હાથ,
શું આપો છો અમનેરે, નથી જોતા વિચાર હરી.  સુદામાના૦ ૩

ચાર પાંચ દાંડા પરોણા રાખી, રૂપીજી દીધા રે વિદાય,
સુદામાજી મનમાં વિચારે, એનાથી શું ય અપાય,
કરપીને ધન વ્હાલુરે, ના રાખી રીત સ્નેહતણી. સુદામાના૦ ૪

ધુતી ધુતીને એકઠું કીધું, ધન તે દ્વારિકા માંય,
દુર્બળ જાણી કાએ ન આપ્યું, [એની] ગોવાળબુદ્ધિ કે'વાય,
મોતીરામના સ્વામી, જીત્યો સહુ પ્રપંચ કરી. સુદામાના૦ ૫

પદ ૯.

મનસુખો કરતારે, આવી પહોચ્યુ ગામ સહી,
ઠેકાણે આવ્યા જ્યારેરે, ઝુંપડી તો દીઠી નહિ. ટેક. ૧

ક્યાં ગયાં મારાં બાલક સર્વે, ક્યાં ગઇ મારી નાર,
ક્યાં ગઇ મારી જુની ઝુપડી દીસે છે આ દરબાર;
આગળ પાછળ ફરતા રે, કાંઇ વાત સુઝે નહિ. મનસુખો૦ ૨

સુદામાની સ્ત્રીએ જ્યારે દીઠા નિજ ભરથાર,
વ્હેલી વ્હેલી સામીરે આવી, તેડી ગઇ મોલ મોઝાર;
મંદીર પેઠા જયારેરે, દેહ તો દેવતાની થઇ. મનસુખો૦ ૩

ખબર અંતર સર્વે પુછી, અચરત પામી મનમાંય,
ધન સામલિયા કોતક તારા, ગુણ તે વિસાર્યો કેમ જાય,
સુદામાજી સમજ્યારે, હરિની તોલે કોઇ નહિ. મનસુખો૦ ૪

એવાં કારણ સૌનાં કીધાં, આણી અંતરમાં વ્હાલ,
કર જોડીને મોતી કહે છે, દાસ તણા પ્રતિપાલ;
સુદ્ધ લેજે મારીરે, બેઠો તારી માલા ગ્રહી. મનસુખો૦ ૫

પરિશિષ્ટ ૮.

# ભીમકવિ કૃત સુદામા-કથા.

( રચ્યા સાલ સં. ૧૫૪૧: લખ્યા સાલ સં. ૧૬૪૬ )

## પૂર્વ છાયુ.

સુદામા- હવિઇ ચરિત્ર ગોવિંદનાં । મધુરાં કીધાં યહ ॥
પૂર્વકથા. અધ્યા સાત તણી કથા । કેચિત્ બોલિશ તેહ ॥ ૧ ॥

## ચુપૈ.

બાંધ બેહૂ કેશવરામ । પુરી અવંતી ઉત્તમ ઠામ ॥
સાંદીપન બ્રાહ્મણનૂ નામ । તહનઇ વેગિઇ કર્યું પ્રણામ ॥ ૨ ॥
વિદ્યાર્થી કૃષ્ણ નઇ રામ । ત્રીજું મિત્ર સદામા નામ ॥
રાત્રિ દિવસ એકમના ભણઇ । દેહ તણાં સુખ દુઃખ નવિ ગણઇ ॥૩॥
સંપઇ અક્ષર શીખઇ સાર । વિનિવંત ત્રહણ્યે શવિચાર ॥
ગુરની બહુ શશ્રૂખા કરઇ । નતિનતિ પ્રેમ ઘણેરુ ધરઇ ॥ ૪ ॥
ભણતાં લાગી ગુરુનઇં મઢી । ચોહદઇ વિદ્યા દિન ચુસઠિ ॥
કરતા પાઠ ન લાગિ ઘડી । જાણે કિરિ આગઇં આવડી ॥ ૫ ॥
ગુરુ દક્ષણા એ વર વર્યું । માગ્યું સુત ચે સાયર હર્યું ॥
વેગિઇ આણી આપ્યું તેહ । કરી પ્રણામ ચાલીઆ તેહ ॥ ૬ ॥

( દશા ત્રયોદશી–ટૂંક ૧ થી ૬ ).

## ચુપૈ.

સુદામા બ્રાહ્મણ એક સદામા નામ । પીડિત ક્ષુધા દરિદ્રી ક્ષામ ॥
ચરિત્ર. કણીષ માગઇ આપૂં ગામ । અન્ન માત્ર નવિ પામઇ આમ ॥ ૧ ॥
સદાચાર હરિભક્ત પવિત્ર । તેહનઇ રામકૃષ્ણ બેહૂ મિત્ર ॥
ભણઇ ભાર્યા સ્વામી સુણિ વાત । કાં સહૂ પીડા દિન રાતિ ॥ ૨ ॥
યેહનઇ સખા કૃષ્ણ શ્રીકાંત । દાતા અંતરયામી શાંત ॥
તો કાં દુઃખ મતઆચરઇ । ગંગા કાંઢિ તરસઇ મરિ ॥ ૩ ॥

વલી વલી નારિ કરઇ વીનતી । વેગિઇ જાઉ દ્વારામતી ॥
વિપ્ર ભણઇ મઝ ઠાલા હાથ । કિમ મિલીઇ સ્વામી જગન્નાથ ॥ ૪ ॥
દિહિના માગી આણ્યા ત્રેહ । તંદુલ ગાંઠી બાંધીઆ તેહ ॥
કેશવ કારણિ લેઇ સુખડી । ચાલ્યુ વિપ્ર ન લાગી ઘડી ॥ ૫ ॥
દીન કુચેલ દુ વર્જિત ભાગિ । વ્યાઘ્ર કાંટા બેહૂ પાગિ ॥
દ્વિજ મિલેશ મનિ લજ્જા ધરિ । વિમાસણ કરતુ સાંચરઇ ॥ ૬ ॥
વેગિઇ બ્રાહ્મણ પુહુતું બેટ । યથા મેરુનઇ સુતું ભેટ ॥
નગરી દ્વારામતી મઝારિ । મિલીઆ સ્વામી દેવ મુરારિ ॥ ૭ ॥
સિંઘાસન છાંડી શ્રીરંગ । પ્રેમ સહિત કીધૂં આલિંગ ॥
પાગ પખાલઇ ત્રિભોવન ધણી । ચરણોદક વંદિ રુકિમણી ॥ ૮ ॥
જોઉ કૃષ્ણ તણું મહિમાય । બ્રાહ્મણ કેરા ધોએ પાય ॥
જેહનિ ચરણ રેણુ ઉદ્ધરિ । બ્રહ્મા શંકર મસ્તકિ ધરઇ ॥ ૯ ॥
અર્ઘપાદ્ય કીધૂં ભગવાન । યથાયુક્તિઇ દેઇ સનમાન ॥
ષટરસ ભોજન રહિત કલંક । વાહા વિપ્ર પુહતા પર્યંક ॥ ૧૦ ॥
બ્રાહ્મણના હરિ ચાંપિ પાંય । રાણી રુકિમણી વીજઇ વાય ॥
માહોમાહિ કરઇ બેહુ વાત । જે ગુરુકુલ વસીયા દિનરાતિ ॥ ૧૧ ॥
માંગઇ કૃષ્ણ સુખડી સહી । તે લાજઇ આપઇ નહી ॥
પત્ર પુષ્પ ફલ અક્ષત વારિ । ભક્તિ લેશૂં ભણઇ મુરારિ ॥ ૧૨ ॥
સદામા આપી સુખડી । કૃષ્ણ અરોગ્યા દોઇ મૂઠડી ॥
ત્રીજી ચલિઇ ભરિઇ જગનાથ । કમલાદેવી સાહુ હાથ ॥ ૧૩ ॥
મોકલાવી દ્વિજ પાછુ વલ્યુ । હરષિત પંથ ભણી તે પલ્યુ ॥
તતક્ષણ તે પામ્યુ નવ નિધિ । ઇંદ્ર તણા ઘર કેરી રિદ્ધિ ॥ ૧૪ ॥

[ ઉપલાં પરિશિષ્ટો ઉપરાંત પુંજાસુત કૃત 'હરિરસ કથા' ની ચોપડી અમને હાથ લાગી છે. એની રચ્યાસાલ જાણવા સાધન નથી, કારણકે છેવટનાં થોડાંક પત્તાં ગયેલાં છે. લખ્યા સાલ સં. ૧૯૧૨, લખનાર અંબાલાલ સેવકલાલ માતરના મામલતદાર એમ લખ્યું છે. કાવ્યને બારખંડ કે 'વર્ગ'માં વહેંચેલું છે, દરેક વર્ગને છેડે—

શુકદેવ પરીક્ષીત સંવાદ, દશમસ્કધકથા આહલાસ;
પુંજાસુત શ્રી હરિ આધાર, એટલે કથા થઇ વિસ્તાર

અથવા પુંજાસુત જન શામલવર્ણું, એટલે કથા થઇ સંપુરણ.

એમ ઉલ્લેખ હોય છે. અગીઆરમા વર્ગની શરૂઆતમા

'નામ સુદામા વિપ્રનું, નગરી અવંતી વાસ,
તેહેને રૂપ આપી ઘણી, પુરી મનોરથ આસ.
તેહે વીરાતારી વર્ણવું, મત માનો નિરધાર'-

એમ પ્રસ્તાવના કરી, કડી ૮૪ થી ૧૭૨ સુધીમાં "નગ્ર અવંતી ઉત્તમ ગામ, વસે વીપ્ર સુદામો નામ" થી શરૂ કરી સુદામાનું આખ્યાન આપ્યું છે.

કાવ્યમા કોઇ કવિની છાયા જણાતી નથી. ભાષા પ્રાસાદિક છે. બીજી આવૃત્તિનો યોગ આવતાં એને પરિશિષ્ટમાં સ્થાન આપી શકાય એમ લાગે છે. કારણ કે કાવ્યવિસ્તાર રમ્ય છે. સુદામાને શ્રીકૃષ્ણ ગાય આપીને વિદાય કરે છે; ઘેર આવતા, ઝુંપડી ન દેખતા "કેડે સુદામો સાભળ ગાય, મંમ મંદિર સુ ખાસો માય, આપણ બેહુ આસરબા આપ, ગયા ઝુપડા હરિ પ્રતાપ." વિગેરે છેવટનો ભાગ બહુ સુંદર છે.

આ ઉપરાંત બીજા કેટલાએ કાવ્યો ખાજરે પડયાં હશે, તે તો એ પ્રકારામાં આવે ત્યારે જણાય. ]

---

# પૂર્તિ.

પૃ. ૩૨ કડવું–આ. कडवकम् ઉપરથી, સંસ્કૃત કાવ્યોમા સર્ગ કહે છે, ત્હેને પ્રાકૃત કવિઓ कडवकम् લખે છે. 'કડવુ' જેવો 'મીઠું' શબ્દ પણ એવા અર્થમા વપરાય છે કવિ-પિતાની પ્રશંસા કરતા, પ્રેમાનન્દે કડવા–મીઠામા કવિતા રચી, એમ વલ્લભ ગણાવે છે. દયારામભાઇના તેમજ વલ્લભના 'મીઠા' તો પ્રસિદ્ધ છે પૃ ૩૫ સ્કંધ–એટલે ડાળી, ડાળી જેમ વૃક્ષનો ભાગ છે, તેમ ભાગવતના પ્રકરણના સમૂહને સ્કંધ કહ્યા છે કારણ કે શુકદેવજી ભાગવતના પ્રારંભમા વૃક્ષનું રૂપક આપે છે–" निगमकल्पतरोर्गलितं फलं । शुकमुखादमृतद्रवसंयुतम् ॥ पिबत भागवतं रसमालयं । मुहुरहो रसिका भुवि भावुकाः ॥" મહાભારતના ભાગને 'પર્વ' કહ્યા છે, કારણ કે શેરડીની પેરઇઓ પેઠે એમા એકથી બીજામા ઓછો,–એમ રસ ઘટતો જાય છે પૃ. ૪૫ કશી–'તેહેને અધ્યયન ચિંતા કશી'–સંસ્કૃત किदृश ઉપરથી, જૂ ગૂ મા 'એ શ્રમ કિશું' એમ વપરાયલું છે. પૃ. ૪૭ થકા–(स्था થવું) થયેલા છતા, 'સ્થકા' રૂપ પણ જૂના લખાણોમા મળી આવે છે. ગૂજરાતી વિકારી પ્રત્યય 'થકો' અને અવિકારી 'થી'–બન્નેનુ એ મૂળ છે. પૃ ૫૮ વનકૂલ–સંસ્કૃત वल्कल ઉપરથી થયો લાગે છે. જૂ. ગૂમા 'વનકલ' છે, જૂઓ ભાલણ કાદમ્બરી 'વનકલી ઢાકયા કોટર ગૂહ્ય.' 'पटकूल'ની વ્યુત્પત્તિના તર્કબળથી કલ્પેલી શબ્દસિદ્ધિ આ ઉપરથી લૂલી પડી જાય છે. પૃ. ૭૩ થોક–ટીકામા स्तोक ઉપરથી એ શબ્દને વ્યુત્પન્ન કર્યો છે, એ કરતા स्तबक ઉપરથી એ શબ્દ બન્યો હોય એમ વધારે સંભવે છે, સરખાવો 'થોકડો', પૃ. ૭૫ પેં–આ પ્રત્યયમાં મુકાબલાનો અર્થ છે. સંસ્કૃત पार्श्वेन ઉપરથી પાસિં, પાહિં, પાઇ, પેં એ રીતે ઉત્ક્રાન્તિ થઇ હોય એમ લાગે છે. જૂ ગૂ મા ભીમકૃત પ્રબોધપ્રકાશમા 'माता पाहिं तूं अधिक' અને કાન્હડદે પ્રબન્ધમા ૧–૧૮૨ મા 'पक पक पाहि सपराणा ।' મા 'પાહિં' અને 'પાહિ' પેના અર્થમા છે, આ નામયોગીને ભાલણ, કાદમ્બરી ઉત્તરાર્ધમા મારફતીના અર્થમા વાપરે છે–'પ્રધાન પાઇ શોખ મગાવી', 'પાસિ' નામયોગી સાંનિધ્યના અર્થમા જળવાઇ રહ્યો છે–જૂઓ ભાલણ કાદમ્બરી પૂર્વાર્ધ પૃ. ૨૫૧. પૃ ૭૮ આધું–'આઘો ઘૂઘટ તાણી'–સં. अग्र–આગળ ઉપરથી. પૃ. ૮૧ અરિષ્ટ–'માથે તપ્યો અરિષ્ટ' ને બદલે બીજો પાઠ 'માથે તાવડ રિષ્ટ' છે ત્યા 'તાવડ'નો અર્થ 'તાપ' લેવો. તે માટે સરખાવો દયારામ. પદ ૬૮–૨ 'અંગે અતિ દુર્બળ દીસો છો,

ક્રીડાં તાવડ ખમતાં '. પૃ. ૮૭ છોડવું. ' જેમ જેમ ચીંથરાં છોડર્યાં નાથે ' સંસ્કૃત च्यु ઉપરથી; તેમજ ' છબીલાજી છૂટી ચાલે રે.' માં 'છૂટી' શબ્દ પણ च्यु ઉપરથી જ થયો છે. પૃ. ૯૦ સાહામું-' સાહામું જોઈ હસ્યાં દંપતી ' सं संमुख-प्रा संमुह-પૃ. ૧૦૦ પોળ-સં. प्रतोली, જૂ. ગૂ. માં 'પોલિ' વપરાયો છે. દરવાજો અથવા મુખ્ય દરવાજાના અર્થમાં રાજસ્થાનીમાં પોળ શબ્દનો અર્થ અત્યારે પણ દરવાજો થાય છે. મુખ્ય દરવાજાને रामपोळ એટલે કે રમ્ય દરવાજો કહે છે, પાવાગઢ ઉપર ઉપાડી લેવાય એવાં પાટીયાંના પૂલવાળો દરવાજો હતો તે સ્થળ અત્યારે પણ ' પાટીયાપોળ ' ને નામે ઓળખાય છે. પૃ. ૧૦૦ વળાવા ' પોળ લગી વળાવા જાય ' સં. वल् ઉપરથી થએલા ગત્યર્થ પ્રાકૃત वोल् ધાતુ ઉપરથી જૂ. ગૂ. માં બેરકરૂપ વુલાવ કે વોલાવ થયું છે ચાલુ ગૂજરાતીમાં વળ, અને વળાવ વપરાય છે. પૃ. ૧૨૪ પ્રાંગર્ણું-સં. पायरण-प्रावार-જૂ. ગૂ. માં પાંગરણ, પ્રાંગર્ણ ( જગન્નાથ, સુદામો ) મરાઠી ' પાંવરણુ '.

## શબ્દસિદ્ધિ+

સંસ્કૃત એટલે શુદ્ધ, સંસ્કાર પામેલી, શિષ્ટવર્ગની ભાષા તથા પ્રાકૃત એટલે અસંસ્કારી સામાન્ય લોકોની ભાષા-એ બન્નેમાંથી આપણી હાલની બોલાતી ભાષા ઉદ્ભવી છે. આપણી દેશી ભાષાનો ઉત્તરોત્તર વિકાસ તથા પ્રચાર કેમ થયો તે જાણવા થોડાક સામાન્ય નિયમોથી ગૂજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ બતાવવા પ્રયત્ન કરીએ.

સંસ્કૃત ભાષાનું બગડેલું સ્વરૂપ તે પ્રાકૃત. ઉચ્ચારની ખામીથી અને અન્ય પ્રજાના સમાગમથી સંસ્કૃત ભાષામાં વિકાર પેસવાથી પ્રાકૃત ભાષા જન્મ પામી. પ્રાકૃતથી પણ વિશેષ ભ્રષ્ટતા પામેલી અપભ્રંશ ભાષા છે, પ્રાકૃત અને અર્વાચીન દેશી ભાષાનું એ વચલું પગથીઉં છે.

સંસ્કૃતમાંથી પ્રાકૃત અને અપભ્રંશદ્વારા ગૂજરાતી ભાષામાં આવતાં શબ્દોમાં કેવો ફેરફાર થયો છે તે નીચે આપીએ છીએ.

ઉચ્ચારશાસ્ત્રના નિયમોને લઈને દરેક બોલવાની ભાષામાં વિકાર થયાં જ કરે છે. છતાં સંસ્કૃતમાંથી સાંગોપાંગ દેશી ભાષામાં ઉતરી આવેલા શબ્દો, તત્સમ-એટલે મૂલ સંસ્કૃતમાં જેવા છે ત્હેવા-કહેવાય છે. બંગાળી, મરાઠી અને હિન્દીના કરતાં ગૂજરાતીમાં તત્સમ શબ્દોનું પ્રમાણ ઓછું છેઃ—ઉદા- મનુષ્ય, દર્શન, ઇશ્વર વિગેરે..

---

+ રા. બ. કમળાશંકર ત્રિવેદીના ' બૃહદ્વ્યાકરણ ' માંના ' શબ્દ-સિદ્ધિ ' નામના પ્રકરણ ઉપરથી આ ભાગ ઉપજાવી કાઢયો છે. ઉદાહરણ, મળી આવ્યાં ત્યાં સુધી ' સુદામાચરિત્ર ' માંથી જ આપ્યાં છે.

માતૃભાષા સંસ્કૃતમાંથી, પુત્રીઓ જેવી દેશી ભાષામાં જે શબ્દો ફેરફાર થઈને આવ્યા છે તે तद्भव-એટલે મૂળ સંસ્કૃતમાંથી ઉદ્દભવેલા-ઉત્પન્ન થયેલા કહેવાય છે. તદ્દભવ શબ્દોના બે પ્રકાર છે એકમાં, સંસ્કૃતમાંથી પ્રાકૃતદ્વારા દેશી ભાષાઓમાં આવેલા શબ્દોનો સમાવેશ થાય છે જે શબ્દો પ્રાકૃતના નિયમને અનુસારે વિકાર પામેલા હોય છે તે प्राचीन तद्भव કહેવાય છે; જેમકે शुष्क-सुक्ख-સૂકું; योग्य-जोग्ग-જોગ; रात्रि-रत्ति-રાત વિગેરે; બીજા પ્રકારમા, સંસ્કૃતમાંથી ફેરફાર થઇ લાગલા જ દેશી ભાષાઓમાં દાખલ થયેલા શબ્દ, સામાન્ય લોકોએ કરેલા ઉચ્ચારને લીધે ભ્રષ્ટ થયેલા તે अर्वाचीन तद्भव કહેવાય છે-જેમકે ભગની, કિરપા, કુરણા, સધાસન, સનેહી, રતન, ગનાન ઉપગાર વિગેરે. અંહી કેટલાક શબ્દોમા સયોગના ભાગ જૂદા પાડવામા આવે છે, અને કેટલાકમાં સયોગના બે વર્ણ વચ્ચે સ્વર મૂકાય છે.

તત્સમ અને તદ્દભવ શબ્દો ઉપરાત કેટલાક શબ્દો એવા છે કે તે સંસ્કૃત નથી તેમજ સંસ્કૃતમાથી આવેલા પણ નથી. ત્હેવા શબ્દો દેશની મૂળ ભાષા-અનાર્ય ભાષામાથી આવેલા છે, માટે देश्य કે देशज કહેવાય છે-જેમકે ઝાડ, શેરી, પેટ વિગેરે.

## સ્વરોના ફેરફાર.

( ૧ ) બે પાસેનાં વ્યંજનોમા એક જ સ્વર હોય તો ઉચ્ચાર કરવો અઘરો પડે માટે બેમાના એકને ઠેકાણે અસવર્ણ ( જે હોય ત્હેનાથી જૂદો ) સ્વર થાય છે.

' અ ' નો ' એ '-शयन-સેન, शय्या-પ્રા. सज्जा-સેજ્યા, સેજ; गृहस्थ-ગ્રહેસ્થ, वल्ली-પ્રા वेल्ली-વેલ.

' અ ' નો ' આ ' અને ' આ ' નો ' અ '-अधीन-આધીન; आवास-અવાસ.

( ૨ ) ' ઇ ' અને ' ઉ ' ના કરતા ' અ ' નો ઉચ્ચાર કોમળ છે. એ ઉચ્ચાર કરવામા ' ઇ ' અને ' ઉ ' ના જેટલી જીભની ગતિની જરૂર નથી. ઉચ્ચારનો પરિશ્રમ બચાવવો એ બોલાતી ભાષામા સ્વાભાવિક પ્રવર્તતો નિયમ છે. આ'વા કારણથી ઘણા શબ્દોમા ' ઇ ' અને ' ઉ ' ને બદલે ' અ '

( ૩ ) ' ઇ ' અને ' ઉ ' ના ઉચ્ચાર કરતાં ' એ ' અને ' ઓ ' ના ઉચ્ચાર કોમળ છે; કારણ કે એમાં ' ઇ ' અને ' ઉ ' ના ઉચ્ચારમાં કરવી પડે છે તેટલી જીભ ઉંચી નીચી કરવી પડતી નથી.

' ઇ ' નો ' એ '–विरागी–વેરાગી; नीव्र–નેવ ( ' શ્રાવણ નેવ ' ), क्षिप्र–ખેવ, તતખેવ.

' ઉ નો ' ઓ '–मुरारि–મોરારી, मुख–मुह–મોં; ताम्बूल–તંબોલ उत्सव–ઓચ્છવ, अनुपम–અનોપમ, भूमि–ભોમ, भुवन–ભોવન; गुरु–ગોર, ગોરાણી, सुवर्णकम्–સોનું.

( ૪ ) ' ઐ ' ને ' ઔ ' ના અનુક્રમે ' એ ' ને ' ઓ '–वैर–વેર, तैलम्–પ્રા तेल्लं–તેલ, सौभाग्य–પ્રા. सोहग्गं– સોહાગ, સુહાગ, સુભાગ, मौक्तिकम्–પ્રા. मोत्तिअ–મોતી; गौर–પ્રા. गोरो–ગોરું; यौवन–પ્રા. जोव्वण–જોબન.

( ૫ ) ઋનો ફેરફાર—ऋ મા સ્વર અને વ્યંજનનું તત્ત્વ, બન્ને મળેલા છે. એમાંના સ્વર તત્ત્વનો ' અ ' કે ' ઇ ' થાય છે.

' ઋ ' નો ' અ ' કે ' આ '–वृद्ध–પ્રા वड्ढो–વડો; ऋण–રણ. ( ' રણછોડ ' ) અંહી ઋનો ર થયો છે, मृत्तिका–માટી; शृङ्खला–સાંકળ.

' ઋ ' નો ' ઇ '–कृपा–કિરપા; ऋद्धि–રિદ્ધિ; ( 'ઋ' નો રિ); कृत–પ્રા. किद्दो–કીધો; दृश्यते–પ્રા. दिस्सइ–દીસે.

' ઋ ' નો ' ઉ '–पृष्ठम्–પ્રા. पुट्ठं–પુંઠ, પૂઠ, પુંઠળ, प्रच्छ्–पृच्छ् પ્રા. पुच्छ–પૂછવું; श्रु ( शृणु )–પ્રા. सुण–સુણવું.

( ૬ ) ઉપસર્ગમાંથી કે બીજા પદભાગમાંથી આદિ ' અ ' કે બીજો કોઇ સ્વરનો લોપ થાય છે–उपविष्ट–પ્રા. उवइट्ठो–બેઠો, હિં. बैठा; अभ्यञ्जन–ભીંજવું; अभ्यन्तर–ભીતર. आस्तरण–સાથરો

( ૭ ) કેટલાક શબ્દોમાં આદિ ' અ ' ઉમેરાય છે. એ ઉમેરો ઉપજન કહેવાય છે—જેમકે मिथ्या–અમથું, रिष्ट–અરિષ્ટ, लोप–અલોપ, मोहन ( मुह्–મુઝાવું ) અમુઝણ

## સ્વરભારનો નિયમ.

બધી દેશી ભાષામાં ઉપાન્ત્ય (છેલ્લાથી પહેલા)સ્વર ઉપર ભાર મૂકાય છે.

તેથી અન્ત્ય સ્વર લોપાઇ ઉપાન્ત્ય સ્વર દીર્ઘ થવાનું વલણ છે-જેમકે दंष्ट्रा-દાઢ, अक्षि-अक्खि-આખ પરંતુ બેથી વધારે સ્વરવાળા શબ્દોમા એ નિયમ સાચો પડતો નથી ગૂજરાતીમા સ્વરભાર હમેશ શબ્દના આદિ સ્વર પર અને શબ્દ મ્હોટો હોય તો આદિ સ્વર પર અને બીજા સ્વર પર એ બે ભાગપર ભાર પડે છે આ સ્વરભારને લીધે છેડેનો 'અ' અને મ્હોટા શબ્દોમા તેની સાથે વળગેલો 'અ' પણ બોલાતો નથી.

( ૧ ) આ નિયમને અનુસારે તદ્ભવ શબ્દોમા અન્ત્ય 'આ', 'ઇ' ને 'ઉ' નો શાન્ત, અનુચ્ચરિત 'અ' થાય છે वार्ता-વાત; सज्ञा-પ્રા मण्णा-સાન, विपत्ति-વિપત, मति-મત, कुक्षि-કૂખ, शालि-શાલ, गोष्टि-ગોઠ, वस्तु-વસ્ત, भानु-ભાણ

## અસંયુક્ત વ્યજનના ફેરફાર.

( ૧ ) સામાન્ય રીતે આદિ વ્યંજનમા ફેરફાર થતો નથી-જેમકે मुष्टि-મૂઠ, कोकिल-કોયલ વિગેરે

( ૨ ) અઘોષના ઉચ્ચાર કરતા ઘોષ વ્યંજનના ઉચ્ચારમા ઓછો પરિશ્રમ પડે છે, તેથી શબ્દના વચલા વ્યજનોમા અઘોષને બદલે ઘોષ થાય છે.

પ્રાકૃત વ્યાકરણના નિયમ પ્રમાણે અનાદિ, અસંયુક્ત એવા કેટલાક વ્યજન લોપાઇ જાય છે, પરંતુ દેશી ભાષામા કેટલેક સ્થળે લોપ થવાને બદલે ઉચ્ચારશાસ્ત્રના નિયમ પ્રમાણે અઘોષના ઘોષ વર્ણ થાય છે-જેમકે

'क्' નો 'ग्'-काक-પ્રા काओ-કાગ, मूक-મૂગો बग-બગ(ું)

'ट्' નો 'ड्'-जट-પ્રા. जडो-જડ-(વડોદરૂ). कटि-કેડ. वटुक-પ્રા वडुओ-બાડવો ( બાડુવા ), रट् ( रटति )-રડવુ, स्फोट-ફોડવુ.

'त्' નો મૂર્ધન્ય 'ट्' થઇ 'ड्' -प्रतिवेशी-પડોશી (પડોસણુ) पत्-પડવુ, कौतुक-કોડ,

'त्' નો 'द्' 'ध्' -घृत्त-અપ. घीदउं-ઘીડુ, पीत-અપ, पीदउं-પીડુ.

'प्' નો 'व्' ક્વચિત્ 'म्' ताप-તાવ, दीप-દીવો, गोपाल-ગોવાળ, मण्डप-માડવો, कपाट આ. कवाड-કમાડ.

'ठ्' નો 'ढ्'-पठ्-પઢવુ, मठ-મઢી.

'ડ્' નો 'ર્' કે 'લ્'–(ડ, ર્, લ્, પરસ્પર બદલાય છે) रुक्ष–लुक्ख–લુખું, अट्टालिका અટારી, दोहद प्रा. दो (ડો) હલો, ડોહેલા,

'स्' નો 'च्' કે 'छ्'–संवत्सरी–સમચરી, उत्सव–ઓચ્છવ, अप्सरा–અપછરા, उच्छृङ्खल– उत्+शृङ्खला) ઉછંછળ, ઉછાંછળું.

(૩) દંત્યવ્યંજનના ઉચ્ચાર કરતાં મૂર્ધન્ય વ્યંજનના ઉચ્ચારમાં મહેનત વધારે પડે છે, તેથી પ્રાકૃતમાં 'द्' નો 'ड' ઘણીવાર થાય છે. 'न्' નો 'ण' સામાન્ય છે —જેમકે

'द्' નો 'ड्'–शद् (નાશ પામવું) प्रा. सड्ड–સડવું ('સડ્યા સરખા છોકરા'), वृद्ध–વડો, दह् (दह्यते कर्मणि) प्रा. डह डज्झइ: દાઝે, दोला–प्रा. डोला–ડોલવું, હિંડોળો

'न्' નો 'ण्' कर्ण–કાન, संज्ञा–प्रा. सण्णा–સાન; अरण्य–प्रा. रण्ण–રાન.

## વ્યંજનોનો લોપ.

(૧) અનાદિ અસંયુક્ત क, ग, च, ज, त, द, प, य, અને व, બહુધા લોપાય છે પ્રાકૃતમાં એવાં વ્યંજનો લોપાયા પછી સ્વર સંધિ થયા વિનાના રહે છે; પણ દેશી ભાષામાં તેની સંધિ થાય છે.

અનાદિ 'क्' નો લોપઃ—अन्धकार–અંધાર; कोकिल–प्रा. कोइल–કોયલ, शीतकालक.–प्रा. सीअआ (या) लओ–શિયાળો. विकालकम्–प्रा. विआलउ–વિઆળુ, વાળુ

અનાદિ 'ग' નો લોપઃ—सागर–प्रा. सायर–સાયર; द्विगुण–प्रा दुउणो–બમણું.

અનાદિ 'च्' નો લોપ.—वचन–प्रा. वयण–વેણ; वचनकम्–અપ. वअणउं–વાનું, બાનું.

અનાદિ 'ज्' નો લોપ–भाजन–प्रा. भाअण–ભાણું. राजा–प्रा राआ–राया–રાય.

અનાદિ 'त्' નો લોપ–गतक–અપ. गयअउ–ગયો; चातुर्वशी–प्रा. चउवीस–ચોવીસા; माता–प्रा. माआ–મા; चतुष्क–प्रा. चउक्क–ચોક, प्रतोली–પોળ, सत्य–प्रा. सच्च–સાચું,

અનાદિ 'द्' નો લોપ –खादितव्यकम्–અપ. खाइअव्वउं–ખાવું; पाद–પાય; हृदय ( कम् )–અપ. हिअअउं–હઇયું ( સ્વરવ્યત્યય થઇને ).

અનાદિ ' प् ' નો લોપઃ–प्रिय–અપ. पिउ–પિઉ; पानीयम्–પ્રા. पाणिअं–પાણી.

અનાદિ ' व् ' નો લોપ –प्रविष्ठ–પ્રા. पइट्ठो–પેઠ–પેઠો; उपविष्ट–પ્રા उवइट्ठो–બેઠ, બેઠો, ( उ લોપાઇ ), जीव–પ્રા. जीओ–અપ. जीउ–જી ( સરખાવો ' જીયાવર ' ).

અન્તસ્થ ( य्, र्, ल्, व् ) ના ફેરફાર

( ૧ ) य् નો ज् હિન્દી ને બંગાળી, તેમજ પંજાબીમાં નિયમિત રીતે થાય છે, પણ મરાઠી અને ગૂજરાતીમાં કંઇક ઓછો થાય છે.

' य् ' નો ' જ્ '.—यश–જશ, याग–જાગ; यज्ञ–જગન; कार्य–કારજ; योग्य–જોગ.

' य ' નું સંપ્રસારણ ( ઇ ):—व्यजनकम्–વીજણો, नयन–પ્રા णयन–નેન; रजनी–પ્રા. रयणी–રેણ

' र् ' લોપાતો નથી, ચીકણો છે.—दारिद्य–દળદર; हरिद्रा–પ્રા हलिद्दी–हलद्दी–હળદર

' व् ' નો ' ઉ ' ( સંપ્રસારણ )—त्वरमाण–પ્રા. तुरत–તુરત, તરત; प्रतिवेशी–પડોશી. धवल–ધોળું

( ૨ ) સામાન્ય રીતે અલ્પપ્રાણ ( એટલે પાંચ વર્ગના પહેલા, ત્રીજા અને પાંચમા વ્યંજનો તથા ય, ર, લ, વ ) લોપાય છે, અને ' હ્ ' ચીકણો હોવાથી કાયમ રહે છે, આ કારણથી ખ્, ઘ્, થ, ધ્ ને ભ્ નો હ થાય છે.

' ખ્ ' નો ' હ્ '–सखी–પ્રા. सही–સહી, સાહેલી; मुख–मुह–મોં; लेखक પ્રા. लिहओ–લહીઓ

' ઘ્ ' નો ' હ્ '–मेघ–પ્રા. मेह–મેહ, મેહુલો

' थ् ' નો ' દ '—पृथुक–પહુંઆ, प्रथम–પહેલું, कथ्–પ્રા कह–કહેવું; ( ग्रंथि–ગાંઠમાં ' थ् ' કાયમ છે ).

'ध्' નો 'ह्'—મધ્યે-મંહી; दधि-પ્રા. दहि-દહિં; वधू-પ્રા. वहू-વહુ.

'भ' નો 'ह'—शुभम्-પ્રા. सुहू-મોહનું; सौभाग्य-પ્રા. सोहग्ग-સોહાગ, भू-પ્રા. हो-હોવું; वल्लभ-વહાલું; विभज्-વહેંચવું.

'श', 'ष', નો 'न'.—शृङ्खला-સાંકળ; शुष्कतम्-સૂકું; विश्राम-વિસામો. शय्या-સેજ.

'ष', નો 'ख':—જૂની ગૂજરાતીમાં 'ष्' નો 'ख्' લખાય છે ને ઉચ્ચારાય છે. જેમકે भाष्-ભાખવું; विष-વિખ.

'श्' નો 'छ्'-शेष-છેક, છેલ્લું, છેડો, છેવટ

## અનુસ્વારનો ઉમેરો.

બોલનારનું નાકમાંથી બોલવાનું વલણ આનું કારણ છે—જેમકે अश्रु-પ્રા. अंसु-આંસુ, मार्जार-પ્રા. मंजार-માંજર માંજાર; अक्षि-પ્રા. अक्खि-આંખ; चक्र-પ્રા. चंक-ચાંક, વાંકું.

## સંયુક્ત વ્યંજનના ફેરફાર.

દરેક વર્ગના પહેલાં ચાર વ્યંજનો પ્રબળ કહેવાય છે. બાકીના એટલે અનુનાસિક ( ङ्, ञ्, ण्, न्, म्, ) અન્તઃસ્થ (य्, र्, ल्, व, ) અને ઉષ્મ ( श्, ष्, स्, ह्, ) એ નિર્બળ વર્ણ છે. આવા વ્યંજનોના સંયોગ ત્રણ પ્રકારના છે-પ્રબળ, મિશ્ર, અને નિર્બળ: પ્રબળ વર્ણના જોડાક્ષર તે પ્રબળ સંયોગ, નિર્બળ વર્ણના જોડાક્ષર તે નિર્બળ સંયોગ, અને પ્રબળ અને નિર્બળ વર્ણોના જોડાક્ષર તે મિશ્રસંયોગ કહેવાય છે.

(૧) પ્રબળ સંયોગમાં પ્રાકૃતમાં પ્રથમ વ્યંજન બીજાને મળતું થાય છે, એટલે પ્રથમ લોપાય છે, અને બીજું બેવડાય છે. ગૂજરાતીમાં પ્રથમ વ્યંજનનો લોપ થઇ પૂર્વ સ્વર દીર્ઘ થાય છે-જેમકે शब्द-પ્રા. सद्द-સાદ; कुब्ज-પ્રા. खुज्ज-કુબડો; सप्त. પ્રા. सत्त-સાત; उत्था-ઉઠવું.

(૨) મિશ્ર સંયોગમાં, પ્રાકૃતમાં નિર્બળ વ્યંજન લોપાઇ પ્રબળ બેવડાય છે. દેશી ભાષામાં બેમાંથી એક વ્યંજન લોપાઇ પૂર્વ સ્વર દીર્ઘ થાય છે-જેમકે यज्ञ-જાગ. अग्नि-પ્રા. अग्गि-આગ; संज्ञा-પ્રા.सण्णा-સાન

(૩) નિર્બળ સંયોગમાં, નિર્બળ વ્યંજન અનુનાસિક હોય અને પ્રબળ વ્યંજનની પૂર્વે આવ્યું હોય તો ત્હેનું અનુસ્વાર થાય છે; પ્રાકૃતમાં એવી સ્થિતિમા પૂર્વ સ્વર દીર્ઘ થતો નથી, પણ દેશી ભાષામા થાય છે:— स्कन्ध-પ્રા. खंध-ખાંધ; जङ्घा-જાંઘ; कम्प्-પ્રા. कंप्-કાંપ (વું).

## ઊષ્માક્ષરવાળા મિશ્રસંયોગ.

આ પ્રકારના સંયોગમા જોડાક્ષરના બન્ને વ્યંજનમાં તત્ત્વ સમવાય એવી રીતે ફેરફાર થાય છે. स्क, ष्क्, श्च, स्त्, ष्ट्, स्प, ष्प् માંના ઉષ્માક્ષર અને શ્વાસવર્ણોનું મહાપ્રાણત્વ તત્ત્વ क, च, ट, त्, प, મા મળી જઇને ત્હેના ख्, छ, ठ, थ्, ને फ्, થાય છે, પછી તે બેવડાય છે, ( આરંભમાં હોય તો તે બેવડાતો નથી ) અને પ્રથમ વર્ણ તરીકે તે તે વર્ગનું પહેલું વ્યંજન થાય છે.

'स्क्'-स्कन्ध-પ્રા. खन्ध-ખાંધ ( स् લોપાઇ क् નો ख् થયો છે ).

'ष्क्' शुष्क-પ્રા. सुक्ख-સૂકું; 'श्च'-पश्च-પ્રા. पच्छ-પછે, પછી.

'स्त्'-हस्त-પ્રા. हत्थ-હાથ; स्तम्भ-પ્રા. थम्भ-થાભલો, થંભવું; स्तोक-પ્રા. थोअ-થોડું.

'ष्ट्'-मुष्टि-પ્રા. मुट्ठि-મુઠી, મુઠ; तुष्ट-પ્રા. तुट्ठ-તૂઠ્યું, ત્રુઠ્યું.

'स्थ्'-स्थानक-થાનક, स्थान-પ્રા. थाम-ઠામ.

'ष्ठ्'-पृष्ठकम्-અપ. पट्ठउ-પાઠું; पिट्ठ-પીઠ; पुट्ठ-પુઠ; षष्टकम-અપ. छट्ठउ-છઠું.

'स्फ्'-स्फाटिक-ફટિક, स्फुट-ફુટ ( વું ).

'त्स्' અને 'त्स्' મા स् નો મહાપ્રાણ અઘોષ छ् થાય છે-જેમકે उत्सव-ઓચ્છવ; संवत्सरी-સમચરી ( અંહી स् નો च् થયો છે )

'क्ष्'-क्ष् નો ઉચ્ચાર क्+ष् જેવો શુદ્ધ થાય ત્યારે ष् નું મહાપ્રાણત્વ તત્ત્વ क् મા મળીને ख् થાય છે. જેમ કે.—

क्षमा-ખમા; बुभुक्षा પ્રા. बुहुक्खा-ભૂખ, शिक्ष-પ્રા. शिक्ख-

# શુદ્ધિપત્રક—માત્ર મુખ્ય ભૂલોનું.

## પ્રસ્તાવના.

અશુદ્ધ. શુદ્ધ

સામાજીક સામાજિક

લક્ષ્યબિંદુ લક્ષ્યબિ દુ

ઉજ્જવલ ઉર્જ્વલ

કાઠેના કાઠેના

.૪આખી ભક્તો ભાખા ભક્તો

અ ગ્રેજી વાક્યમા walk ને

૧ બદલે lern અને lean ને બદલે walk વાચવું.

કબૂલન કાઢી નાખો

લોકરૂચિના લોક રુચિના

ર્ગન સ્ફુરણા સ્ફુરણા

દ જ્ઞાસા જિજ્ઞાસા

અદ્ભુત પ્રિયતાને અદ્ભુત રસ પ્રિયતાને

વધારતાનો વધારનારો

વ્યગ વ્યગ્ય

રૂચિઓને રુચિઓને

ર્જનધાર્મિક (૧) કવિતા ધાર્મિક (૧) કવિતા

૭ ધમ ધર્મ

૩ 'આ વરસમા સિંહસ્થ આવવાથી કવિ ગોદાવરી યાત્રાએ ગયા ' એ લીંટી

પૃ લીંટી અશુદ્ધ શુદ્ધ.

સ. ૧૭૩૦ ને બદલે સં. ૧૭૪૦ મા વાચવી

૧૪ છે ૧૦ સાબાસીમા સાબાશીમાં

૧૪ ૭ ૪ નંદરબાદ નંદરબાર

૧૫ ૧૩ સં. ૧૭૩૦ સં. ૧૭૪૦

૧૮ છેલ્લી નરસિંમહેતા નરસિંહમહેતા

૧૭ ૯ વાટ દાટ

૧૭ ૧૯ થોડુ થોડું

૧૮ ૨૧ મારે માટે

૨૨ ૨ કાણેડે ઠેકાણે

૨૨ છે ૭ પરેડાઇઝ પેરેડાઇઝ

૨૩ ૫ થઇ પછી

૨૪ છે ૮ સટીઆઓએ સહીઆઓએ

૨૫ ૧ 'લિપિ' શબ્દ માર્જીનમાથી કાઢી લીંટી સાથે વાચો

૩૬ છે ૩ 'મ્હને કાઇ આપ્યુ ' 'મ્હને કાંઇ ન આપ્યુ'

૪૨ છે. કરે છે થયો છે

૪૪ માર્જીન 'ગોરાણીએ' કાઢી નાખો

૪૫ ૭ દર્પાયુક્ત ઇર્ષ્યાયુક્ત

૫૦ ફુ ૧૯ વત્સલ વત્સે

૫૫ ફુ ૩૭ ઠીક તક

૫૬ ૩ વજતુ વજતું

## સુદામાચરિત્ર મૂલ.

૨ ૧૫ ન ઇચ્છે સુખ ન ઇછે

૩ ફુ ૬ પુન્ય પૂન્ય

૮ ૨૫ દ્રરિદ્ર દરિદ્ર

૧૦ ૧૨ વૈરાગી વેરાગી

૧૦ ફુ ૮ છોડાય છોવાય

૧૨ ૧૧ ચકટાંનો ચકટાને

૧૫ ૧૭ અશરણ—શણ અશરણ—શર્ણ

૧૫ ૨૨ ઉલાવી ઉલાળી

૧૭ ૧૧ ચતા ચંતા

૧૭ ૧૬ મમાચાર સમાચાર

૧૯ ફુ. ૪ આવી આપી

૨૨ ૨ રૂદય રૂદયા

૨૨ ૧૩ છાપરા છાપરી

૨૨ ફુ. ૧૧ મોરા મોટા

૨૭ છે. ૨ કરી કરી

૨૮ ફુ. છે. હતે તેહ